

'વિજયનગરનાં ભીંતચિત્રોમાંથી' 'કૃષ્ણ ભક્તિ'



**પ્રાચીન કળામાં હસ્તચિહ્નો તથા આયુધો :** આપણાં પ્રાચીન ચિત્રો તથા શિલ્પોમાં મૂર્તિઓના હાથમાં અમુક વસ્તુઓ આયુધો આપેલાં દેખાય છે. એ બધાં હસ્તચિહ્નો પાછળ અમુક સંકેત રહેલા હોય છે. આ ઉપર એવાં કેટલાંક સર્વસામાન્ય પ્રતીકોનો આપ્યો છે, જેનાં નામ, તેના પર લખેલા ક્રમાંક મુજબ આ પ્રમાણે છે: ૧ માળા, ૨ ફળ, ૩ શંખ, ૪–૫ કમળ, ૬ ડમરુ, ૭ ખડ્ગ (તલવાર), ૯ પાશ, 10 ભાલો, ૧૧–૧૨ કમળ, ૧૩ આમ્રલુંબી (આંબાની લૂમ), ૧૪ હાથી, ૧૫ ઢાલ, ૧૬ કમંડળ, ૧૭ ૧૮ પુસ્તક, ૧૯ શંખ, ૨૦ ઘંટ, ૨૧ પાશ, ૨૨ વીણા, ૨૩ બાળક, ૨૪ આમ્રલુંબી, ૨૫ ભાલો, ૨૬ બાણ, ૨૭ જમૈયો, ૨૮ ધનુષ્ય ત્રિશૂલ, ૩૦ બાળક, ૩૧ કમળ, ૩૨ કુંભ. (બ્લૉક: શ્રી સારાભાઈ નવાબ સંપાદિત 'ભારતનાં જૈન તીર્થો'માંથી—તેમના

# રાષ્ટ્રધર્મ

એક રાજ્યના નવાબ અમેરિકાથી એક મોટર લેતા આવ્યા હતા. તેમાં રેડિયો-સેટ વગેરે દરેક સગવડ હતી. અને બીજી અજાયબી એ હતી કે તે જમીન પર ચાલતી ને પાણી પર પણ તરી શકતી! મોટરની કિંમત પણ થોડી ન હતી: કેવળ ૩૫,૦૦૦ રૂપિયા!

પરંતુ રાજ્યમાં આવ્યા પછી નવાબને ખરી મુશ્કેલીનું ભાન થયું. રાજ્યભરમાં એક પણ પાકી સડક ન હતી' મોટર ચાલે ક્યાં? ગ્રામ-જનતામાં પણ હાસ્યની એક વિચિત્ર વૃત્તિ હોય છે. લોકો કહેવા લાગ્યા: 'આ મોટર તો તળાવમાં જ તર્યા કરશે.' આ વાત નવાબના કાન સુધી પહોંચી. ગુસ્સો તો ખૂબ ચડ્યો, પરંતુ વાત સત્ય હોય ત્યારે કોઈની જીભ પકડી શકાય છે? રાજ્યની આવક એટલી ન હતી કે રેલવે સ્ટેશનથી રાજધાની સુધી પાકી સડક બનાવડાવી શકે. અંતે હારીને નવાબે મોટરને રેલવે સ્ટેશનની નજદીકના ગરાજમાં કેદ કરી દીધી; અને થોડા દિવસ પછી દિલ્હીથી એક એજન્ટ આવ્યો. તેની સાથે સોદો થઈ ગયો. નવાબે ત્રીસ હજારની મોટર બાવીસ હજારમાં વેચી નાખી.

આપણા સમાજના ઘણા લોકોની સ્થિતિ નવાબ જેવી છે. આપણે વ્યક્તિવાદમાં એટલા '.ગ્ન છીએ કે આસપાસના સમાજનો આપણને ખ્યાલ જ નથી આવતો. આપણી અંદર એ વિચાર જ પેદા નથી થતો કે જ્યાં સુધી મારા સમાજબંધુ સુખી નહિ થાય ત્યાં સુધી હું સુખી નહિ થઇ શકું.

બીજી એક વૃદ્ધાની ખરી બનેલી વાત છે. એક દિવસ તેણે ઘરમાં મરેલો ઉંદર પડેલો જોયો. માજીએ ચીપિયા વડે તેની પૂંછડી પકડી બારીમાંથી બહાર રસ્તા ઉપર ફેંકી દીધો. એ ત્યાંથી પસાર થતા એક લાલા જોધારામ ઉપર પડ્યો. માજીએ તો મુડદાથી છૂટા થઈને ગૌમૂત્રથી એ વખત એ જગ્યાને સાફ કરી ને બીજી વખત સ્નાન કર્યું. બસ, તેણે સમજી લીધું કે મારું કર્તવ્ય પૂરું થઇ ગયું છે. પણ ખરી રીતે તો તેણે આમ પોતાના ઘરની સફાઇ કરીને શહેરને જ નહિ પણ આખા પ્રાંતને પણ અસ્વચ્છ બનાવી ધૂળધાણી કરી નાખ્યો હતો.

પેલો ઉંદર પ્લેગનો હતો. તે જંતુ લાલા જોધારામના શરીર પર ચડ્યાં. તે ત્યાંથી રાવલપીંડી થઈને ગુજરાનવાલા ગયાં. ગુજરાનવાલામાંથી એ રોગ કેટલાં યે શહેરોમાં ફેલાયો. પ્રાંતભરમાં સંકટ આવી પડ્યું. તે એટલે સુધી કે છેલ્લે એ વૃદ્ધાનું ઘર પણ બચવા ન પામ્યું. વૃદ્ધા અને તેનો પરિવાર પ્લેગની ઝપટમાં આવી ગયાં. આ વાત જૂની છે, પણ સત્ય છે.

આ મહાસંકટના શ્રીગણેશ જે વૃદ્ધાથી થયા તેને જો સમસ્ત સમાજનો વિચાર હોત, અને એ પણ ખબર હોત કે પ્લેગના ઉંદરને બાળી નાખવો એ જ ધર્મ છે, તો તે તેને શેરીમાં ન ફેંકત અને પ્લેગ પ્રાંતભરમાં ન ફેલાત. વૃદ્ધાના ઘરમાં જ પ્લેગનાં સઘળાં જંતુ મરી જાત. પરંતુ વૃદ્ધાના મનમાં વ્યક્તિગત સ્વચ્છતાનો ખ્યાલ હતો; તેને સામાજિક સ્વચ્છતાની ચિંતા ન હતી. 'શેરી ભલે ગંદી થઈ જાય, પણ મારું ઘર સાફ રહેવું જોઇએ' એ તેની વૃત્તિ હતી; પરિણામ શું આવ્યું? ગલી પણ ગંદી થઇ, (ઘર તો અંતે ગંદુ થયું જ,) શહેર અને પ્રાંત પણ ગંદાં થયાં.

કોઈપણ કાર્ય કરતાં પહેલાં આપણે વિચારવું જોઇએ કે, આ કાર્યની અસર બાકીના સમાજ ઉપર કેવી પડશે? સમાજને માટે ઘાતક તો નહિ થાય ને? જો સમાજને હાનિ પહોંચે છે તો હું પણ સમાજનું એક અંગ હોવાથી મને પણ પરિણામે નુકસાન જ થશે.

એ જ રીતે ધર્મ-વિષયમાં યે જનસાધારણની ધારણા કંઈક વિચિત્ર છે. કેટલાક મહિના પહેલાં લાહોરમાં આયુર્વેદિક વિદ્યાલયની શરણાર્થી છાવણીમાં ડેરા ઈસ્માઈલખાંના કેટલાક પીડિત માણસો આવ્યા હતા. વિદ્યાલયના ઘાસના મેદાનમાં એક સાધ્વી બેઠી હતી. તેનાં કપડાં ગેરૂઆ રંગનાં હતાં. મુખ પર એક વિશેષ પ્રકારનું તેજ હતું. આસપાસ લોકોની મેદની હતી. તેને તે ઉપદેશ આપી રહી હતી: 'આપણે બધા પોતપોતાનાં ધર્મ-કર્મ કરીએ છીએ, પરંતુ એક વાતનો વિચાર નથી કરતા કે સૌનો માનીને પણ કોઇ ધર્મ છે. એ ધર્મ ભૂલી જવાથી આજે આપણી આ દુર્દશા થઈ છે. હું નથી જાણતી કે તમને આ ખ્યાલમાં આવે છે કે નહિ. હું તો મારી ભૂલ સારીરીતે સમજી છું. ડેરા ઈસ્માઈલખાંની નજીક પહાડપુરમાં મેં એક મોટો આશ્રમ સ્થાપ્યો હતો. હજારો રૂપિયાનો એના ઉપર ખર્ચ થયો હતો. અનેક સાધુ-સાધ્વી ત્યાં રહેતાં. પણ કોઇને એ ખ્યાલમાં ન આવ્યું કે આની રક્ષાનો પણ પ્રબંધ કરવો જોઇએ. હું પણ એ વખતે યોગાભ્યાસમાં બેઠી રહી. એ વિચાર ન [illegible] મારો સમાજ બળવાન નહિ હોય તો આ યોગાભ્યાસ શા કામનો? મેં [illegible] ધર્મપાલન કરવાનો પ્રયત્ન કર્યો, સમાજધર્મની પરવા ન કરી એનું ફળ આજે આપણે સૌ ભોગવી રહ્યાં [illegible] મારી યોગસાધના, આશ્રમ-શાંતિ ભજનકીર્તન સર્વ ધૂળમાં મળી ગયાં.' આ બોલતાં એ સાધ્વીની આંખમાંથી [illegible] ચાલ્યાં. લોકો એકબીજાની સામે જોઈ રહ્યા.

કેટલાક 'ધર્મિષ્ઠો' કહે છે: 'આ દુનિયા [illegible] આવું તો ચાલ્યા જ કરવાનું. અને આપણે પરલોક તો સંભાળવો જોઇએ ને?' પણ [illegible] માણસો આ લોકમાં સફળ નથી થતા [illegible] પરલોકમાં કેમ સફળતા પ્રાપ્ત કરશે?

આ લોકમાં સફળતા પ્રાપ્ત કરવી એ[illegible] અર્થ એ નથી કે બેંકમાં સારી રીતે પૈ[illegible] એકઠા કરી લેવા, બેચાર દુકાન અને મક[illegible] તૈયાર કરી લેવાં, પુત્ર-પુત્રીના વિવાહ સમ[illegible] લાખો રૂપિયા ખર્ચી નાખવા. પરંતુ 'આ[illegible] લોકમાં સફળતા'નો અર્થ એ છે કે, સમાજ[illegible] ના હિતને માટે નિષ્કામ કર્મવૃત્તિ. એ[illegible] બીજું નામ છે 'સામાજિક ભાવના.' આ [illegible] રાષ્ટ્રીય કાર્ય છે. એ કાર્ય ઈશ્વરી પણ [illegible] કેમકે સમાજ ઈશ્વરનું જ એક સ્વરૂપ છે[illegible] જેને સમાજના નાનામાં નાના અને ગરીબ[illegible] માં ગરીબ લોકમાં ભગવાન દેખાય છે એન[illegible] જ્ઞાનચક્ષુ ખુલી ગયાં, તેણે આત્માનું કલ્યાણ કરી લીધું ને પરમાત્માને પ્રાપ્ત કરી લીધો[illegible] એ રાષ્ટ્રધર્મ જ સર્વથી ઉચ્ચ ધર્મકર્તવ્ય છે[illegible] એ વગર સમાજ આગળ નહિ જઈ શકે. અ[illegible] જ્યાં સમાજ આગળ નથી જઇ શકતો ત્[illegible] સમાજની કોઇપણ વ્યક્તિ પણ ઉન્નતિ ન[illegible] મેળવી શકતી.

ધર્મવી[illegible]



આપણે આપણી આઝાદી પ્રામાણિકપણે ને આબરૂભેર લીધી છે ને તે જ પ્રામાણિકતા તથા આબરૂભેર આપણે તેને ટકાવવી જોઈએ. આપણે એવાં કામ કરી બતાવીએ કે આખી દુનિયાને કહેવું પડે કે આ લાયક લોકો છે. —ગાંધીજી

# અનંત લક્ષ્મણ કાન્હેરે



આ કાળમાં, ક્રાંતિકારી પ્રવૃત્તિએ જોર પકડ્યું તે પહેલાં મહારાષ્ટ્રમાં યુવાનોમાં ક્રાંતિની ભાવના ફેલાવા માંડેલી અને ગુપ્ત મંડળોની સ્થાપના થએલી. ૧૮૯૭મા ચાફેકર બંધુઓએ પિસ્તોલનો પહેલો ધડાકો કરી હિંદવારના શાંત નભોમંડળમાં જે ખળભળાટ મચાવી મૂક્યો ત્યારથી જ મહારાષ્ટ્રના જુવાનોમાં ક્રાંતિનો નવો પવન વાવો શરૂ થએલો. આમ, ક્રાંતિનાં જે બી યુવાનોનાં મનમાં વવાયાં તેને ઉછેરવાનું ને તેનો વિકાસ કરવાનું કામ કર્યું 'કાળ' પત્રના સમર્થ તંત્રી શિવરામ મહાદેવ પરાંજપેની કલમે. તે કાળે લો૰ ટિળકના 'કેસરી' કરતાં પણ 'કાળ' વધુ નિર્ભયતાથી સ્વાતંત્ર્યવાદ તથા ક્રાંતિવાદનો પુરસ્કાર કરતું. નાનાનાના સુધારાની પાછળ શક્તિ વેડફી ન દેતાં સંપૂર્ણ રાજકીય સ્વાતંત્ર્યના ધ્યેયની જ ઘોષણા કરવી જોઇએ એવી પરાંજપેની વિચારસરણીએ ઘણા યુવાનોને આકર્ષ્યા હતા. એ રીતે આકર્ષાએલાઓમા પોતાની કુશાગ્ર મેધાને કારણે નાશિકમાં રહેતા વિનાયક દામોદર સાવરકર મોખરે આવતા હતા. નાશિકમાં તેમણે તેજસ્વી યુવકોનું એક વર્તુળ તૈયાર કરીને પોતાની એ સ્વાતંત્ર્યભાવનાનો પ્રચાર કરવા માંડયો. તેમને લાગ્યું કે હિંદને હાલના સંજોગોમાં સ્વાતંત્ર્ય મેળવી આપવું હોય તો સશસ્ત્ર ક્રાંતિ સિવાય બીજો ઉપાય નહોતો. પણ સશસ્ત્ર ક્રાંતિ એ કંઈ રમતવાત નહોતી. સૌ પહેલાં તો યુવાનોને તૈયાર કરવા જોઇએ અને તે માટે ગુપ્ત મંડળો સ્થાપવાં જોઇએ તથા શસ્ત્રાસ્ત્રો ભેગાં કરવાં જોઇએ. પોતાના ખાસ દિલોજાન મિત્રોમાં આ ગુપ્ત મંડળ સ્થાપવાની તેમણે વાત કરી અને મિત્રોએ તેને સંમતિ આપતાં ૧૮૯૯ની નવેમ્બરમાં મહારાષ્ટ્રમાં પહેલી ક્રાંતિકારી ગુપ્ત સંસ્થાનો પાયો નખાયો. એ મંડળનું નામ 'રાષ્ટ્રભક્તસમૂહ' રાખવામાં આવ્યું અને તેનો સાંકેતિક શબ્દ 'રામહરિ' નક્કી થયો.

આ ગુપ્ત મંડળની સ્થાપના થયા પછી તેને વિસ્તૃત બનાવવા તેમાં નવાનવા વિશ્વાસુ માણસોની ભરતી કરવાનું ઠરાવવામાં આવ્યું. એ માટે જેમાંથી ચુનંદા યુવકોની પસંદગી કરી શકાય એવા એક પ્રકટ અને વ્યાપક મંડળની જરૂર લાગી. આથી ઇ.૧૯૦૦ના જાન્યુઆરીની પહેલીએ 'મિત્રમેળા' નામની એક પ્રકટ સંસ્થા સ્થાપવામાં આવી. આમ 'મિત્રમેળા' એ ખરી રીતે તો 'રાષ્ટ્રભક્ત સમૂહ'ની ખુલ્લી રીતે કાર્ય કરનારી શાખા જ હતી. એ 'મિત્રમેળા' દ્વારા વિવિધ કાર્યક્રમો શરૂ કરવામાં આવ્યા. દર અઠવાડિયે તેની સભાઓ ભરાવા લાગી. તેમાં સભ્યોને દેશની પરિસ્થિતિનું તથા બીજી બાબતોનું જ્ઞાન મળે એ દૃષ્ટિથી વ્યાખ્યાનો અપાતાં. શાળામાંથી જે આવશ્યક જ્ઞાન વિદ્યાર્થીઓને ન મળતું તે આ અઠવાડિક બેઠકોમાં મળી રહેતું. એ સિવાય દરેક સભ્યની ઓછામાં ઓછી જ્ઞાનમર્યાદા નક્કી કરવા દરેકે ૨૦-૨૫ વિશિષ્ટ પુસ્તકો વાંચવાં જ જોઇએ એવો નિયમ કરવામાં આવ્યો. વળી 'મિત્રમેળા' મારફત લો૰ ટિળકે શરૂ કરેલા શિવજયંત્યુત્સવ અને ગણેશોત્સવ ખૂબ મોટા પ્રમાણમાં ઉત્સાહથી ઉજવાવા લાગ્યા. તેમાં સ્વાતંત્ર્યની ભાવનાથી છલકાતાં ભાષણો થતાં તથા દેશભક્તિથી સભર ગીતો ગવાતાં. સાથેસાથે સમાજસેવાનાં કાર્યો પણ 'મિત્રમેળા'એ ઉપાડયાં. ૧૯૦૦ની સાલમાં નાશિકમાં થએલા પ્લેગ વખતે શબને સ્મશાનમાં લઈ જઈ તેના અંત્યવિધિનું વિકટ કાર્ય પણ એ મંડળે કરેલું.

ધીમેધીમે આ 'મિત્રમેળા'ની શાખાઓ આસપાસનાં ગામોમાં પણ સ્થપાવા લાગી, અને ૧૯૦૪ સુધીમા તો મહારાષ્ટ્ર ઘણાખરાં મહત્ત્વનાં સ્થાનો તેણે વ્યાપી લીધાં. આ બધી શાખાઓમાં એકસૂત્રતા જળવાઈ રહે તે માટે સર્વ શાખાના પ્રતિનિધિઓની એક સભા ૧૯૦૪માં નાશિકમા ભરવામાં આવી. જેમાં ઘ[ણા] વાદવિવાદને અંતે તેનું નામ બદલીને 'અભિનવ ભારત' રાખવા[માં] આવ્યું. જેમ બંગાળની ક્રાંતિકારી ચળવળના બી રોપવાનું ત[થા] તેને પોષણ આપી તેનું સમર્થન કરવાનું કાર્ય ત્યાંના 'યુગાંતર' 'સંધ્યા' આદિ પત્રોએ કર્યું તેમ મહારાષ્ટ્રમાં 'વિહારી' પત્રે કરે[લું] હ[તું]. ૧૯૦૬મા સરદારસિંગ રાણાએ જાહેર કરેલી શિવાજી શિષ્યવૃત્તિ મેળવીને સાવરકર ઇંગ્લેંડ ગયા ત્યાં પણ તેમણે 'અભિનવ ભારત'ની શાખા સ્થાપી. તેમાં લાલા હરદયાળ, સેનાપતિ બાપટ, મદનલાલ ધીંગરા ઇત્યાદિ મુખ્ય હતા. તેના તરફથી ઇંગ્લંડમાં જાહેર કાર્યક્રમો થતા ખરા, પણ તેનું મુખ્ય કાર્ય હિંદમાં શસ્ત્રાસ્ત્રો પહોંચાડવાનું હતુ તે માટે બૉંબ બનાવવાની વિદ્યા શીખવા હેમચંદ્ર દાસ તથા હોતીલાલ વર્માને પારીસ મોકલવામાં આવ્યા. ત્યાં રશિયન ક્રાંતિકારો પાસેથી 'બૉંબ ફૉર્મ્યુલા' મેળવી ઇંગ્લંડ આવ્યા. બ્રિટિશ સરકારની ચકોર નજર ચૂકવીને બંને હિંદ પણ આવી પહોંચ્યા ને બૉંબ વિદ્યા દેશમાં ફેલાવી દીધી. તે પછી હિંદમા ક્રાંતિકારી ચળવળ એકસૂત્રમાં પરોવવા ૧૯૦૮ના માર્ચમા સેનાપતિ બાપટ તથા લાલા હરદયાળને પણ હિંદ મોકલવામા આવ્યા. મદ્રાસમા સુબ્રહ્મણ્ય શિવ અને ચિદંબરમ્ પિલ્લે પણ જુવાનોમા જાગૃતિ આણવા જેહાદનો પ્રચાર કરતા હતા. સરકારને પણ આ બધી ક્રાંતિકારી પ્રવૃત્તિની ગંધ આવી ગઈ હોઇને તે પણ તેને કચડી નાખવા કટિબદ્ધ બની.

૧૯૦૮ના અરસામા 'ઇન્ડિયા હાઉસ'મા રસોઇયા તરીકે એ[ક] ચતુર્ભુજ નામનો ગુજરાતી રસોઈઓ આવ્યો. સાવરકરે તેને ધીમે ધીમે વિશ્વાસમાં લીધો. તે 'અભિનવ ભારત'નાં ઘણાં કામો કરતો. વિવિધ સ્થળે મોકલાતી ગુપ્ત પત્રિકાઓ ઉપર નામો લખવાં તથા તેને જુદીજુદી પોસ્ટ ઑફિસોમા નાખી આવવી ઈત્યાદિ કામો તેને સોંપાતાં. જે 'બૉંબ મૅન્યુઅલ' પારીસથી લાવવામા આવ્યું હતુ તેની સાઈક્લોસ્ટાઇલ મશીન ઉપર કેટલીક નકલો આ ચતુર્ભુજ તથા બીજા એક માણસ પાસે કરાવીને તે ૨૦ પાનાની ચોપડી ટપાલ માર્ગે પણ હિંદમાં વિવિધ સ્થળે મોકલવામાં આવી હતી.

પરંતુ શસ્ત્રાસ્ત્રો પોસ્ટથી હિંદ મોકલવાં અશક્ય હોવાથી હિંદ જવા નીકળતા દરેક હિંદી સાથે તે મોકલાતા. એ રીતે પંજાબના માજી મુખ્ય પ્રધાન સર સિકંદર હયાતખાન સાથે પણ પિસ્તોલ-કારતૂસ તથા ક્રાંતિકારી પત્રિકાઓ આદિ સાહિત્ય મોકલાએલું. પણ પિસ્તોલોનો સૌથી મોટો અને મહત્ત્વનો જથ્થો તો ચતુર્ભુજ સાથે રવાના થએલો. પારીસમાં ખાસ માણસો મોકલીને ૨૧ બ્રાઉનિંગ પિસ્તોલો તથા કારતૂસોની પેટીઓ ખરીદીને ઇંગ્લંડ લાવી રાખેલી. પણ આ સ્ફોટક સાહિત્ય સરકારના હાથમાં પકડાયા વગર કેવીરીતે મોકલવું એ એક મોટો કોયડો હતો, કારણ બંગાળમાં બારીન્દ્રના 'યુગાંતર' પક્ષે બૉંબની જે ધમધમાટી બોલાવી દીધેલી તથા ખુદ લંડનમાં જ મદનલાલે જે ધડાકો કરેલો તેથી બ્રિટિશ સરકાર હવે ખૂબ જ જાગૃત બની હતી. આખરે ચતુર્ભુજને આ કામ

માટે તૈયાર કરવામાં આવ્યો. તેની બૅગમાં તળિયાની નીચે એક ખાસ ચોર ખાનું રાખવામાં આવેલું આથી આખી બૅગ ખાલી કરવામાં આવે તોપણ તળિયા નીચેની પિસ્તોલો નજરે ન પડે. ૧૯૦૯ની ત્રીજી માર્ચે ઇટાલિયન રસોઇયા દ્વારા ચતુર્ભુજ મુંબાઈ પહોંચ્યો. દરમ્યાનમાં ઇંગ્લંડથી હિંદ તરફ પિસ્તોલો મોકલાઈ રહ્યાની માહિતી હિંદની પોલિસને મળી ગએલી હોવાથી તેઓ કડક રીતે દરેકની જડતી લેતા હતા. એ રીતે ચતુર્ભુજની પણ જડતી લેવાઈ. પણ પોલીસને પેલી પિસ્તોલો જડી નહિ ને ચતુર્ભુજે હેમખેમ મુંબાઇ ઉતરીને તે પિસ્તોલો સૂચના પ્રમાણે યોગ્ય સ્થળે પહોંચાડી દીધી.

નાશિકમાંની 'અભિનવ ભારત'ની પ્રવૃત્તિને મૂળમાંથી ઉખેડી નાખવા માટે ૧૯૦૭ના ડિસેમ્બરમાં સરકારે કલેક્ટર તરીકે જૅકસનની નિમણુક કરી હતી. જૅકસનને મરાઠી અને સંસ્કૃત ભાષા સારી આવડતી હોવાથી તે મશ્કરીમાં 'પંડિત જૅકસન' તરીકે ઓળખાતો. તેણે ઉપરઉપરથી મીઠી ભોળી બોલીને અંદરખાનેથી કડક ઉપાય લેવાની નીતિ અખત્યાર કરી. સૌ પહેલાં તો ગણેશ સાવરકરને રાજદ્રોહી કવિતા પ્રકટ કરવા માટે કેસ ચલાવીને અંદામાન ધકેલી દીધા. પછી દરેક શાળામાં વ્યાપેલી 'અભિનવ ભારત'ની શાખા ઉખેડી કાઢવા જાસૂસો તથા પોલિસોને નીમી દીધા. આમ ૧૫-૨૦ મહિના કડક હાથે કામ લીધા પછી જૅકસનને વિશ્વાસ બેઠો કે જે હેતુ માટે પોતાની નિમણુક થઇ હતી તે સફળ થયો છે. જે દિવસે તેનું ખૂન થયું તે જ દિવસે બપોરે તેણે ઉદ્‌ગાર કાઢ્યા હતા કે 'હું નાશિક આવ્યો ત્યારે સરકાર અને લોકો વચ્ચે જે ખાઈ હતી તે નષ્ટ થઈ હોવાથી તથા બંનેનાં મન સાફ થયાં હોવાથી મને સમાધાન થાય છે.' નાશિકમાં આવ્યે જૅકસનને બે વરસ હોવાથી તથા અસંતોષ દૂર થએલો હોવાથી હવે જૅકસનની મુંબાઈ બદલી થઈ હતી. પોતાની પત્નીને તેણે મુંબાઇ રવાના કરી દીધી હતી ને પોતે પણ નાતાલની રજાઓમાં મુંબાઇ જવાનો હતો.

પરંતુ 'અભિનવ ભારત'ના સભ્યો એને જવા દે તેમ નહોતા. જૅકસનના અત્યાચાર તથા ગણેશ સાવરકરને તેણે અપાવેલી કાળા શિક્ષાને કારણે તેઓ એવા ખળભળી ઊઠેલા કે તેમણે જૅકસનનું ખૂન કરવાનો નિર્ણય કરી તે કાર્ય અનંત લક્ષ્મણ કાન્હેરે નામના ૧૯ વર્ષના એક નવજવાનને સોંપ્યું. આ પહેલાં કાન્હેરેના ધૈર્યની પરીક્ષા કરવા માટે તેને સળગતા દીવાની ચીમનીને પકડવાનું કહેવામાં આવેલું અને કાન્હેરેએ જરા યે થડક્યા વગર તે પકડીને પોતાના ખમીરનો પરચો આપેલો. કાન્હેરે અગાઉ ઔરંગાબાદ પોતાના મામાને ત્યાં રહેતો હતો અને આર્ટ્સ સ્કૂલમાં ભણતો હતો. તેનું શરીર તો સાધારણ બાંધાનું હતું, પણ દેખાવ આકર્ષક ને સ્વભાવે રંગીલો હતો. છતાં તેની સાહસિક વૃત્તિ તથા સહનશીલતા માટે 'અભિનવ ભારત'ના વર્તુળમાં તે જાણીતો હતો. ૧૯૦૯ના સપ્ટેમ્બરમાં તેણે નાશિક આવીને પિસ્તોલ ચલાવવાની રીત શીખી લીધી તથા સરકારી કચેરીમાં જઈ જૅકસનને જોઇ પણ આવ્યો.

જૅકસન નાશિક છોડીને જવાનો હોવાથી તેને માનપત્રો આપવાના કાર્યક્રમો નાશિકમાં થવા લાગ્યા હતા. તે વખતે કિર્લોસ્કર નાટકમંડળ નાશિક આવેલું હોઈ તેનો 'શારદા' ખેલ તે કાળે ખૂબ જાણીતો હતો. તે નાટક બુધવાર તા. ૨૨-૧૨-૧૯૦૯ના રોજ હતો પણ જૅકસનની ખાસ વિનતિથી તે મંગળવારે રાખવામાં આવ્યો.

# ત્રણ વર્ષ સુધી 'કુમાર' ભેટ

તમારી રસવૃત્તિ અને વિવેચનશક્તિને ઉત્તેજતી

એક નવી ઇનામી હરીફાઇ

**બે વર્ષ તથા એક વર્ષના લવાજમનાં બીજાં બે વધારાનાં ઇનામો**

## ૩૦૦મા અંકમાં તમને શું ગમ્યું અને તે શા માટે?

'કુમાર'નો ૩૦૦મો અંક જોઇને પ્રસન્ન થએલા એક સદ્‌ભાવી મિત્રે એ અંકમાં આવેલી સર્વ કૃતિઓ પૈકી—એટલે કે ચિત્રો, કાવ્યો, વાર્તાઓ, લેખો આદિમાંથી—કઈ કૃતિ પોતાને સૌથી શ્રેષ્ઠ લાગી અને તે શા માટે, એ વિષય પર અભિપ્રાયો લખી મોકલનાર 'કુમાર'ના ગ્રાહકો માટે પોતા તરફથી ત્રણ ઇનામો આપવાનો પ્રસ્તાવ મૂક્યો છે, જેની વિગતો નીચે મુજબ છે:

(૧) 'કુમાર'ના ૩૦૦મા અંકમાં આવેલી સર્વ કૃતિઓ—ચિત્ર, કાવ્ય, વાર્તા, લેખ આદિ પૈકી જે કોઈ પોતાને સર્વશ્રેષ્ઠ લાગી હોય તે ગમે તે 'એક' કૃતિ વિષેનો એ અભિપ્રાય હોવો જોઇએ.
(૨) ભાગ લેનાર 'કુમાર'ના ૧૯૪૯ના પૂરા વર્ષના ગ્રાહક હોવા જોઇએ, અને પોતાના લખાણની નીચે પોતાના પૂરા નામ-સરનામા સાથે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય લખેલો હોવો જોઇએ.
(૩) લખાણ ટૂંકું અને ૧૦૦ શબ્દોથી વધારે લાંબું હરગીઝ ન હોવું જોઇએ; નહિતર રદ ગણાશે.
(૪) તારીખ ૧લી માર્ચ ૧૯૪૯ પહેલાં લખાણ 'કુમાર'ના તંત્રીને સરનામે પહોંચી જવું જોઇએ.
(૫) નિર્ણાયકો તરીકે શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ (સહતંત્રી 'પ્રજાબંધુ'), શ્રી ઉમાશંકર જોષી (તંત્રી 'સંસ્કૃતિ') અને 'કુમાર'ના તંત્રી રહેશે.
(૬) સર્વથી શ્રેષ્ઠ ઉત્તર મોકલનારને 'કુમાર' ત્રણ વરસ સુધી, બીજા નંબરે આવનારને 'કુમાર' બે વર્ષ સુધી અને ત્રીજા આવનારને એક વર્ષ સુધી 'કુમાર' ભેટ મોકલાશે.
(૭) આ ભેટની મુદત ઈ. ૧૯૫૦ના જાન્યુઆરીથી ગણાશે અને તે 'કુમાર'ના અંકો સિવાય બીજા કોઇ પણ રૂપમાં આપવામાં નહિ આવે.

# પૉલ રિશાર

## —ત્યારે અને આજે

ન્યૂયૉર્કમાં એક શુક્રવારે સાંઝે પાંચ વાગે ભાઈ હરિ ગોવિલનો ટેલિફોન આવ્યો કે શનિ-રવિ મારે એમની સાથે 'માન્ડ વ્યૂ' નામના ગામડામાં એમને ઘેર ગાળવાના છે. સાથેસાથે એ પણ સમાચાર આપ્યા કે એ વખતે શ્રી પૉલ રિશાર પણ શનિ ને રવિ બન્ને દિવસો અમારી સાથે જ રહેશે. આ ખબરે મારા મનમાં કલ્પનાનો ઘુમ્મટ રચ્યો અને ઘણાં વર્ષોની દબાએલી સ્મૃતિ આપોઆપ ઉપસી આવી.

પૉલ રિશારને પહેલાં જોયા હતા ઈ. ૧૯૨૧ની અમદાવાદની કૉંગ્રેસમાં. હું મળ્યો ત્યારે એ શ્રીમતી સરોજિની નાયડુ સાથે વાતો કરતા હતા. સફેદ ટાગોરિયન જભ્ભો, લાંબા વાળ અને દાઢીમૂછો અને આંખોની શાંત તેજસ્વિતા એ બધું જોતાં મને પ્રથમ તો રવીન્દ્રનાથ ટાગોરની જ ભ્રાંતિ થઇ. છબિનું આટલું બધું સામ્ય અજાણ્યાને આશ્ચર્ય પમાડે એવું હતું. મેં તો સરોજિનીદેવીને પણ પહેલી વાર જ જોયાં, એટલે એ વખતે મારી આંખો વિમાસણમાં પડી હતી. સરોજિનીદેવીનું ચારુ લાવણ્ય જોવું કે પૉલ રિશારની શાંત તેજસ્વી પ્રતિભાને નમન કરવું એ તાત્કાલિક તો સૂઝ્યું પણ નહિ. અણઘડ જુવાનની જેમ હું તો સૌંદર્યનાં બન્ને સ્વરૂપોને માત્ર જોઇ જ રહ્યો હતો.

પછી તો પૉલ રિશાર, જૈન તપસ્વી શ્રી કેસર વિજયજી મહારાજને મળવા આવ્યા ત્યારે એમના વધુ પરિચયમાં આવવાનો લાભ મળ્યો. પૉલ રિશારનું ત્યારે બેવડું આકર્ષણ હતું. પહેલું એમનું પોતાનું વ્યક્તિત્વ જ અસામાન્ય હતું. એમની તેજસ્વી, સૂક્ષ્મ ને ચંચળ પ્રજ્ઞા આંજી નાખે એવો સ્વૈર વિહાર કરતી અને એમની ભાવોદ્રેકતા ગમે તેવા કઠણ હૃદયને પણ ભક્તજન બનાવી દે એટલી સમર્થ અને નીમ હતી, બીજું આકર્ષણ એઓ શ્રી અરવિંદ પાસે થોડાક વર્ષ રહીને એમની સાથેસાથે 'આર્ય'નું સંપાદન કરીને પૉંડીચેરીથી પૂર્ણયોગનું રહસ્ય લઇને કદાચ આવ્યા હશે એવી માન્યતા હતી. આ ઉપરાંત તે વખતે એમનાં પત્ની શ્રીમતી મીરા રિશારે પણ શ્રી અરવિંદની પૂર્ણયોગની સાધના સ્વીકારી હતી. વળી એવી અફવા પણ આવી હતી કે એ પતિ પત્ની વચ્ચે સાધના વિષે મૂળગત મતભેદ થવાથી હવે બન્ને જણાં કાયમ માટે છુટાં થવાનાં હતાં. આમ એમના નામની આસપાસ કૌતુકમિશ્રતાનો એક એવો અચળો વીંટળાએલો હતો કે એને કારણે એમનું વ્યક્તિત્વ રહસ્યમય ને રંગદર્શી બની ગયું હતું.

એટલે એમની બધી વાતચિત વખતે, ચર્ચાઓ વખતે કે ધ્યાન વખતે હું જિજ્ઞાસુની મુગ્ધ વૃત્તિથી એમના વ્યક્તિત્વની પ્રતિભા પીતો. મને પણ એમનું આકર્ષણ બહુ જ ઊંડું હતું, એટલે વડોદરાથી એમની સાથે ભરૂચ અને ઓંકારેશ્વરનો પ્રવાસ પણ માથે લીધો. આજે આ અનુભવોને પા સદી જેટલો સમય થયો છે, છતાં મારી સ્મૃતિનો ડમલો ખિએરીને હું સ્પષ્ટ જોઈ શકું છું કે મારા સમગ્ર માનસ ઉપર એમની અસર એક મનોજીવી મરમીની હતી. એમણે જ મારા અંતરનાં કમાડ ઉઘાડીને એમાં શ્રી અરવિંદ વિષેની જિજ્ઞાસા રોપી હતી. એમાંથી જ આખરે ભક્તિનો છોડ ઊગ્યો અને હું શ્રી અરવિંદની જીવનદૃષ્ટિનો કંઈક પ્રસાદ પામ્યો. મારે મન મીરા રિશાર જે તે વખતે એક ફ્રેન્ચ સાધક સન્નારી હતાં તેમણે મારા પૉંડિચેરીનિવાસ દરમ્યાન માતાનું પાવનકારી સ્થાન લીધું. મારા જીવનમાં આવેલા એ અતિસૂચક સમયરંગનો યશ શ્રી પૉલ રિશારને છે.



પૉલ રિશાર ઈ. ૧૯૨૧માં (સ્કેચ - શ્રી રવિશંકર રાવ

આજ, મારા ભૂતકાળનાં સ્મરણોની પોટલી લઇને હું એ … વારની વરસાદ વરસની સંધ્યાએ 'માન્ડ વ્યૂ' પહોંચ્યો. ન્યૂ યૉ… માન્ડ વ્યૂ લગભગ પંદરેક માઇલ હશે. જ્યૉર્જ વૉશિંગ્ટન પુલ … થઈને જતી બસનો એ આખો ય રસ્તો બહુ જ રમણીય છે. દ… નીચોવી નાખનારા ન્યૂ યૉર્કના ભયંકર ઝડપભર્યા અને ઘમા… વાતાવરણમાંથી પુલ ઓળંગીને જ્યારે આ બસ ન્યૂ જર્સી સ્ટે… હદમાં થઇને હડસનને કિનારેકિનારે ચાલી જાય છે ત્યારે જે … અને નિર્જનતાને માટે મન તલસી રહ્યું હોય છે તેનો જ સાક્ષા… થાય છે. મુક્ત આકાશ નીરખવા ટેવાએલી મારી દૃષ્ટિની વચ્ચે … વતા ન્યૂ યૉર્કના આકાશી મહેલોનો અહીં સદંતર અભાવ … મારું હૈયું હરખાતું હતું. પિયરમૉન્ટ ગામથી સહેજ આગળ તો … પછી હડસન વિશાળ પટ ધારણ કરીને જાણે સાગરની સખી હો… ગર્વ કરે છે. આ માનિની સરિતાને હું જરા દૃષ્ટિ ભરીને નીર… નીરખું ત્યાં તો હરિ ગોવિલનો સફેદ મહેલ આવી પહોંચ્યો.

ટેકરી ઉપર ઊભેલો આ સફેદ મહેલ કંઈ હરિ ગોવિલનો પોત… નથી. હરિ તો અહીં સ્વજન તરીકે રહે છે એટલું જ. એના મા… તો છે શ્રી વાસુદેવ ભટ્ટાચાર્ય. એમનું લાડનું નામ તો પંડિત આર… અને એ જ નામે એ આખા અમેરિકામાં વિખ્યાત છે. હિંદના … ક્રાંતિકારોમાંના એક શ્રી ખુદીરામ બોઝના સાથીદાર આ વાર… ભટ્ટાચાર્ય પાંત્રીસ ચાળીસ વર્ષ પહેલાં અમેરિકા નાસી આવ્યા … આજે તો એ અમેરિકન નાગરિક છે. પ્રાણાયામના આચાર્ય છે,

# કાષ્ઠનો ઘોડો

ચિત્રક અને લેખક
રવિશંકર રાવળ

**ગુજરાતના ઘરઘરના ખજાના સરખી આબાલવૃદ્ધ જનસામાન્યને રસ અને પ્રમોદ આપતી રાજા વિક્રમની વીરતા અને ચાતુરીની જાણીતી વાર્તાઓ પર શ્રી રવિશંકર રાવળે એવાં જ કલ્પનાતેજક ચિત્રો આલેખીને તૈયાર કરેલી મનોરમ માળામાંની એક વાનગી.**

પરદુઃખભંજન મહારાજા વિક્રમ માગશર શુદ ચોથનું વ્રત કરી, બ્રાહ્મણોને દાન આપી, સાથે કોઈ પણ સેવક ન લેતાં પાસેના એક શિવમંદિરમાં એકાંતમાં ધ્યાન કરવા ગયા.

દેવાલયમાં પ્રવેશ કરતાં જુએ છે તો કોઈ માનવી હાથમાં ખડ્ગ લઈ શિવના બાણ ઉપર કમળપૂજા માટે મસ્તક કાપવા તૈયાર થઈ રહ્યો છે. રાજાએ ઝડપ કરી તેનો હાથ પકડી લીધો અને એમ કરવાનું કારણ પૂછ્યું. પેલા માણસે કહ્યું: 'ભાઈ, તું તારે રસ્તે જા. મને મારું કામ કરવા દે. લોકો વિક્રમને પરદુઃખભંજન કહે છે, પણ તે અહીં આવે નહિ અને મારું દુઃખ ભાંગે નહિ; એટલે હવે શંકર પાસે જીવ આપી સુખી થાઉં છું અને આવતે ભવ ધાર્યું થશે.'

એટલે રાજાએ તુરત કહ્યું: 'ભાઈ, તું તારી આ હઠ હવે છોડી દે. હું જ રાજા વિક્રમ છું અને મને તારી વાત કહે. તારું દુઃખ નહિ જાય તો હું અને તું બંને અહીં સાથે કમળપૂજા કરીશું.'

આથી ખુશ થઈ પેલો માણસ પોતાની વાત કહેવા લાગ્યો:

'હું કનોજનો બ્રાહ્મણ છું. મારે ઘેર એકવાર એક સાધુ આવ્યો. તેણે સેતબંધ રામેશ્વર તરફ દક્ષિણમાં મલબાર કરીને દેશ છે, ત્યાં સ્ત્રીઓનું રાજ છે તેની વાત કરી. એ સ્ત્રીઓમાં બહુ અભિમાન છે. કોઈ પુરુષનું ત્યાં ચાલતું નથી. સ્ત્રીઓ તેમના પર અધિકાર ભોગવે છે. તેઓમાં ઇન્દુમતી કરીને એક સ્ત્રી છે તે પદ્મિનીસ્વરૂપ છે, પણ કોઈ પુરુષને દાદ દેતી નથી. તેથી તેનાં માતાપિતાએ કહ્યું કે પુરુષજાતિ સાથે વેર રાખવું ઠીક નથી. માટે તને પોતાને ઠીક લાગે તેવો પતિ મેળવી લગ્ન કરી લે. એ પરથી તેણે ઘરનાં ચાર તોરણ આગળ ચાર પડદા બંધાવ્યા ને શરત કરી કે પહેલે તોરણે જે કોઈ વણબોલાવ્યો પુરુષ આવીને ઊભો રહે અને આવકાર પામે તો એ નારીને વરે; નહિ તો સવાર થતાં તેને પકડી તેનું નાક વાઢી બહાર કાઢી મૂકે.

જોગીની આ વાત સાંભળી મેં નિશ્ચય કર્યો કે હું હજુ જુવાન છું, માટે દક્ષિણ દેશની આ નારીને પરણી લાવું. એમ વિચારી હું ત્યાં ગયો. તેના ચારે તોરણો આગળ ચાર પંખી હતાં: એક પર પોપટ, બીજા પર મેના, ત્રીજા પર મોર અને ચોથીએ હંસ.

હું તેને બારણે જઈ ઊભો રહ્યો, પણ મને કોઈએ આવકાર આપ્યો નહિ. આખી રાત એમ ઊભો રહ્યો ને છેવટે સવારે નાક કાપી કાઢી મૂક્યો. હવે હું લોકોને શું મોં દેખાડું; માટે આત્મહત્યા કરી રહ્યો છું.'

રાજાએ કહ્યું: 'ધીરજ ધર ભાઈ, હું ત્યાં જઈ, તે સ્ત્રીનો ગર્વ ઉતારી તારા માટે લઈ આવીશ. તું અહીં રોકાઈ જા.'

બીજે દિવસે રાજ્યનો બંદોબસ્ત કરી વિક્રમરાજા સવાર થયા. ત્યાં તેને જાણ થઈ કે એ સ્ત્રી પુરુષો પર બહુ જુલમ ગુજારે છે. આથી તેણે વિચાર્યું કે તેને યુક્તિથી વશ કરવી પડશે.

ધીરજ રાખી તે ઇન્દુમતીને બારણે ઊભો રહ્યો, પણ કોઈ તેની સાથે બોલ્યું નહિ. રાજાએ તો વૈતાળનું સ્મરણ કર્યું એટલે તે હાજર થયો. રાજાએ તેને સૂચના આપી તે પ્રમાણે તેણે પહેલો પોપટમાં પ્રવેશ કર્યો અને બોલ્યો: 'પધારો, પધારો, વિક્રમરાજા! અહીં તમને કોઈ ઓળખતું નથી, નહિ તો જરૂર તમને ખૂબ આદર-માન આપત; પરંતુ આપ અહીં આસન લઈ બેસો અને વાત કરો.'

રાજાએ કહ્યું: 'માનદાનીની રીત એવી છે કે જ્યાં આવકાર મળે ત્યાં જ જવાય; પરંતુ અહીં કોઈ બોલાવતું નથી. ઘરમાંથી કોઈ બોલે તો હું બેસું.' પાસે એક દાસી હતી તેણે તે સાંભળ્યું એટલે અંદર જઈ બાઈને કહ્યું કે કોઈ અદ્ભુત પુરુષ આવ્યો છે. તેનું અપમાન ન કરો અને તેની વાતો કેવી છે તે સાંભળો. તે પરથી બાઈએ ભાવથી સત્કાર કરી બેસવા કહ્યું અને દાસીએ પડદો છોડી રાજાને પહેલા તોરણે બેસાડ્યો. રાજાએ પોપટને કહ્યું: 'બીજું કોઈ ન બોલે તોપણ તારે વાતમાં હોંકારો દેવો.' પોપટે હા કહી એટલે રાજાએ વાત માંડી:

કોંકણમાં કેરલપાટણ નામનું નગર છે. ત્યાંનો રાજા કપુરસિંહ બહુ ધાર્મિક ને પવિત્ર પુરુષ હતો. તેને પચાસ વર્ષ થયાં છતાં પુત્ર થયો નહોતો, એટલે તેણે પંડિતો અને વિદ્વાનોને પૂછીને શિવજીનું પૂજનયજન કર્યું; તેથી શિવ પ્રસન્ન થયા ને નવ માસે તેની રાણીએ અતિ સ્વરૂપવાન પુત્રને જન્મ આપ્યો. તે સાત વર્ષનો થયો ત્યારે તેને ભણવાને નિશાળે મૂક્યો. ત્યાં તેને એક સુતારના પુત્ર સાથે મૈત્રી થઈ. બંને ભાઈ હોય એવી પ્રીતિથી તેઓ સાથે ફરતા ને ભણતા. એકમેકને છોડે જ નહિ. રાજાને આ ગમતું નહોતું, એટલે ઘણીવાર તેને દૂર કરવા કહેતા. પણ કુંવરે પ્રતિજ્ઞા કરી કે કોઈ પોતાના મિત્રને દૂર કરશે તો પોતે જીવ આપશે. આથી કોઈએ તેને કશું કહ્યું નહિ. પણ સુતારનો પુત્ર સમજ્યો કે પોતે પોતાની વિદ્યા વધારવાને પરદેશ જવું જોઈએ. આથી કુંવર પાસે તેણે રજા માગીને કહ્યું કે 'હું પરદેશથી નવાનવા હુન્નરો શીખી લાવીશ.' કુંવરે કહ્યું, 'ભલે; પણ મારે માટે કોઈ અજબ ચીજ લેતો આવજે.'

સુતાર લાંબો પંથ કરી દૂર સાગરપાર એક મહાન વિશ્વકર્મા શિલ્પીને ત્યાં જઈ રહ્યો ને આઠ વર્ષ સુધી ગુરુની સેવા કરી અનેક અનેક પ્રકારના હુન્નર અને કારીગરી શીખ્યો અને ગુરુને પણ રળીને ખૂબ કમાણી આપી. ત્યારે ગુરુએ કહ્યું, 'ભાઈ, તું હવે શિલ્પવિદ્યામાં કુશળ થયો છે માટે ઘેર જા.' તે વખતે સુતારે કહ્યું: 'મારા ગામનો રાજપુત્ર મારો મિત્ર છે. તેણે કોઈ અજબ કરામતની ચીજ મંગાવી છે, તે મળે તો જ મારું જવાનું શોભે.' ગુરુએ કહ્યું: 'તારી ઇચ્છા હું પૂર્ણ કરીશ.' એમ કહી તેમણે પોતાના ઘરના ભોંયરામાંથી એક કાષ્ઠનો ઘોડો કાઢ્યો અને તેને કહ્યું: 'આ કળથી ચાલતો ઘોડો આકાશમાં ઊડે છે અને જેમ દોરી ચલાવો તેમ જાય છે.' ઘોડાનું પેટ ખોલી સુતારે બધા સાંધા જોઈ જાણી લીધા અને ગુરુને પ્રણામ કરી દેશ તરફ સંચર્યો. તેના કુટુંબનાં માણસો તેને જોઈ ખૂબ રાજી થયાં. રાજાના કુંવરને ખબર પડી એટલે તે ઉમંગથી તેને મળવા આવ્યો. બંને મિત્રો ભેટી પડ્યા અને સાથે બેસીને વાતે વળગ્યા. કુંવરે પૂછ્યું: 'મારા માટે તું શું લાવ્યો છે?' ત્યારે સુતારે કહ્યું કે 'હું એક કાષ્ઠનો આકાશગામી અશ્વ લાવ્યો છું. (અનુ. પૃ. ૨૪મે)

સાથે, ખડક સમૂહમાંથી નીકળતી ધાતુઓ વગેરે પણ દર્શાવી છે:

(૩) દિલ્હી ખડકવર્ગ — જાડાઈ ૩૦,૦૦૦ ફીટ: ક્વાર્ટ્ઝાઈટ, શીસ્ટ, ફીલાઈટ (અબરખ, મેંગેનીઝ); બરોડા-પુરા ગ્રેનાઈટ (અબરખ); અલવર ક્વાર્ટ્ઝાઈટ.

(૨) રાયાલો ખડકવર્ગ: રાયાલોના ચૂનાં પાષાણો ને આરસ (મકરાણાના આરસ પથ્થર); સોનાવત શેલ્સ; ગોકપાડ શીસ્ટ (અબરખ)

(૧) અરવલ્લી ખડકવર્ગ — જાડાઈ ૧૦,૦૦૦ ફીટ: ફીલાઈટ, નાઈસ વગેરે (તાંબુ, સીસું, નિકલ, કોબાલ્ટ); ચાંપાનેર ખડકસમૂહ (મોતીપુરાનો લીલો આરસ, રોનગીરનો પારો, સ્લેટ-પથ્થર).

નોંધ: સ્ફટિક (ક્વાર્ટ્ઝ)ની રગો (veins) માંથી સોનું મળી આવે છે. આ રગો પંચમહાલ જિલ્લો, સંખેડા વિસ્તાર ને છોટાઉદેપુર પ્રદેશમાં ઠેકઠેકાણે પ્રસરેલી છે. ખાસ કરી દાહોદની આજુબાજુ ઘણી છે

## વિન્ધ્ય-વેણુ પાષાણ

આ પરિવર્તનો પછી અરાવલ્લી પર્વતની પૂર્વ દિશાના ઘણા મોટા વિસ્તાર ઉપર સાગર ફરી વળ્યો. આ સાગરના અસ્તિત્વ દરમ્યાન લાખો વર્ષ સુધી ભૂગર્ભના કાંઈ જ ઉપદ્રવો ન થયા. એટલે તેના પાણીમાં ખૂબ જ ઝીણા પોતવાળા ખડકો બંધાયા. આ ખડકો પૃથ્વીના ગાળની ગરમીથી શેકાઈ રૂપાંતર પામી 'વિન્ધ્ય-વેણુ' પાષાણ બની આ ખડકની જાડાઈ ૧૪,૦૦૦ ફુટ જેટલી છે.

વિન્ધ્ય-વેણુ પાષાણ રંગે મુખ્યત્વે ગુલાબી, આછોલાલ ને અમુક એવી હલકી રાખોડીઓ હોય છે. બારીકમાં બારીક સ્થાપત્ય અને ટકાઉપણા માટે આ વિન્ધ્ય-વેણુ પાષાણની જોડનો હિંદમાં બીજો પથ્થર નથી. એનો મુખ્ય વિસ્તારપ્રદેશ મધ્ય હિંદનો માળવાની પૂર્વે આવેલો બુંદેલખંડ અને પૂર્વ રજપુતાનાના કેટલાક વિસ્તારો છે. આ કારણે એ જ પ્રદેશોમાં હિંદના પ્રાચીન સ્થાપત્યના ઉત્તમોત્તમ નમૂનાઓ મળી આવે છે. ભારહુત, સાંચી, બેસનગર, ખજુરાહો, ઓરછા, ધમનાર, મંદસોર વગેરે હિંદના પ્રાચીન સ્થાપત્યમંડિત આ પ્રખ્યાત સ્થળો આ વિન્ધ્ય-વેણુ પાષાણના પ્રદેશમાં આવેલા છે.

એ પાષાણનો થોડો વિસ્તાર ગુજરાતમાં તેના મારવાડ સાથે મળતા સીમાડા પર આવેલો છે અહીં તે 'મલાણી પાષાણ' તરીકે ઓળખાય છે.

વિન્ધ્ય-વેણુ પાષાણની રચના પૂરી થવા આવી હતી એટલામાં, આજથી આશરે ૪૫ કરોડ વર્ષ પૂર્વે, ફરી ભરતખંડની ભૂમિ કંપાયમાન બની.[૩] ધરતીકંપો પર ધરતીકંપો થવા લાગ્યા ને આપણો અરાવલ્લી વધુ ઊંચો થયો. જાણે કે અરાવલ્લીના ઉત્થાન માટે જ આ ભૂગર્ભના ઉપદ્રવો થતા ન હોય! પણ અરાવલ્લીની રચના હવે પૂરી થઈ હતી.

આ બનાવની સાથે હિંદી દ્વીપકલ્પની રચનાનું એક પ્રકરણ પુરું થાય છે. આ પ્રદેશના આંતરિક ધરતીકંપોની આ છેલ્લી પરંપરા હતી. ૪૫ કરોડ વર્ષ પૂર્વેના એ જમાનાથી માંડીને અત્યાર સુધી તે પછી હિંદી દ્વીપકલ્પ અચળ રહ્યો છે. ત્યારથી આજ સુધી ધરતીકંપોએ તેને ફરી હલાવ્યો નથી અને ત્યારથી તેનો મોટો ભાગ ભૂમિ તરીકે જ રહેલો આવ્યો છે. માત્ર દરિયાની સપાટી ઊંચાનીચી થવા કર્યાને પરિણામે તેના કિનાર પ્રદેશના મધ્યભાગમાં સહેજસાજ જળ ને સ્થળના ફેરફારો થયા છે, પણ તે ચિરંજીવી રહ્યા નથી.

આ બધો વખત દરમ્યાન પૃથ્વીના પટ પર પ્રાણીઓનું અસ્તિત્વ હજી પ્રકટ્યું ન હતું. જો કે વિન્ધ્ય-વેણુ પાષાણની રચનાના જમાનામાં હાડકાં વગરનાં પ્રાણીઓ અસ્તિત્વમાં આવી ગયાં હોવાનું મનાય છે, પણ તેમના અવશેષો સ્પષ્ટ રૂપે હજી પરખાયા નથી.

### જીવનની ઉષા

પણ હવે જીવકલ્પની ઉષા પ્રગટે છે ને એ ઉષાના ઝાંખા પ્રકાશમાં દેખાય છે કે દ્વીપકલ્પીય હિંદ, કે જેમાં આપણા ગુજરાતનો પણ સમાવેશ થઈ જતો તે, આગાઉની જેમ ગોંડવાના લૅન્ડનો એક પ્રદેશ છે. આ પ્રદેશ પર ક્યાંય દરિયાની નિશાની દેખાતી નથી. દરિયો તો હવે આગાઉની જેમ એની ઉત્તરે જતો રહ્યો છે. આ દરિયો તે ટેથીસ એ આપણે જાણી ચૂક્યા છીએ. આપણો હિમાલય-પ્રદેશ આ સાગરમાં હજી ડૂબેલો પડ્યો છે બ્રહ્મદેશ, આસામ, કાશ્મીર, હજારા, અફઘાનિસ્તાન, બલુચિસ્તાન વગેરે બધા હજી પાણીમાં ગરકાવ છે. એ સમુદ્રનાં જળમાં હવે જીવન જન્મે છે ને ઉછરવા લાગે છે. પહેલાં ગારેગો અને બીજાં જળચરો અસ્તિત્વમાં આવે છે ને સાગરની અંદરની દુનિયાનું દૃશ્ય કાંઈક આવું બની રહે છે:



ઉર્વોનિયમ યુગમાં પૃથ્વી પર પ્રવર્તતી જીવસૃષ્ટિ

યુગો પછી યુગો વીતતા જાય છે અને સમયની કૂચ સાથે જીવનજગત પણ આગે કદમ માંડી રહ્યું છે. (ચાલુ)

[૩] જ્યારે ભૂસ્તર સપાટીમાં ભૂગર્ભના ઉપદ્રવોને લીધે જે ચીરા કે (cracks) પડે તેને ભૂસ્તરશાસ્ત્રીઓ તૂટ (Fault) કહે છે. આવી તૂટોથી જમીનના જે કકડા પડે છે તે ઓછીવત્તી ઊંચાનીચા થઈ જતા ડુંગરો અને ખીણો રચાય છે. નર્મદા અને તાપીની ખીણો તથા વિન્ધ્યાચલ, સાતપુડા, સહ્યાદ્રિ વગેરે પર્વતોની રચના આવી જ રીતે થઈ છે.

[હવેના હપતામાં ગોંડવાના લૅન્ડ તથા તેમાં હિન્દ અને ગુજરાતનું સ્થાન નિર્દેશતી હકીકત આવશે.]

## ગુજરાત સાહિત્ય સભા તરફની વાર્ષિક વાઙ્મયસમીક્ષા

ચાલુ વર્ષે નીચેના સમીક્ષકોને સોંપવામાં આવી છે: લલિત વાઙ્મય માટે-શ્રી રામપ્રસાદ શુક્લ, ૯ નૂતન સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ-૬ અને લલિતેતર વાઙ્મય માટે-પ્રો૦ નરસિંહ મૂ. શાહ, ૧૯ પ્રીતમનગર, એલિસબ્રિજ, અમદાવાદ-૬. સૌ લેખક-પ્રકાશકોને સાહિત્ય સભાની આગ્રહપૂર્વક વિનતિ છે કે તેમના તરફથી પ્રગટ થતાં પ્રકાશનો પ્રગટ થાય કે તરત ઉપર જણાવેલાં સરનામાં પ્રમાણે તે તે વિભાગના સમીક્ષકને મોકલી તેઓ આભારી કરશે, જેથી સમીક્ષકને સમીક્ષાના કાર્યમાં સરળતા થાય.



ગુજરાતની મુસ્લિમ જાહોજલાલીના શ્રેષ્ઠ કાળનાં શિલ્પસ્થાપત્યના બેનમૂન પણ ખિસ્માર અવશેષો વડે દક્ષિણના વિજયનગરના મહારાજ્યનાં ભવ્ય ખંડેરોની કરુણ યાદ આપતું ગુજરાતનું એક સદીનું અલ્પજીવી પાટનગર

# ચાંપાનેર

હવે દંતકથાને મૂકીને પાછા ઇતિહાસ તરફ જઈએ. સુલતાન મહમૂદ બેગડો નવા ચાંપાનેરને ખૂબ શણગારે છે ને તે ગુજરાતનું એક સુંદર શહેર બની રહે છે. એનો રાજગઢ અમદાવાદના ભદ્ર કરતાં વધુ મજબૂત ને સુંદર બને છે. અને એનું નામ 'જહાંપનાહ' (જગતનો આશ્રય) અપાય છે. જુમા મસ્જિદ વગેરે મકાનો એવાં સુંદર બંધાય છે કે ગુજરાતના મુસલમાન સમયનાં મકાનોમાં સૌથી ઉત્તમ મકાનો ગણી શકાય એવાં તેનાં બાંધકામ થાય છે. એનું વર્ણન આગળ કરીશું. કિલ્લો વધારે મજબૂત બને છે અને હિંદમાં સર્વથી પહેલો તોપોથી સુરક્ષિત કિલ્લો પાવાગઢનો બને છે. મહમૂદ બેગડા પછી એનો સંસ્કારી પુત્ર[1] મુજફ્ફર હલીમ ગાદીએ આવે છે. એનો સમય ચાંપાનેરનો સંપૂર્ણ મધ્યાહ્નનો સમય છે. ચાંપાનેરની આસપાસ નની જાતના બાગબગીચા બને છે. હાલોલ ચાંપાનેરનું પરું બની રહે છે. હાલુ કે હાલૂલ નામના સુતારે એક ખુરાસાની કારીગર પાસેથી બગીચાની કલા શીખી લઈ બાદશાહને તાજુબ કર્યો હતો, એ ઉપરથી એ બાગનું નામ બાદશાહે બાગે હાલુલ પાડ્યું.[2] મુજફ્ફર પછી તેનો પુત્ર સિકંદર સુલતાન થયો, પણ એનું ચાંપાનેરમાં ખૂન થયું. એ અને એના બે ભાઈઓ બાગે હાલુલમાં દફન થયા છે. તેમની કબરો આજે હાલોલમાં છે.

## બહાદુરશાહને નસાડી હુમાયૂંએ ચાંપાનેર જીત્યું

સિકંદર પછી એનો ભાઈ બહાદુરશાહ ગુજરાતનો પ્રતાપી બાદશાહ હતો.[3] પણ એ ઉતાવળિયો ને અવિચારી હતો. એણે મુઘલ બાદશાહ હુમાયૂ સાથે વેર વધાર્યું અને હુમાયૂએ માળવામાંથી ચાંપાનેર આવીને પાવાગઢનો કિલ્લો લીધો. બહાદુર નાસતો નાસતો ચાંપાનેરથી ખંભાત થઈ વહાણમાં દીવ જતો રહ્યો. કેટલાક વખત પહેલાં બહાદુરશાહે દીવથી એક ઘણી મોટી તોપ પાવાગઢના કિલ્લા માટે લીધી હતી. તેનું નામ 'બહાદુરશાહી' હતું, પણ હુમાયૂંની ચઢાઈ ને ઘેરા વખતે એ કિલ્લા ઉપર ચડી શકી નહોતી. આ વખતે પાવાગઢનો કિલ્લો ઇખ્તિયારખાન અને રાજા નરસિંહદેવ—જેમને બહાદુરશાહે ખાનજહાનનો ઇલ્કાબ આપ્યો હતો તેમના તાબામાં હતો. બહાદુરશાહનો તોપખાનાનો નિષ્ણાત રૂમીખાન નામે અમીર ફૂટીને હુમાયૂને મળેલો. એણે કિલ્લાની નીચે પડેલી બહાદુરશાહી તોપ દુરસ્ત કરી તેના જ ગોળાથી કિલ્લાનો દરવાજો તોડી પાડ્યો. પણ પછી કિલ્લા પરથી ફિરંગીખાન નામના તોપચીએ એક ગોળો એવો છોડ્યો કે બહાદુરશાહી તોપની અંદર જઈને એણે તોપને તોડી નાખી. રાજા નરસિંહદેવ આ વખતે મરણ પામ્યો, અને રાત્રે અનાજ લેવા જતા બસો કોળીઓ પકડાતા કિલ્લામાં જવાનો છૂપો રસ્તો

૧: શત્રુંજય તીર્થોદ્ધારપ્રબંધમાં આ બાદશાહનાં ન્યાય અને સંસ્કારનાં વખાણ કરેલાં છે. ૨: મિરાતે સિકંદરી ૩: બહાદુરશાહનો રાજ્યાભિષેક ચાંપાનેરમાં વિક્રમ સંવત ૧૫૮૩ના ભાદ્રપદ સુદ બીજ ને ગુરુવારે થયો હતો એમ શત્રુંજય તીર્થોદ્ધારપ્રબંધમાં લખેલું છે

હુમાયૂંના લશ્કરે જીતી લીધો. હુમાયૂં પોતે થોડા માણસો સાથે ખીલા ઠોકીને કિલ્લા ઉપર ચઢ્યો હતો એમ પણ કહેવાય છે.[4] કહેવાય છે કે ચાંપાનેરનો કિલ્લો એ સમયમાં એવો દુસ્તર કહેવાતો કે ઉપરથી એક ડોશી પથ્થર ગબડાવે તો યે નીચેના લશ્કરનો ઘાણ નીકળી જાય.[5] હુમાયૂંએ પ્રમાણમાં કિલ્લો સહેલાઈથી લીધો એનું કારણ એ કે ગુજરાતની તોપો જ ગુજરાતના કિલ્લા સામે વપરાઈ અને બહાદુરશાહ એની બરોબર વ્યવસ્થા કરી શક્યો નહિ. બહાદુરશાહ કિંમતી ખજાનો પોતાની સાથે લઈ ગયો હતો છતાં હુમાયૂંના હાથમાં પણ મોટો ખજાનો આવ્યો.

### પડતીનો ઇતિહાસ

બહાદુરશાહના મરણથી જ ચાંપાનેર-પાવાગઢની પડતીનો ત્રીજો અંક શરૂ થયો. પાટનગરની કચેરીઓ અમદાવાદ પાછી ગઈ. માળવા ઉપર ગુજરાતની સત્તાને લીધે અને બન્ને દેશની હદ ઉપર એનું સ્થાન હોવાને લીધે ચાંપાનેર-પાવાગઢનું મહત્ત્વ હતું. માળવા મુઘલ સત્તામાં જુદો પ્રાંત બન્યું અને કોઈ મોટો ધોરી વેપારમાર્ગ ચાંપાનેર પાસેથી જતો નહોતો તેથી મુઘલ સત્તા જામતા પહેલાં જ આ સ્થળની વસતિ ઓછી થઇ ને મહત્ત્વ ઘટી ગયુ અને પડતી થઈ. મુઘલ ગુજરાતનો ચાંપાનેર માત્ર એક જિલ્લો હતુ[6] જહાંગીરના સમયમા હુમાયૂંના પુસ્તકખાતાના દરોગા મંઝુના સિકંદરે મીરાતે સિકંદરી નામે ગુજરાતનો એક ઇતિહાસ લખ્યો. એ ઇતિહાસકારનો પિતા હુમાયૂં સાથે ઉપર્યુક્ત બનાવોનો સાક્ષી હતો, ને સિકંદર પોતે પણ ગુજરાતના અમીરો અને સંતોમાં વગવાળો હતો. એણે સોળમી સદીના અંતભાગમા જ ગુજરાતની સ્વતંત્ર મુસલમાન સલ્તનતના છેવટના ભાગમાં અને અકબરની સત્તાની શરૂઆતમાં ચાંપાનેરની થઈ ગએલી પડતીનું વર્ણન કર્યું છે તે જોવા જેવું છે. સિકંદર લખે છે કે : સુલતાને 'જહાંપનાહ' કોટ બંધાવી મોટું શહેર વસાવ્યું ને અમીરો, વઝીરો તથા વેપારી વાણિયાઓની ઇમારતો બંધાઈ. શહેરની આસપાસ બાગ અને વાડીઓ થઇ. અનેક જાતનાં ફળ ત્યાં થતાં એનું લંબાણ વર્ણન તેણે કર્યું છે સુખડના ઝાડ થતાં અને ઇમારતમા લોક સુખડનું લાકડું વાપરતા. અમદાવાદને વિસારે પાડે (સુંદરતામાં) એવું ચાંપાનેર શહેર થયું. ત્યાંના ફુલબાગ જોઇ જોનારના મનની દિલગીરી જતી રહે. આ વર્ણન કરીને પછી કહે છે કે: 'સુબહાનઅલ્લા ! ભવ્ય ચાંપાનેરની શુ આ સ્થિતિ કે અત્યારે તે વાઘ તથા વરુનું રહેઠાણ થઇ પડયું છે ! ત્યાંની ઇમારતો અત્યારે ખંડેર થઈ પડી છે, ત્યાંના રહેવાસીઓ નાબૂદ થઈ ગયા છે, ત્યાંનું પાણી ઝેર જેવું થઈ ગયું છે અને આબોહવા આદમીના બદનમાંથી શક્તિનો નાશ કરે છે ! સુશોભિત વાડીઓમા કાંટા ઊગ્યા છે અને હસતા બગીચાનાં જંગલ થઇ ગયાં છે. સુખડનાં વૃક્ષોનું નામનિશાન નથી ! ખરે કુરાને શરીફમાં લખેલું ફળીભૂત થયું છે કે 'ખુદાના કીર્તિવંત તથા કૃપાવંત મુખ સિવાય દુનિયાની દરેક ચીજ આખરે ફના થશે.' ઈ. સ. ૧૬૧૧માં જ્યારે સિકંદરે ઇતિહાસ લખ્યો ત્યારે આ સ્થિતિ હતી. એટલે આશરે પોણી સદીમાં જ આ શહેરની સ્થિતિ બગડી ચૂકી હતી. એ વખતે તો મુઘલ પ્રાંતનું એ જિલ્લાનું મથક હતું.[7] છતાં વેપાર અને રાજધાની જવાથી સ્થિતિ ઝડપથી બગડી. એમ કહે છે કે આસપાસનાં જંગલોમાં હાથી હતા અને જહાંગીરના સમયમાં ૯૩ હાથી પકડાએલા. મુઘલો પાસેથી મરાઠા સરદાર કંથાજી કદમબાંડેના ભાઈ કૃષ્ણાજીએ પાવાગઢ લઈ લીધો અને એમાં રહીને એ ગુજરાતમાં લૂટ કરતો. એ પછી ઈ.સ.૧૮૫૩ સુધી સિંધિયાને પાવાગઢનો કબજો મળ્યો.[8] એ પછી બ્રિટિશના હાથમાં તે આવ્યો. તેમણે ચાંપાનેર ફરી વસાવવાના પ્રયત્ન કર્યાં, પણ તેમાં સફળતા ન મળી અને પરિણામે ચાંપાનેર આજ સુધી ખંડેરોનું શહેર રહ્યું છે. માત્ર એક નાનું ગામડું યાત્રાળુઓ માટે વસી રહ્યું છે. ફરી વસાવવામાં મળેલી નિષ્ફળતા અને એની આજની સ્થિતિ જોતાં માતાજીના શાપની વાત દંતકથા માનીએ તોપણ જાણે ચાંપાનેર શાપિત ભૂમિ હોય એવું ભાન થાય છે.

ચાંપાનેર-પાવાગઢના ઇતિહાસનો આ કરૂણ અંત. હવે એ સ્થળ અને એનો ઇતિહાસ એક સર્વાંગપૂર્ણ મહાકાવ્ય બનાવે છે તેની આજની સ્થિતિનું વર્ણન કરીએ. આજની સ્થિતિનું વર્ણન એટલે એનાં ખંડેરોનું, એની ભવ્યતાનું, પડતાંપડતાં રહેલા એના મહાન દુર્ગનું, એના ઉપર રહેલાં કાલિકા માતાનું, અને એ બધાંની સમગ્ર સુંદરતાનું વર્ણન. આજે ગુજરાતીને એનું દૃશ્ય એમાં રહેલા બધા રસો ઉત્પન્ન કરે એવું છે. એની સમગ્રતામાં એના જેવું ભવ્ય અને સુંદર ગુજરાતમાં તો આજે એકે સ્થાન નથી. એના ઇતિહાસે જે ઝડપી ચડતીપડતી જોઈ એવી બીજે સ્થાનોના ઇતિહાસમાં નથી. એનાં ખંડેરોમાં જે અનુપમ લાલિત્ય ભરેલું છે તે પણ બીજે ક્યાંય નથી.

### 'બાગે હાલુલ'—હાલોલ

ચાંપાનેર જવા માટે રેલવેને બદલે હાલોલથી જાંબુઘોડા જતી સડકને રસ્તે જવું વધારે સારું છે. ચાંપાનેરની હદ હાલોલથી શરૂ થાય છે અને પાવાગઢનો દેખાવ રમ્ય તેમજ ભવ્ય લાગે છે. આગ્રા જેવું તેમ હાલોલ પોતે જ ચાંપાનેરનું પરું અને બગીચો હતું. સુલતાન સિકંદર અને એના બે ભાઈઓની કબરોનો રોજો હાલોલમાં છે. આ રોજો ગુજરાતના રોજાઓમાં ઉત્તમ બાંધણીનો ગણાય તેવો છે. બીજા રોજાઓ પાટડાની બાંધણીને લીધે સુંદર છતાં નીચા લાગે છે, જ્યારે ગુજરાત સલ્તનતના પાછલા ભાગમાં બંધાએલા રોજાઓ કમાનની બાંધણીને લીધે ઊંચા લાગે છે અને અલંકારને લીધે સુંદર પણ લાગે છે. અમદાવાદમા મીર અબુ તુરાબનો રોજો સાદો પણ એ જાતનો અને મહેમદાવાદ પાસે સૈયદ મુબારકનો રોજો પણ એ જ જાતનો છે. હાલોલનો સિકંદરનો રોજો એ જાતનો છતાં વધારે ખુલ્લો અને વધારે અલંકારવાળો છે. હાલ એના ઉપરનો ઘુમટ પડી ગએલો છે અને આસપાસ જંગલ જેવું છે. હાલોલમાં સાત કૂવા નવ હેવડા નામે એક બેઠકવાળો કૂવો પણ મહેમદાવાદના ભમરિયા કૂવાને કાંઇક મળતો છે તે જોવા જેવો છે. પહેલાં એના ઉપર ઘુમટ હશે ત્યારે ભવ્ય હશે. બાગે હાલુલના મધ્ય ભાગમાં એ હોય એમ સંભવ છે. હાલ એ કૂવો ખેતરોમાં હવડ પડેલો છે.

### આજનું ચાંપાનેર અને તેનાં ખંડેરો

હાલોલથી બે માઈલ ચાલતાં ચાંપાનેરના બહારકોટનો દરવાજો આવે છે અને જેમ પાસે જઇએ તેમ પાવાગઢની મનોહરતા વધતી જાય છે. જાણે એક ઉપવનમાં ચાલતા હોઇએ એમ લાગે છે. આસ-

---

૪: આ વર્ણન તબકાતે અકબરી કરતાં સિકંદરીમાં વિગતથી આપેલું છે. હુમાયૂંના સમયના વર્ણન માટે સિકંદરી કાંઈક વધારે વિગત ચોકસાઈથી આપે છે એમ લાગે છે. ૫: મુન્તખબ ઉલ-મુલ્ક સૈયદ જલાલુદ્દીન બુખારી આ પ્રમાણે કહેતા એમ મિરાતે સિકંદરી લખે છે અને જણાવે છે કે હુમાયૂંનું નસીબ સારું હતું તેથી જ તે જીત મેળવી શક્યો. ૬: મીરાતે અહમદી. ૭: અકબરના વખતમાં પણ ચાંપાનેરનાં ફળ વખણાતાં. ત્યાં આગર વગેરે સુગંધી પદાર્થો પણ થતા એમ 'આઇને અકબરી'નો કર્તા અબુલ ફઝલ લખે છે. ૮: સરદાર પાટણકરે એકવાર તોફાનીપણામાં જામા મસ્જિદ તરફ તોપ ફોડીને એક મિનારાને નુકસાન કર્યું છે (પંચમહાલ ગેઝેટીઅર).



ચાંપાનેરની આ જુમા મસ્જિદ ગુજરાતના મુસ્લિમ સ્થાપત્યના સ્મરણસ્તંભ સમી છે. અમદાવાદની જુમા મસ્જિદ વિશાળ છે ને હિંદુ મંદિરોની ઢબે માળ બાંધીને પ્રકાશ લાવવાની રીત એમાં છે, પણ ચાંપાનેરની આ જુમા મસ્જિદમાં તો તે રીત સંપૂર્ણ કળાએ પહોંચી છે. ઉપરાંત, મસ્જિદની સ્થાપત્ય રચના કેવી ઘાટદાર છે તેનો ખ્યાલ આ ચિત્ર આપે છે. (ફોટો: શ્રી રામ ભટ્ટ)

ધામ ખંડેરો નજરે પડે છે. જંગલમાં ઝાડો વચ્ચે દૂરદૂર મસ્જિદોના મિનારા ડોકિયાં કરતા દેખાય છે. જેમ જેમ આ બાજુ પાવાગઢની કરાડો વધુ ને વધુ ભવ્ય લાગતી જાય છે. એની ઉત્તરે રજપૂત ચાંપાનેરના કોટની દીવાલો મુસલમાનોએ સમરાવેલી કોઈ કોઈ જગાએ દેખાય છે. બાકી રજપૂત ચાંપાનેરનું કાંઈ દેખાતું નથી.[૯] બહારના દરવાજાથી એકાદ માઈલ ચાલ્યા પછી ચાંપાનેર શહેરનો જબ્બર પનાહ કિલ્લો આવે છે. એની ઊંચી મજબૂત ભીંતો અને સુંદર અને ભવ્ય દરવાજાઓ આજે પણ જોતાં રોમાંચ ઉત્પન્ન કરે છે. આ કિલ્લો એ અમદાવાદના ભદ્રના કિલ્લાની પેઠે શહેરને ફરતો છે. દરવાજામાં પેસતાં રાજગઢને લગતી મસ્જિદ આવી છે. એને શહેરની મસ્જિદ કહે છે, પણ ખરી રીતે અમદાવાદમાં ગુજરાતના સુલતાનોએ રાજકુટુંબ માટે જે મસ્જિદ બાંધી છે એ જાતની આ પણ રાજકુટુંબની મસ્જિદ છે. આ લંબચોરસ કિલ્લાની વચ્ચે આવેલી છે અને એની સામે બીજો સુંદર અને ભવ્ય દરવાજો પહેલા દરવાજા જેવો જ ભવ્ય છે. એ દરવાજાની બહાર ચાંપાનેર શહેરની ખરી મસ્જિદ જુમામસ્જિદ છે. જે ગુજરાતના મુસલમાન સમયના મકાનોમાં સર્વોત્તમ ગણાય એવી હોવાથી એનું જુદું વર્ણન કરીશું. એ બાજુથી ચાંપાનેર શહેરના આજના સ્ટેશને જવાય છે. જુમામસ્જિદ આગળથી વચ્ચે ચાંપાનેરનો કિલ્લો અને એની પાછળ ઊભેલો પાવાગઢ એકંદર એવું તો ભવ્ય લાગે છે કે હૃદયમાં એક સાથે અનેક ભાવ ઉત્પન્ન કરે છે.

પ્રાતઃકાળ, મધ્યાહ્ન અને સાયંકાળે આ દૃશ્યની મનોહરતા જુદી જુદી દેખાય છે. સાંજે એ ભયાનક લાગે છે. આ દૃશ્ય જોઈને કોઈ પણ ગુજરાતી કોમીભાવ ભૂલી ભૂતકાળના ગૌરવમાં લીન થાય તો આશ્ચર્ય નથી. આસપાસ દૂર દૂર સુધી ચાંપાનેરના ખંડેરો મોટા વિસ્તારમાં પડેલાં છે. વાવો, તળાવો, [illegible], ભીંતો, મસ્જિદો, રોજાઓ ઠેરઠેર દેખાય છે અને એવાં બીજાં હજારો જંગલમાં સંતાએલાં પડ્યાં હશે. આખા ચાંપાનેર માટે સરકારનું પુરાતત્ત્વખાતું એક ખાસ શાખા ખોલે તો જ ચાંપાનેરની ખરી ભવ્યતાનો ખ્યાલ આવી શકે.

## જુમામસ્જિદ

ચાંપાનેરની જુમા મસ્જિદ ગુજરાતના મુસલમાન સ્થાપત્યના એક અગત્યના સ્મરણસ્તંભ જેવી છે. અમદાવાદમાં અનેક સુંદર મસ્જિદો છે. ત્યાંની જુમામસ્જિદ વિશાળ છે. પણ ચાંપાનેરની જુમા મસ્જિદમાં એના બાંધનારાઓએ એમની બધી કળા ઠાલવી નાખી છે. એના સવિસ્તર વર્ણન માટે તો જુદો સચિત્ર લેખ જોઈએ. ગુજરાતના હિંદુ મંદિરોની માળ બાંધીને પ્રકાશ લાવવાની રીત અમદાવાદની જુમામસ્જિદમાં દેખાય છે તે ચાંપાનેરમાં સંપૂર્ણ કળાએ પહોંચી છે.[૧૦] મસ્જિદના મિનારા, ઝરૂખા, જાળીઓ ને ગોખ અનુપમ કારીગરીવાળા છે. એના આંગણાનો કોટ અને પ્રવેશદ્વારનો નમૂનો તો ગુજરાતભરમાં આટલો સુંદર કોઈ જ જગાએ નથી. (જુઓ પૃ. ૧૮ પરનું ચિત્ર) મહમૂદ બેગડાએ જાણે અમદાવાદના સ્થાપત્યની ભૂલો

---

૯ રજપૂત ચાંપાનેર પર્વતની ઉત્તરે એને અડકીને હતું. આ રસ્તે આવતાં કસબાનું તળાવ અને ખૂની દરવાજા માટે શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈ કૃત 'પાવાગઢ'નું પુસ્તક અગર 'પંચમહાલ ગેઝેટિયર' જોવું.

૧૦ અમદાવાદની જુમામસ્જિદ કરતાં આ મસ્જિદ કદમાં મોટી છે.



સુંદર સ્થાપત્ય અને કોતરણીવાળો ચાંપાનેરના કોટ બહાર જંગલમાં આવેલો એક જીર્ણ રોજો (વધુ ચિત્રો પૃ. ૧૯મે)

સુધારી ચાંપાનેરને અમદાવાદથી પણ ચડી જાય તેવું કરવા ધાર્યું હોય એમ આ મસ્જિદને જોઈને લાગે છે.[૧૧] 'શહેરની મસ્જિદ' અને 'નગીના મસ્જિદ' પ્રમાણમાં સાદી છે.[૧૨] કોટની બહાર જંગલમાં એક જીર્ણ રોજો છે. એના થાંભલાની કોતરણી એવી તો ઝીણી અને સંપૂર્ણ છે કે એવો રોજો અમદાવાદમાં પણ જોવામાં આવતો નથી. એના થાંભલાની કારીગરીને અમદાવાદની સીદી સૈયદની મસ્જિદની બારીક કોતરણીવાળી જગવિખ્યાત જાળીઓની કારીગરી સાથે વિવેચકો સરખાવે છે (જુઓ ઉપરનું તથા પૃ. ૧૯ પરનાં ચિત્રો).[૧૩]

## પાવાગઢ અને એના ઉપરનાં ખંડેરો

હવે પાવાગઢ ઉપર ચડવા માંડીએ. પાવાગઢ ઉપર કેટલાંક તળાવો બહુ સુંદર છે. એમાં પહેલું હીના તળાવ જંગલમાં દેખાય છે. વચ્ચે એક ખંડેર છે તેને હીના મહેલ કહે છે. આખુયે દૃશ્ય ઘણું મનોહર છે. ચડતાંચડતાં પાછળ નજર કરતાં નીચે ચાંપાનેરનું દૃશ્ય વળી અનેકવિધ ભાવ જન્માવે છે. જેમ ચડીએ તેમ ગુજરાતના આ એક વખતના સર્વોત્તમ કિલ્લાની મજબૂત દીવાલો અને દરવાજાઓ આવતા જાય છે. કિલ્લાના રક્ષણ માટે આ દરવાજાઓ અને બુરજો માટે કેટલાયે વીરોએ પ્રાણ અર્પણ કર્યાં હશે એ લાગણી રોમાંચ ઉપજાવે છે. 'અટક', 'બુદિયો', 'ભાળાકળ' વગેરે દરવાજાઓ એક એકની ઉપર આવતા જાય છે, અને કિલ્લાના બચાવની ભિન્નભિન્ન શ્રેણીઓ બતાવે છે. છેવટે સદનશાહના દરવાજા પછી પાવાગઢની મધ્યમાં અવાય છે અને ત્યાં કાંઈક મેદાન જેવું છે. અહીં સિંધિયા અને અંગ્રેજના સમયની લડાઈ વખતે આ દરવાજાની ઉપર થયેલા તોપ બંદૂકના મારાનાં ચિહ્નો આજે પણ દેખાય છે. એક પછી એક બચાવના કોટની અને દરવાજાઓની શ્રેણીઓ જોતાં, નીચેનો ભાગ શત્રુને હાથ જાય તો ઉપરના ભાગમાં રહેલું ઘેરાયેલું લશ્કર સફળતાથી સામનો કરી શકે એવી આબાદ કિલ્લાની રચના છે. બચાવનાં આટલાં વિપુલ સાધનોવાળો કિલ્લો ગુજરાતમાં બીજો નથી.

પાવાગઢની મધ્યમાં માચી હવેલીનું સ્થાન મરાઠાઓએ બંધાવેલું છે. મકાન એક સામાન્ય છે, પણ પાવાગઢની અનેકવિધ મનોહરતાનો પૂરો સ્વાદ લેવા માચીમાં રહેવું પડે. રહેવા માટે એ જગા યોગ્ય અને સુગમ છે. એની પાછળ તેલ જેવા રંગનું તેલિયું તળાવ છે. એક બાજુ ખાપરા ઝવેરીના મહેલના નામે ઓળખાતું,

૧૧: કલાવિવેચક પર્સી બ્રાઉન આ પ્રમાણે માને છે. પણ સર જૉન માર્શલ આ મસ્જિદનાં વખાણ કરવા છતાં ટીકા પણ કરે છે અને એના મિનારા બધો દેખાવ બગાડી નાખે છે એમ કહે છે. સર જૉન માર્શલ મસ્જિદને છેડે મિનારા હોય તે ઠીક ગણે છે, આ એક મતભેદનો વિષય છે. વચ્ચેનો ભાગ ઊંચો લેવાથી મિનારા કાંઈ ખરાબ નથી લાગતા. ૧૨: નગીના મસ્જિદ ધોળા પથ્થરની છે. ૧૩: બર્જેસ લખે છે કે સુશોભનની સમૃદ્ધિ અને વૈવિધ્યમાં અમદાવાદની જાળીઓને બાદ કરતાં, આ થાંભલાઓની તોલે આવે એવું શિલ્પ બીજે ભાગ્યે જ છે.

## પાવાગઢની ટોચે

મંદિરની ઉપરની અગાશીમાંથી ચારે બાજુનું દૃશ્ય અત્યંત રમણીય લાગે છે. છેક વડોદરા સુધીનાં મેદાનો ઉપર દૃષ્ટિ પડે છે. નીચે કિલ્લાનાં સ્થાનો અને છેક ચાંપાનેરનાં ખંડેરો ને આસપાસની વનસ્પતિ જોઇ શરીરનો અને મનનો થાક ઊતરી જાય છે. ભાવિક લોકો દૂધિયાના ઠંડા પાણીમાં સ્નાન કરી, ભૂખ્યે પેટે ચઢાણનો થાક સહન કરી, માતાજીનાં દર્શન કર્યાં વિના કાંઇ પણ ખાતા નથી. પ્રાચીન સ્થળોનો ઐતિહાસિક દૃષ્ટિનો શોખ ન ધરાવતા માણસને પણ, નીચેનાં ખંડેરો અને ઝાડી જોતાંજોતાં છેક ઉપર આવીને સ્થાપત્ય સ્વરૂપે પથ્થરમાં સૂતેલી મહાસરસ્વતી, પર્વતશૃંગ ઉપર સ્થલની અધિષ્ઠાત્રી મહાકાલિ, અને ચારે બાજુએ વ્યાપ્ત વનશ્રી રૂપે–કુદરત સ્વરૂપે રહેલી મહાલક્ષ્મી,



પૃ. ૧૭૩ પર આપેલા છએં પણ શિલ્પસમૃદ્ધ રોજામાંના બાર થાંભલાઓ પરની વેલપત્તીઓનાં અત્યંત બારીક, પ્રમાણબદ્ધ અને સમૃદ્ધ વૈવિધ્યવાળી અદ્ભુત કોતરણીના બે નમૂના.

એમ આદ્યશક્તિનાં ત્રણે સ્વરૂપો જોતાં અંતઃકરણ ખૂબ જ તૃપ્ત થાય છે. અને આસપાસ ઉલ્લેખેલા મહાકાવ્યના અનેક રસો ઉપરાંત મનમાં ભક્તિભાવ પણ ઉત્પન્ન કરે છે ભક્તિ કેમ ન ઉપજે ? ક્યાં આપણાં અંધારા ઘરમાં નાના ગોખમાં રહેલી ટચલી આંગળીથીયે નાની દેવમૂર્તિઓ ને ક્યાં આવા સુંદર વિશાળ સ્થળમાં રહેલી ભગવાનની શક્તિનું અને અનંતકાલનું ભાન કરાવની દેવતા મૂર્તિ! અંતઃકરણ જાણે સંકુચિતતામાંથી ઉદારતાનો અનુભવ કરે છે, અણુમાંથી મહાનનો અનુભવ કરે છે અને અણુ તથા મહાનની એકતા તરફ લઇ જાય છે.

આમ ગુજરાતનાં આ મહાન 'ખંડેરોના શહેર'ની રમણીયતા સર્વતોમુખી છે એનાં જંગલોમાં હજી ઘણું ખોદકામ કરીને સંશોધન કરવાની જરૂર છે. ઘણાં પ્રાચીન શહેરોની બાજુમાં આજે નવાં સ્થાન ઉત્પન્ન થયાં છે. પણ ચાંપાનેરની સ્થિતિ દક્ષિણના 'ભૂલાયલા મહારાજ્ય' વિજયનગરના ખંડેરો જેવી છે. જોકે વિજયનગરનાં ખંડેરોમાં અને એના ઇતિહાસમાં ચાંપાનેર-પાવાગઢ જેટલી વિવિધતા નથી. બંનેના નાશ આપણી લશ્કરી અવ્યવસ્થાનું ભાન કરાવે છે. બંનેનું પુનરુત્થાન ન થયું તેનાં કારણો બંને કોઈ વેપારી મહામાર્ગ ઉપર નથી એ જ છે.

### ગુજરાતની રસવૃત્તિને બે શબ્દ

ગુજરાતીઓ ધનના ધનેરૂ કહેવાય છે. એમને કમાવા સિવાય બીજી કાઇ પડી નથી, એટલે એ માત્ર પોતાને નફો આપની ચીજની જાહેરાત કરે છે બીજી કોઈ વસ્તુ માટે એમને જાહેરાત કરવાની ટેવ નથી આથી આપણાં કેટલાંક આખી દુનિયામાં પંકાય એવાં સ્થળોની હિંદના બીજાં સ્થળો જેટલી પ્રસિદ્ધિ નથી અમદાવાદનું સૌંદર્ય એની ધૂળ, ધૂણી અને વણિકવૃત્તિમાં ઢંકાએલું છે. ગિરનાર અને આબુની પ્રસિદ્ધિ પણ દક્ષિણનાં સ્થળો અને દિલ્હીનાં સ્થળો જેટલી થઈ નથી. ખૂણે પડેલું ચાંપાનેર તો છેક ભુલાઈ ગયું છે. ચાંપાનેર અને પાવાગઢ ઉપર માચીના સ્થાન પાસે અને એક દૂધિયા તળાવ આગળ એમ કાંઇક સગવડવાળાં, ખાવાપીવાનાં સાધનવાળાં સ્થાનો બંધાય તો રસિક માણસોની સહેલગાહ વૃત્તિને ઉત્તેજન મળે. પશ્ચિમની પેઠે સહેલગાહ વૃત્તિ વધે તો એમાંથી સાહસિકોને નફો પણ મેળવવાનો સંભવ ખરો

પશ્ચિમના લોકોએ તો આવી સહેલગાહની રસવૃત્તિને વેપારીવૃત્તિ સાથે એક કરી છે. એવું આપણે ત્યાં કેમ ન થાય ? ગુજરાતીઓમાં આવી રસવૃત્તિ જાગશે ? આ લેખ માત્ર ચાંપાનેર-પાવાગઢનાં વર્ણન માટે નથી લખાયો. સ્થળની ઐતિહાસિક ચર્ચા એનાં સૌંદર્યનો ઉલ્લેખ તથા એના મહત્ત્વનું સમગ્રતામાં દર્શન કરાવવા માટે એ લખાયો એથી વર્ણન પણ જરૂરી સ્થળોનાં જ કર્યાં છે. સ્થળોના વિગતવાર વર્ણન માટે તો પ્રસિદ્ધ નવલકથાકાર શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈની 'પાવાગઢ' નામે પુસ્તિકા ને મુંબાઈ ગેઝેટીઅરનો 'પંચમહાલ'નો ગ્રંથ ઉત્સુકોએ જોવો.

રત્નમણિરાવ ભીમરાવ



# નૃત્યનાં વિશેષ સ્થાનકો

આપણા પ્રાચીન નાટ્યશાસ્ત્ર તથા તેની અનુગામી નૃત્યાદિ કળાઓનો પરિચય આપતી લેખમાળા [૨૯]

☆

લેખક
યોગેન્દ્ર પ્રિયદર્શી

આપણાં ભારતીય નૃત્યોમાં આવતી હાથની મુદ્રાઓ પાછળ જે સંકેતો રહેલા છે તેના અર્થ શા હોય છે તે તથા તેમાંના ઊભા રહેવાનાં, બેસવાના તથા હાથ-પગની સ્થિતિનાં આસનો તેમજ સ્થાનકો કેમ યોજવા તે સમજાવતા જે સચિત્ર અને રસમય ઉપયોગી હપતાઓ આ માળામાં અગાઉ આવી ગયા તેને અનુસંધાને આ હપતામાં બીજા વિશેષ સ્થાનકો સમજાવ્યા છે.



વિષમસૂચિ સ્થાનક

નૃત્યમાં વિવિધ સ્થળે પ્રયોજાતાં 'વૈષ્ણવમ્' આદિ જે સ્થાનો નાટ્યશાસ્ત્રમાં દર્શાવેલાં છે તે આપણે આગળ જોઈ ગયા છીએ. પરંતુ એ ઉપરાંત અન્ય શાસ્ત્રોમાં પણ બીજાં કેટલાંક સ્થાનકો આપેલાં છે. જેમકે 'સંગીત રત્નાકર'માં આવાં ત્રેવીસ સ્થાનકો વર્ણવેલા છે તે સરળરીતે દર્શાવેલાં હોવાથી સહેલાઈથી સમજી શકાય તેવા છે તે આ પ્રમાણે છેઃ (૧) સ્વસ્તિકમ્ (૨) વર્ધમાનમ્ (૩) નદ્યાવર્તમ્ (૪) સહતમ્ (૫) સમપાદમ્ (૬) એકપાદમ્ (૭) પૃષ્ઠોત્તાનતલમ્ (૮) ચતુરસ્રમ્ (૯) પાર્ષ્ણિવિદ્ધમ્ (૧૦) પાર્ષ્ણિપાર્શ્વગતમ્ (૧૧) એક પાર્શ્વગતમ્ (૧૨) એક જાનુગતમ્ (૧૩) પરાવૃત્તમ્ (૧૪) સમસૂચિ (૧૫) વિષમસૂચિ (૧૬) ખંડસૂચિ (૧૭) બ્રાહ્મમ્ (૧૮) વૈષ્ણવમ્ (૧૯) શૈવમ્ (૨૦) ગારુડમ્ (૨૧) કૂર્માસનમ્ (૨૨) નાગબંધમ્ (૨૩) વૃષભાસનમ્.

આમાં સમસૂચિ, વિષમસૂચિ, ખંડસૂચિ, ગારુડમ્, કૂર્માસનમ્ નાગબંધમ્ ને વૃષભાસનમ્ એ આસનો છે અને બાકીનાં સ્થાનકો છે તો પાર્ષ્ણિવિદ્ધમ્, પાર્ષ્ણિપાર્શ્વગતમ્, એકપાર્શ્વગતમ્ વગેરે સ્થાનકોની રચના સ્પષ્ટરીતે સમજી શકાય તેવી નથી. સ્થાનકોનાં લક્ષણો નીચે મુજબ છે, જેમાંનાં કેટલાકનાં ચિત્રો આપ્યાં છેઃ

સ્વતિકમ્ઃ જમણા પગને ડાબી તરફ અને ડાબા પગને જમણી તરફ રાખવા અર્થાત્ બન્ને પગને cross કરવા. પગ સહેજ નમેલા તથા એકબીજાને સ્પર્શેલા હોવા જોઈએ.

વર્ધમાનમ્ઃ બન્ને પગની પાની એકબીજીને અડકેલી રાખીને ફણા વિરુદ્ધ દિશામાં રાખવા તે એટલેકે જમણા પગનો ફણો જમણી તરફ ને ડાબા પગનો ફણો ડાબી તરફ રહે તેમ ઊભા રહેવું તે.

નદ્યાવર્તમ્ઃ ઉપરના જ સ્થાનમાં બન્ને પગને છ થી બાર આંગળને અંતરે રાખી ઊભા રહેવું તે.

સહતમ્ઃ બન્ને પગને જોડાજોડ રાખી, બન્નેના અંગૂઠા તથા ઘૂંટી એકબીજાને અડે તેમ ઊભા રહેવું તે.

સમપાદમ્ઃ બને પગ એક વેંતને અંતરે સમાન રીતે રાખવા તે. આ સ્થાન વૈષ્ણવ આદિ સ્થાનો સાથે આગળ આવી ગયુ છે.

એકપાદમ્ઃ સમપાદમાં એક પગ ઉંચો લેવો તે.

પૃષ્ઠોત્તાનતલમ્ઃ એક પગ સીધો ને પાછળ બીજો પગ પાની ઊંચી કરી ફણા પર ગંઠિત રાખવો તે. અર્થાત્ એક પગે પાછળ ઠેકી દેવી તે.

ચતુરસ્રમ્ઃ નદ્યાવર્તમાં બન્ને પગ અઢાર આંગળ દૂર રહે તે.

પાર્ષ્ણિવિદ્ધમ્ઃ એક પગની પાનીને બીજા પગના અંગુઠાનો સ્પર્શ થાય તેમ ઊભા રહેવું તે.

પાર્ષ્ણિપાર્શ્વગતમ્ઃ ડાબો પગ સીધો રાખી, જમણા પગની પાની ડાબા પગ તરફ રહે તેમ તેને આડો રાખી ઊભા રહેવું તે.

એક પાર્શ્વગતમ્ઃ ઉપરના સ્થાનકમાં જમણો પગ ઊલટી રીતે—અર્થાત્ જમણા પગની પાની જમણી તરફ રહે તેમ ઊભા રહેવું તે.

એકજાનુગતમ્ઃ એક પગ સીધો રાખી બીજો પગ બાજુમાં ચાર આંગળ દૂર ઘૂંટણમાંથી સહેજ વળેલો રાખવો તે.

પરાવૃત્તમ્ઃ ડાબા પગની પાની પાસે જમણા પગનો અંગૂઠો અને જમણા પગની પાની પાસે ડાબા પગની કનિષ્ઠિકા (ટચલી આંગળી) રહે તેમ—પગ અવળસવળ રાખી ઊભા રહેવું તે.



સ્વસ્તિકમ્ | વર્ધમાનમ્ | નદ્યાવર્તમ્ | સહતમ્ | પરાવૃત્તમ્



ગારુડમ્



કૂર્માસનમ્



નાગબંધનમ્

સમસૂચિ: પાની તથા જાંઘ જમીનને સ્પર્શે તેમ બન્ને પગ જરા લાંબા રાખવા તે.

વિષમસૂચિ: સમસૂચિનો એક પગ પાછળ લંબાવવો તે. અર્થાત્ એક પગ આગળ અને એક પગ પાછળ લંબાવીને બેસવું તે.

ખંડસૂચિ: ઉપરના આસનનો એક પગ સંકોચી લેવામાં આવે ...યો પગ સંકોચી લેવા તે જણાવ્યું નથી; પરંતુ આસનની ...ે આગળનો પગ વાળી લેવો તે વધુ પ્રમાણભૂત જણાય છે.

બ્રાહ્મમ્: એક પગ સીધો રાખી, બીજો પગ પાછળ પીઠ તરફ, ઘૂંટણ સમાન રહે તેમ વાળવો તે.

વૈષ્ણવમ્: આ સ્થાન આગળ જોઈ ગયા છીએ.



વૃષભાસનમ્



બ્રાહ્મમ્

શૈવમ્: ડાબો પગ સરખો રાખી જમણો પગ ઘૂંટણ સુધી આગળ ઊંચો કરી સહેજ વળેલો રાખવો તે. આગળ જોઈ ગયા છીએ તે 'વૈશાખમ્' અને આ સ્થાન એક જ જણાય છે. 'નટરાજ'ના વિશ્વવિખ્યાત પ્રાચીન શિલ્પમાં આ સ્થાન યોજાએલું દેખાય છે.

ગારુડમ્: ડાબો પગ આગળ સંકોચેલો રાખી જમણો પગ, તેનો ઘૂંટણ જમીનને અડે તેમ પાછળ રાખવો તે.

કૂર્માસનમ્: જમણા પગનો ઘૂંટણ તથા બહારની ઘૂંટી જમીનને અડે તેમ ચોપટ બેસી ડાબો પગ ઊભો રાખવો તે.

નાગબંધનમ્: ડાબા પગના સાથળ પર જમણો મૂકી બેસવું તે.

વૃષભાસનમ્: બન્ને ઘૂંટણ જમીનપર અડાડીને કેડ સીધી ટટાર બેસવું તે. નાટ્યશાસ્ત્રનું 'જાનુગત' તથા આ એક જ હોય તેમ લાગે છે.

આમાંના કેટલાંક સ્થાનકો તથા આસનો કરણોમાં પણ યોજાએલાં જોવામાં આવે છે જેમકે:–

સ્વસ્તિકમ્: આ સ્થાનક સ્વસ્તિકમ્, અર્ધ સ્વસ્તિકમ્, વક્ષ:સ્વસ્તિકમ્, પૃષ્ઠ સ્વસ્તિકમ્ વગેરે સ્વસ્તિક કરણોમાં યોજાએલું છે.

વર્ધમાનમ્: આ સ્થાનક તલપુષ્પપુટમ્, રેચિતનિકુટ્ટમ્, છિન્નમ્ તથા બીજાં ઘણાં કરણોમાં યોજાએલું છે.

સંહતમ્: સમનખમ્ તથા લીનમ્ એ બે કરણોમાં યોજાએલું છે.

નદ્યાવર્તમ્: અપવિદ્ધમ્, અર્ધરેચિતમ્, ભુજંગત્રાસિતમ્, રેચિતમ્ વગેરેમાં યોજાએલું છે.

ચતુરસ્રમ્: તે મંડલસ્વસ્તિકમ્, સ્વસ્તિક રેચિતમ્, કટિસમમ્, ઉન્મત્તમ્ વગેરે કરણોમાં યોજાએલું છે.

ગારુડમ્: તે 'કુંચિતમ્'માં યોજાએલું છે.

આ જ પ્રમાણે બીજાં સ્થાનકો પણ અન્ય કરણોમાં યોજાએલાં છે. ઉપરનાં સ્થાનકો ઉપર જણાવેલાં કરણો સાથે સરખાવી જોવાય તે સમજી શકવામાં વધુ સરળતા પડે. (ચાલુ)

**મહત્તા**

'મહત્તા'નો અર્થ જગતના કેટલાક લોકોના હોઠ પર આપણું નામ થોડા કાળ માટે નાચશું, એવો નથી. હિમાલયની ખીણોમાં એવાં પ્રચંડ વૃક્ષો હશે કે જેમનાં નામ જગત જાણતું નથી; પૃથ્વીના ગર્ભમાં તારા જેવા તેજસ્વી હીરા પડ્યા હશે પણ માનવજાતને હજુ તેનાં દર્શન થયાં નથી; ઉપર અનંત આકાશમાં એવા અનંત તારા હશે કે જે એક દૂરબીન વડે પણ દેખાયા નથી. મહત્તાનો આગ્રહ જગતને ખાતરી હોવી એવો હું કરતો નથી. હું નિરંતર બનતો જાઉં છું. ધીરેધીરે ઉન્નત થાઉં છું એવું જેને લાગે છે તે મહાન જ થતો હોય છે.

આને ગુરુજી –





# ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ





પહેલું ઇનામ: મોકૂફ; બીજું ઇનામ: 'વફાદાર'–કંચનરાય અમીન (અમદાવાદ); ત્રીજું ઇનામ: 'એકડે એક'–સુમનભાઈ શેઠ (મિયાંગામ કરજણ); નોંધપાત્ર: (૧) 'બાળ-નટ'–લક્ષ્મીચંદ મેઘાણી (મુંબઈ); (૨) 'નિર્દોષ હાસ્ય'–હંસરાજ કાપડિયા (મુંબઈ).

આ વખતે પસંદગી પામેલાં ચિત્રો રોજિંદા જીવનના પ્રસંગોમાંથી પણ કેવી રીતે રસમય ચિત્ર ઝડપી શકાય તેનાં ઉદાહરણ રૂપ છે.

બીજું ઇનામ જીતનાર ભાઈ કંચનરાય અમીનનું 'વફાદાર' રમૂજી અને આકર્ષક વિષય છે. બાળકના માથામાંથી જૂ વીણતા વાંદરાની ક્રિયા જેટલી સહજ ને સ્વાભાવિક છે, તેટલી સહજ રીતે ફોટોગ્રાફ લઈ શકાયો નથી. સામા પ્રકાશને બદલે સીધા પ્રકાશમાં અને જરા [illegible], આકૃતિઓ આખી આવે તે રીતે લેવાયો હોત તો વધુ આકર્ષક ચિત્ર બનત. આવા પ્રસંગે જુદાજુદા કોણથી વિચારપૂર્વક ચારપાંચ સ્નૅપ લઈને, આવી સારી તકનો પૂરો લાભ લેવો જોઈએ. વળી, ચિત્રમાં ગમાળે આવી ગએલો આછો પટ્ટો દૂષણ રૂપ છે.

ઘરને ખૂણે 'એકડે એક' ઘૂંટવામાં લીન બનેલા બાળાના ત્રીજું ઇનામ મેળવનાર સુમનભાઈ શેઠના ચિત્રમાં તેની બેઠકની ઢબ અને મોંના ભાવ લાક્ષણિક ઊતર્યા છે. પરંતુ આ ચિત્રમાં પણ જેટલી સ્વાભાવિકતા પામ્યાં છે તેટલી સ્વાભાવિક રીતે ચિત્રાયોજન થઈ શક્યું નથી. કૅમેરાનો કોણ બાળકના માથા નજીક જરા ઊંચેથી લેવાયો હોઈ માથું વધારેપડતું મોટું જણાય છે. ઉપરાંત, ભીંતમાં જમણા હાથે આવતો ઊભો કાળો પટ્ટો નડતર રૂપ છે. પણ સૌથી કદરૂપા તો લાગે છે બે લાંબા પગ, જે આપણી દૃષ્ટિને ચિત્રની બહાર ખેંચી જાય છે ખૂણામાંથી શરૂ થતું આખું કોઈ પણ ચિત્ર આમ દૂષણવાળું જણાય ત્યારે એટલો ભાગ ખૂબી તથા સાવધાનીથી વિચારપૂર્વક વેતરી કાઢીને આ ખામી ટાળી શકાય. આ ચિત્રમાં મૂળ પ્રિન્ટના નીચેના ભાગમાંથી લગભગ બાર ઇંચ પટ્ટી કાપી નાખવાથી ચિત્રમાં જોનારની દૃષ્ટિ ઉચિત સ્થળે કેન્દ્રિત બનશે.

નોંધપાત્ર ચિત્રોમાં ભાઈ લક્ષ્મીચંદ મેઘાણીનાં 'બાળ-નટ' ચિત્રમાં પ્રસંગવિષય સારો ઝડપ્યો છે. હથેળીમાં બાળકને સમતોલ રાખી રમાડતા પુરુષ અને બાળક બંનેના ભાવ-અને ક્રિયામાં આનંદ અને ગતિ છે. પાછલી બાજુએ ખૂંચતા મકાનના ભાગને બદલે સાદી ભીંત કે ખાલી આકાશ હોત અને એક્સ્પોઝર ખામીવાળું ન હોત તો ચિત્ર ઇનામને લાયક બની રહેત.

ભાઈ હંસરાજના 'નિર્દોષ હાસ્ય'માં વિષય, ગોઠવણી કે વિચારમાં નવીનતા નથી. હાસ્યને અનુરૂપ પ્રકાશ હોત તો ચિત્ર દીપી આવત. એક્સ્પોઝર ને ટેકનીક બરોબર છે.

શ્રીરામ ભટ્ટ

# અબરખ

આજની ઔદ્યોગિક સંસ્કૃતિમાં અગત્યનો ફાળો આપતું અજાયબ ખનિજ
જેની ઊંચામાં ઊંચી જાતથી હિંદ સમૃદ્ધ છે, અને જેની દુનિયાભરની ૭૦ ટકા ખપત એકલું હિંદ પૂરી પાડે છે

લેખક
ડૉ. નરસિંહ મૂ. શાહ, એમ.એસસી.પીએચ.ડી.

અબરખ કોણે નહિ જોયું હોય? કાચ જેવા પારદર્શક ચમકતા તેના ટુકડા બાળકોને ખૂબ પ્રિય હોય છે ને તેનાં ચશ્માં બનાવી આંખે તે ચડાવી બાળકો રમે છે. ગામડાંમાં સોનીની દુકાનેથી બાળકોને એ મળી રહે છે. અબરખ ખનિજ પદાર્થ છે ને તેના જેવો પદાર્થ બનાવવાના મનુષ્યોના પ્રયત્નો લગભગ અફળ રહ્યા છે. અબરખની કેટલીય જાતો જમીનમાંથી નીકળે છે, તેમાં ત્રણ મુખ્ય છેઃ

(૧) સફેદ અબરખ-મુસ્કોવાઇટ. આ જાતનું અબરખ ઍલ્યુમીનિયમ અને પોટાશિયમની સાથે સિલિકોન તથા ઑક્સિજનનું વિષમ સંયોજન થવાથી પેદા થયેલો પદાર્થ છે. એટલે કે અબરખ એ ધરતીના પેટાળમાં પેદા થએલો વિષમ સિલિકેટ છે. જૂના વખતમાં તેનો ઉપયોગ મુસ્કોવી(રશિયા)માં બારીના કાચ તરીકે કરવામાં આવતો તે પરથી તેનું નામ મુસ્કોવાઇટ પડ્યું. આપણે ત્યાં બિહાર, મદ્રાસ ને નેલોર જિલ્લામાં તેના થર આવેલા છે. છેલ્લાં ત્રીસ વરસથી આખી દુનિયાની જરૂરીઆતનો ૭૦ ટકા ભાગ હિંદના આ થરો જ પુરો પાડે છે. અમેરિકામાં આ જાત નીકળે છે પુષ્કળ પ્રમાણમાં, પણ તેનાં પડ બરાબર ઉખડતાં નથી, એટલે તેનો માત્ર થોડો અંશ કામમાં આવે છે ને બાકીનો ભાગ દળીને ઝીણો લોટ બનાવીને વાપરવામાં આવે છે. આ અબરખના સામાન્ય સ્ફટિકો એકાદ બે ઇંચથી માંડીને એકાદ ફૂટ કદના હોય છે. તેની જાડાઈ એકબે ઇંચની હોય છે. જોકે કોઈવાર અસાધારણ સ્ફટિક જડી આવે છે. એકવાર બાર ફૂટ વ્યાસનો અખંડ મુસ્કોવાઈટ સ્ફટિક જડી આવ્યો હતો. અમેરિકામાંથી એકવાર બે ટન વજનનો એક સ્ફટિક મળી આવ્યો હતો! જેમાંથી અખંડ પડ ઊખડે તે સારી જાતનો અબરખ ગણાય છે ને તેમાંથી ઇંચના એક હજારમા ભાગ જેટલાં બારીક પડ નીકળી શકે છે. જેમ ચોપડીનાં પાનાં એક પછી એક ઊઘડે તેમ આ પડ નીકળે છે, એટલે અબરખના સ્ફટિકને 'અબરખની ચોપડીઓ' કહેવામાં આવે છે.

(૨) કેરબાના રંગવાળો અબરખ—ફ્લોગોપાઈટ. આ જાતમાં ઍલ્યુમીનિયમ, પોટાશિયમ, મૅગ્નેસિયમ સિલીકેટ છે. તે કૅનેડામાંથી નીકળે છે ને ત્યાં આખી દુનિયાની માગણીને પહોંચી શકે એટલું ઉત્પાદન થાય છે. જોકે છેલ્લા દસકામાં માડાગાસ્કરે આ ખનિજની બાબતમાં અગત્યનું સ્થાન મેળવ્યું છે. ફ્લોગોપાઈટને એક હજાર ડિગ્રી સેન્ટીગ્રેડ સુધી તપાવવામાં આવે તોપણ ગરમીની તેના પર કાંઈ અસર થતી નથી. મુસ્કોવાઇટ માત્ર ૫૫૦ ડિગ્રી સુધી જ ટકી શકે છે. આથી મુસ્કોવાઇટના કરતાં તેની કિંમત હમેશાં ઉંચી રહે છે. રશિયામાં પણ ફ્લોગોપાઈટ નીકળે છે.

(૩) કાળું યા ભૂરું અબરખ—બીયોટાઈટ. પ્રથમની બે જાતના અબરખોમાં આવેલાં તત્ત્વો ઉપરાંત આ જાતના અબરખમાં લોઢું હોય છે. બીયોટાઈટનાં પડ ભાગ્યે જ નીકળે છે તેથી તેનો ભુક્કો જ વિશેષ ઉપયોગમાં આવે છે. બીજી જાતને મુકાબલે બીયોટાઈટ ઘણા જ વપરાય છે, અને તેનો ઉપયોગ છાપરાંનાં છાજાં, રબર, મકાનનાં બાંધકામ વગેરેમાં પૂરક પદાર્થ તરીકે યા પટ દેવામાં થાય છે.

ઉદ્યોગોમાં અબરખ વિધવિધ ઉપયોગમાં લેવાય છેઃ મુસ્કોવાઇટના પતરાંની ૯૦ ટકા પેદાશ વીજળીના ઉદ્યોગમાં વપરાય છે. ઉત્તમ જાતનું જ અબરખ આ કામમાં આવે છે. ટેલિફોન, ડાયને પરિવર્તન સાધકો (Commutators) અને વીજળી વડે ગરમી પેદા કરવાનાં-સાધનો હીટરો વગેરેની બનાવટમાં અબરખની આસપાસ તાર વિંટવામાં આવે છે કેમકે તેના પર ગરમીની અસર એકદમ ઓછી થાય છે. વળી વીજળીના પ્રવાહના વહન સામે તેનો અવરોધ (Resistance) ખૂબ છે. ટૂંકમાં વીજળીના ઉદ્યોગમાં અબરખનું સ્થાન ત્રાંબા જેટલું જ મહત્ત્વનું બન્યું છે. છેલ્લાં થોડાં વર્ષોમાં અબરખનો ઉપયોગ રેડિયો, મોટર અને એરોપ્લેનના સ્પાર્ક-પ્લગની બનાવટમાં પુષ્કળ વપરાય છે. આમ, આધુનિક સંસ્કૃતિમાં અબરખનો ફાળો નાનોસૂનો નથી, અને તેની અવેજીમાં વાપરી શકાય એવો બીજો પદાર્થ હજી સુધી બનાવી શકાયો નથી. સ્ટવ, સગડી અને ભઠ્ઠીમાં જોવા માટે બારીઓની આડે મૂકવામાં આવતાં પારદર્શક પતરાં તથા ન ફૂટે એવી દીવાની ચીમનીઓ પણ અબરખમાંથી બને છે. અબરખ સ્થિતિસ્થાપક છેઃ રબરની માફક તે નમે છે અને પાછું મૂળ સ્થિતિમાં આવી જાય છે.

હલેકા યા ભુક્કાનો અબરખ ૧૦ ટકા વિલાયતમાં ભીંતે ચોડવાના કાગળોમાં, ૭ ટકા રંગોમાં ને ૬ ટકા રબર-ઉદ્યોગમાં વપરાય છે. પરચુરણ બીજા ઉપયોગોમાં, અબરખનો ભુક્કો સૂકા ઊંજણ તરીકે કામ આવે છે. તેમાંથી બનાવટી પથ્થરનાં ચોસલાં પણ બને છે. કોંક્રીટનાં મકાનોમાં ચમક આપવા માટે પણ તે વપરાય છે.

અબરખના સ્ફટિક અલગઅલગ આવેલા હોવાથી તે કાઢવા મુશ્કેલ પડે છે. મુસ્કોવાઈટ કરતાં ફ્લોગોપાઈટમાં વિશેષ મુશ્કેલી હોય છે.

૧૯૩૫માં અબરખની બધી જાતોનું દુનિયામાં ઉત્પન્ન ૩૫ હજાર ટન હતું. એમાં ૫૦ ટકા અમેરિકાનો, ૧૩ ટકા રશિયાનો, ૨૦ ટકા હિંદુસ્તાનનો અને બાકીનામાં દક્ષિણ આફ્રિકા, કૅનેડા ને માડાગાસ્કરનો હિસ્સો હતો. ૧૯૩૯માં આ ઉત્પન્ન ૫૦ હજાર ટન સુધી પહોંચ્યું હતું. તેમાં મુસ્કોવાઈટ અબરખની પતરીની દુનિયાની ૯૦ ટકા માગણી હિંદુસ્તાને એકલાએ પૂરી પાડી હતી. હિંદમાં આ ઉદ્યોગ અઢી લાખ મજુરોને રોજી આપે છે.

યુદ્ધ દરમિયાન જર્મનીએ બનાવટી અબરખ નીચે આપેલી રીતે પ્રયોગશાળામાં તૈયાર કરેલુંઃ વિશુદ્ધ કરેલી રેતી, ધાતુઓના ઑક્સાઇડ, સોડિયમ પોટાશિયમ ફ્લોરાઈડ ને સિલીકો ફ્લોરાઈડ મેફાઈટના મૂષોમાં મૂકી, મૂષકની ઊર્ધ્વ બરીના કાટખૂણે મજબૂત લોહચુંબકીય ક્ષેત્રને ગોઠવીને ૧૨૫૦-૧૨૯૦ની ઉષ્ણતાએ ગરમ કરવામાં આવ્યું. પરિણામે અબરખ જેવો પદાર્થ બનાવી શકાયો, પરંતુ તે મોટા પાયા પર મુકાયાનું જણાયું નથી.

હીરાની જેમ અબરખ પણ માનવીને કુદરતની જ ભેટ છે. પૃથ્વીના પેટાળમાં જે અતુલ બળો આ પદાર્થો પેદા કરે છે તેની બરોબરી હજી માનવ વિજ્ઞાનથી થઈ શકી નથી એ ખાસ નોંધવા જેવું છે.

કાષ્ઠનો ઘોડો' (અનુસંધાન પૃ. ૧૦થી ચાલુ) તે તમારે માટે છે; પરંતુ તમે કાલે સવારે બહારની વાડીમાં એકાંતે આવો તો ત્યાં એની ખૂબી બતાવું.' કુંવરને તો બહુ તાલાવેલી લાગી હતી, એટલે બીજે દિવસે સવારે વહેલો ઊઠી સુતારને ઘેર ગયો ને બંને મિત્રો સાથે ચાલ્યા. કુંવર પોતાના ઘોડા પર હતો. સુતારે કાષ્ઠનો અશ્વ પલાણ્યો.

વાડીમાં જઈ કુંવર કાષ્ઠના ઘોડાની કરામત જોઈ ખૂબ ખુશ થઈ ગયો અને આમતેમ ફેરવી જોયો. પછી સુતારને કહે: 'તું મારાં વસ્ત્રો પહેરી લે; હું તારાં વસ્ત્રો પહેરી તારે ઘોડે બેસું.' વસ્ત્રો બદલી કુંવર કાષ્ઠના ઘોડે ચડ્યો અને બંને નગર તરફ ચાલ્યા. રસ્તામાં કુંવરે ઘોડાની દોરી જરા જોરથી ખેંચી, એટલે ઘોડો આકાશમાં ચડ્યો અને દૂરદૂર ઊડી ગયો. સુતારનો પુત્ર તો ચિંતાથી જોઈ રહ્યો.

એવામાં મોડું થવાથી રાજાના સેવકો કુંવરને શોધતા આવ્યા. તેમણે સુતારને કુંવરના વેશમાં જોયો અને કુંવર ત્યાં નહોતો, એટલે માન્યું કે તેણે કુંવરનો ઘાત કર્યો છે. કાષ્ઠના ઘોડાની વાત કોઈએ માની નહિ. રાજાએ તેને કેદમાં નાખ્યો ને શૂળીએ ચડાવી દેવાનું ઠરાવ્યું.'

વિક્રમની વાત આટલે પહોંચી ત્યાં એક પહોર ગયો અને પોપટ ઊંઘી ગયો. હોંકારો બંધ થયો એટલે રાજા વાત કરતો અટકી ગયો. પણ તરત વૈતાલ મેનામાં પ્રવેશ્યો એટલે તે બોલી: 'રાજાજી, વાત આગળ ચલાવો. કુંવર ક્યાં ગયો? સુતારનું હવે શું થશે?'

અંદર બધી દાસીઓ અને સ્ત્રીઓ વાર્તામાં લીન થઈ ગઈ હતી, તે પણ બોલી ઊઠી: 'હા હા, વાર્તા આગળ ચલાવો.' ઇન્દુમતીને પણ રસ લાગ્યો હતો. તેણે કહેવડાવ્યું કે બીજા તોરણ નીચે આવો અને વાર્તા ચલાવો. તેણે બીજો પડદો છોડાવી લઈ ત્યાં રાજાને આસન આપ્યું. પછી રાજાએ વાર્તા આગળ કહેવા માંડી:

સુતારે રાજા આગળ વાત કરી કે 'હું પરદેશથી કુંવર માટે સંચાવાળો ઘોડો લાવ્યો હતો. તે પર કુંવર હઠ કરી બેઠા ને ઉતાવળે કળ ખેંચી. હજી હું જાણતો નથી કે તે ક્યાં હશે. પણ હું સાચું કહું છું કે જ્યાં હશે ત્યાં તે જીવતા હશે ને જરૂર પાછા આવશે.' રાજા કહે: 'તેની ખાત્રી કેમ થાય? તે પાછો આવે ત્યાં સુધી તને કારાગૃહમાં જ રાખીશ.'

બીજી તરફ કુંવરનો ઘોડો ઊડતો ઊડતો કનકપુર નામના નગરે ઊતર્યો. કુંવર ભૂખ તરસથી હેરાન થઈ ગયો હતો. સુંદર ગામ ને વાડી જોઈ તે ખુશ થયો અને થાકથી વાડીમાં જ ઊંઘી ગયો. એવામાં ત્યાં માલણ આવી. તે સુંદર બત્રીસ લક્ષણો રાજકુમાર જોઈ આનંદ પામી. તેને પુત્ર નહોતો, એટલે તેણે તેને હેતથી જગાડ્યો ને કોણ છે તે પૂછ્યું. કુંવરે કહ્યું: 'દુઃખનો માર્યો આવ્યો છું અને આશરો માગું છું.' માલણે કહ્યું: 'તમે મારા પુત્ર અને હું તમારી માતા. મારે ઘેર ચાલો.'

એ રીતે કુંવર નિરાંત પામ્યો. માલણ રોજ રાજદરબારે ફૂલહાર આપવા જતી અને રોજ રાજકુંવરીના રૂપની વાત કરતી. તે પરથી કુંવરને તેને નજરે જોવાનું મન થયું, પણ તેને મહેલમાં જવા કોણ દે? એટલે તેણે ફૂલની એક કાંચળી બનાવી તેમાં પોતાની અતિ કીમતી વીંટી ગોઠવી અને માલણની સાથે મોકલી. કુંવરીએ તે પહેરી તે વખતે વીંટીનું દબાણ થતાં તેને હાથે ચડી. આવું કીમતી નંગ પહેરનાર કોઈ રાજવંશી જ હશે એમ તેણે માન્યું ને માલણને તે વિષે ખાનગીમાં પૂછ્યું. ત્યારે માલણે કહ્યું કે એ તો મારો પુત્ર છે તેની વીંટી છે. અંતે કુંવરીએ સોગન આપી પૂછ્યું ત્યારે સાચું કહ્યું કે આકાશમાંથી એક રાજપુત્ર વાડીમાં આવ્યો તેની એ છે. એ પરથી રાજકુંવરીને કુંવરને જોવાની ઇચ્છા થઈ. તેણે એક ચિઠ્ઠી લાડુમાં નાખી માલણને આપીને કહ્યું કે આ રાજકુંવરને આપજે. તે ચિઠ્ઠી રાજકુંવરને મળી, તેમાં કુંવરીએ મળવાનું એકાંત સ્થાન બતાવ્યું હતું કે રાજમહેલની પાછળ વાડીમાં એક એકાંત બંગલી છે ત્યાં હું એકલી રહીશ. પરંતુ ત્યાં આવવું મુશ્કેલ છે; છતાં તમે શક્તિવાળા છો તો આવજો. કુંવરની પાસે તો કાષ્ઠનો ઘોડો હતો. એટલે રાત્રે તે ઊડીને ત્યાં ગયો અને કુંવરીને મળ્યો. કુંવરી તેને જોઈને અને વાતો કરીને તેના પર મુગ્ધ થઈ ગઈ ને ગાંધર્વ લગ્નથી બંને પરણ્યાં. પણ આ વાત ઘણા વખત સુધી છૂપી રહેશે નહિ એમ લાગ્યું; એટલે એક અંધારી રાતે કુંવરીએ અલંકારો ને રત્નોનું પોટકું બાંધી લીધું અને બંને જણ એ નગર છોડી આકાશમાર્ગે ચાલી નીકળ્યાં. દૂર ગયા પછી એક એકાંત જંગલમાં તે ઊતર્યાં ને કુંવરીને એક ગુફામાં બેસાડી, રાજકુંવર કંઈ ખોરાક-પાણીની શોધમાં અશ્વ ઉપર નીકળ્યો અને એક ઝરણા આગળ પાણી ભરવા ઊતર્યો. પાછા વળતાં જંગલમાં મોટી આગ લાગી તેથી ઘોડાની દોરીઓ સળગી ગઈ અને તે હેઠે પડ્યો. ત્યાં ગુફામાં કુંવરીને થોડીવારે બાળકનો જન્મ થયો. તે કચાટ ને વિલાપ કરતી બેઠી. એવામાં રાત્રે વનશિયાળ આવી બાળકને ઉપાડી ગયું.

અહીં સુધી વાત આવી ત્યાં મેનાનો હોંકારો બંધ થયો એટલે તરત વૈતાળ મોરમાં પેસીને બોલ્યો: 'રાજાજી, મેના સૂઈ ગઈ, પણ હું તો જાગું છું. આ રસિક વાત આપ પૂરી કરો.' પેલી બાઈનું, બાળકનું શું થશે, એ જાણવા સૌ સ્ત્રીઓ પણ અધીરી થઈ હતી, એટલે આતુરતાથી તેમણે કહ્યું કે 'આપ અહીં ત્રીજા તોરણ નીચે આવી બેસો અને વાત પૂરી કરો.' મોરે હોંકારો ચાલુ કર્યો અને વાર્તા આગળ ચાલી:

અશ્વ ઉપરથી નીચે પડેલો રાજકુંવર એક નદીમાં પડ્યો. ત્યાં એક મોટા મચ્છે તેને પેટમાં સમાવી દીધો. અકસ્માત તે મચ્છ એક ખારવાની જાળમાં સપડાયો, તેણે તેને એકદમ ચીરીને રાજકુંવરને બચાવી લીધો. તે ખારવાનો ધંધો વહાણવટાનો હતો. તેણે કુંવરને પોતાની પાસે રાખીને તેને વહાણવટી વેપારી બનાવ્યો.

પાછળ ગુફામાં રહી ગએલી પેલી રાજકુંવરી પોતાનું બાળક વનશિયાળ લઈ ગયો તે જોઈ ગાંડા જેવી બની રઝળતી કોકિલપુર નામના નગરમાં પહોંચી. ત્યાં ગામ બહાર એક ડાકણ વસતી હતી. લોકો તેનાથી ડરતા હતા તેથી તેને ત્યાં એકલી વસાવી હતી. તેણે રાજકુંવરીને આશરો આપ્યો. ત્યાં તેણે પોતાનું નામ શાકણ જણાવ્યું અને સુખમાં રહેવા લાગી. થોડે વખતે ડાકણ મરી ગઈ એટલે તેની બધી સંપત્તિ કુંવરીના હાથમાં આવી, તેથી તેણે એક સુંદર વાડીની વચ્ચે એક મહેલ બંધાવ્યો અને તેમાં ખૂબ વૈભવથી રહેવા લાગી.

તેના બાળકને લઈને ભાગતું શિયાળ ઓચિંતું એક ગામનો રાજા શિકારે ચડ્યો હતો તેની નજરે પડ્યું ને ભય પામીને તે બાળકને પડતો મૂકીને નાઠું. આવો રૂપાળો બાળક જોઈ અપુત્ર રાજા આનંદ પામ્યો ને તેને પ્રભુએ આપેલું બાળક સમજી પોતાના નગરમાં લઈ જઈ પોતાનો પુત્ર કરી ઉછેરી મોટો કર્યો. તે મોટો જુવાન થયો, તેવામાં તેનો પાલકપિતા-રાજા મૃત્યુ પામતાં તેને રાજપાટ મળ્યું. તેણે હવે પરણવા ધાર્યું અને મનગમતી સ્ત્રી શોધવા ચારે તરફ ગુપ્ત વેશે ફરવા લાગ્યો. એવામાં ગામની બહાર રહેતી શાકણ તેની નજરે પડી. તેનું રૂપ જોઈ તે મોહ પામ્યો અને જાહેર કર્યું કે મેં જે સ્ત્રી જોઈ છે તેને જ હું પરણીશ માટે તેને જલદી જાણ કરો.

શાકણને તે ખબર પહોંચ્યા ત્યારે તેણે કહેવડાવ્યું કે 'મારો એક પતિ સોળ વર્ષ પહેલાં મને રણમાં છોડી ગયો છે. તે જીવે છે કે મર્યો છે તેની મને ખબર નથી, માટે તમે વિચાર કરો.' રાજાએ કહેવડાવ્યું કે 'રાજાની મરજી વિરુદ્ધ કોઈથી ના ન પડાય. સોળ વર્ષથી જે ગયો તે જીવતો હોય જ નહિ; માટે તમે નહિ માનો તો જોરજુલમથી તમને મારા મહેલમાં લાવીશ.'

રાણીએ જોયું કે હવે ચાલવાનું નથી એટલે ગાનિમાને સાથે રાજાના મહેલમાં ગઈ અને પોતાનો અંદ રાણુગારી રાજાની વાટ જોતી બેઠી.

અહીં મોર હોંકારો દેતો અટકી ગયો, એટલે રાજાએ વાત બંધ કરી. પણ અંદર બાઇ ને તેની સખીઓને હવે વાત પુરી સાંભળવાની તાલાવેલી લાગી હતી. એવામાં ઢેલ બોલી ઊઠી: 'ધન્ય છે રાજા તમારી વાણી! તમે ખુશીથી હવે આગળના તોરણમાં આવો.' તે એટલું બોલી ત્યાં તો બાઇના હુકમથી દાસીઓએ પડદો છોડી નાખ્યો અને હવે સૌની સામે જઇને બેસીને રાજાએ વાત આગળ ચલાવી:

રાણી વાટ જોતી અંદરમાં બેઠી હતી ત્યાં તો રાજા આવ્યો. એમાંથી કોઈ કોઈને ઓળખતું નથી; પણ બારણા આગળ ગાય ને વાછરડું વાત કરી રહ્યાં હતાં તે રાજાએ સાંભળી. ગાયે કહ્યું કે 'આજે મહાપાપ થવાનું છે.' વાછરડાએ પૂછ્યું: 'મા, શું કહો છો?' ગાયે કહ્યું કે 'માને પરણનારો પાપી રાજા હવે ક્ષત્રીપણું જ ગુમાવશે અને પૃથ્વી રસાતાળ જશે.' આ સાંભળી રાજા વિચાર કરતો તરત પાછો વળી ગયો અને રાજમાતા પાસે જઇને પૂછ્યું કે 'મારી ખરી માતા કોણ? ખરું કહો કે મારો જન્મ ક્યાં ને ક્યારે થયો? સાચું નહિ કહો તો હું આત્મહત્યા કરીશ.' તેથી રાણીએ તેને સાચી હકીકત કહી.

પછી તે શાકણને મંદિરે ગયો. તેઓ સામસામાં મળતાં જ કુંવરીને તેના પર મા જેવું વહાલ છૂટ્યું અને તેની છાતીએથી દૂધ છૂટ્યું, એટલે કુંવરે શરમથી પ્રણામ કરી સાચી વાત પૂછી. તે પરથી જંગલમાં તેનો પતિ છોડી ગયો અને બાળકને શિયાળ લઈ ગયો, એ બધી તેણે વાત કરી. આથી રાજાને બહુ પશ્ચાત્તાપ થયો ને પોતાનું પાપ કેમ કરી ટળે તેનો ખુલાસો પંડિતોને પૂછ્યો. તેમણે શાસ્ત્ર જોઇ કહ્યું કે 'ચાર અતિ કીંમતી રત્નો ગુપ્ત રીતે દાન કરવાથી આ પાપ જાય.'

એવામાં પરદેશથી આવતાં વહાણોમાં એક શ્રીમંત વેપારી ચાર રત્નો લઇ રાજસભામાં આવ્યો. તેનું રૂપ ને ખાનદાની જોઇ રાજાએ પાસે બેસાડ્યો અને પૂછ્યું કે 'દેખાવ પરથી તમે વેપારી લાગતા નથી. માટે તમે કોણ છો તે ખરેખરું કહો.' રાજાની લાગણી જોઇ તેણે કહ્યું: 'હું એક રાજાનો પુત્ર છું. અકસ્માતે હું મારી સ્ત્રીથી વનમાં વિખૂટો પડી ગયો. એ સ્ત્રી ક્યાં હશે તે જાણતો નથી. મને એક ખારવાએ આશરો આપ્યો તેથી હું હવે વહાણનો વેપારી થયો છું.'

આ સાંભળી જુવાન કુમાર સમજી ગયો અને પોતાની માતાનું પડદે દર્શન કરાવ્યું. તેણે તુરત પોતાના પતિને ઓળખી કહાડ્યા ને કહ્યું: એ જ તારો ખરો પિતા છે. એથી રાજકુમારે વેપારીને અંદર બોલાવી પ્રણામ કર્યા, ને માતાપિતા ને પુત્ર ભેગાં થઈ બહુ સુખ પામ્યાં. પણ રાજાને પોતાના સુતાર મિત્રની ચિંતા હતી. એટલે કેટલોક રસાલો લઇ પિતાના નગરમાં ગયો. વૃદ્ધ માતાપિતા તેને સ્ત્રીપુત્ર સહિત જીવતો જોઇ બહુ આનંદ પામ્યાં અને તુરત સુતારને કારાગૃહમાંથી મુક્ત કરી તેડાવ્યો. બંને મિત્રો હર્ષથી ભેટી પડ્યા.

વાર્તા પૂરી થઈ એટલે રસમાં લીન બનેલી ઇન્દુમતીએ આગળ આવી રાજાને ચરણે પડી કહ્યું: 'હે પરદુઃખભંજન રાજા, હું આપના ચરણની દાસી છું. મારું સર્વસ્વ આપને સોંપું છું.'

વિક્રમ કહે: 'તમે ઘણા પુરુષોને દુઃખી કર્યા છે: હવે હું કનોજના બ્રાહ્મણને તમારો હાથ સોંપું છું. માટે મારી સાથે ચાલો.' એમ કહી વિક્રમ તેને પેલા મંદિરમાં બ્રાહ્મણ હતો ત્યાં લાવ્યા અને તે સ્ત્રીપુરુષ સુખી થાય એટલું ધન ને ભૂમિ આપી તેમને સુખી કર્યા.

---

'આપણી વનસ્પતિ'નો ૨૩મો હપતો

# સંખેશ્વર

લેખક-પ્રો. જયંતીલાલ દે. ઓઝા એમ. એસસી.



મનોહર લાલ ને પીળાં ફૂલો આપતી આ વનસ્પતિ હિંદભરમાં 'સંખેશરા' નામે પણ સારી રીતે જાણીતી છે તેને સંસ્કૃતમાં 'રત્નગંધી', 'સિદ્ધેશ્વર' ને 'કૃષ્ણચૂડ', હિંદીમાં 'ગુલતરો', મરાઠીમાં 'શંકાસૂર' ને અંગ્રેજીમાં 'Peacock flower' કહે છે. તેનું શાસ્ત્રીય નામ 'સીસાલ્પીનીઆ પલ્ચેરીમા' (Caesalpinia pulcherrima swartz).

એનું મૂળ ઉત્પત્તિસ્થાન અમેરિકા, વેસ્ટ ઇન્ડીઝ અને બાર્બાડોઝ ટાપુઓ. હિંદમાં બધે તે બાગબગીચાઓમાં ઉગાડવામાં આવે છે.

સંખેશ્વરનું વૃક્ષ મધ્યમ કદનું થાય છે ને તેની શાખાઓ પર છૂટાછવાયા થોડા કાંટા હોય છે. તેનાં પાન દાંડીવાળાં, સંયુક્ત અને ૯ થી ૧૨ નાનાં પાનનાં જોડકાંના બનેલાં હોય છે. તેને લગભગ બારે માસ રૂપસુંદર ફૂલો આવે છે. તે લાલ અગર પીળાં ને શાખાઓની ટોચે સમૂહમાં હોય છે. આ વૃક્ષ શિંબી વર્ગની વનસ્પતિ હોઇ તેની શીંગ લંબગોળ, સાંકડી ન પાતળી હોય છે અને તેમાં ૬ થી ૮ બીજ હોય છે.

સંખેશ્વરનો ઉપયોગ શોભા તેમજ છાયાવૃક્ષ તરીકે ખૂબ જાણીતો છે તેનાં પાન, ફૂલ અને બીજનો ઉપયોગ દવા માટે પણ થાય છે. આયુર્વેદમાં તે ત્રિદોષ, ઘાત, ચાંદા તેમજ ગાંઠ ઉપર અસરકારક કામ આપે છે. હિંદી ચીનમાં આ વનસ્પતિ શક્તિવર્ધક અને ઉત્તેજક ગણાય છે. તેના મૂળનો ઉપયોગ કોલેરામાં કરવામાં આવે છે અને તેનાં પાનનો ઉકાળો આર્તવજનક ગણાય છે.

ફિલિપાઇન ટાપુઓમાં તેનાં પાન રેચક અને ઉત્તેજક તથા તેની છાલ શક્તિશાળી ને આર્તવજનક ગણાય છે. તેનાં ફૂલનો ઉકાળો તાવ ઉતારવામાં તથા ખાંસી, દમ અને મેલેરીઆ ઉપર આપવામાં આવે છે.

# પચ્ચીસ વર્ષ પહેલાં

કુમાર

નિરવધિ કાળના અફાટ સાગરમાં પચીસ વર્ષ એ તો મોજાની એક નાની લહેરખી જેવાં દેખાય, પણ માનવ-આયુષ્યના માપથી તો પા સદીનો મોટો ખંડ એક પેઢી જેટલો લાંબો ગણાય, ને એટલી અવધમાં પેઢીના વિચાર-વલણ ને પરિસ્થિતિમાં નોંધપાત્ર પ્રગતિ અને પલટા આવી ગયા હોય. 'કુમાર'નો પહેલો અંક બહાર પડયાને પચ્ચીસ વર્ષ થયાં. એ પચ્ચીસી દરમ્યાન પ્રજાજીવનને નાના નાના પલટા તથા પ્રગતિ જોયાં તેનો તુલનાત્મક ખ્યાલ આવે, તેમજ આજથી પચ્ચીસ વર્ષ પહેલાંની ભાવનાઓ તથા તેને નિર્દેશતાં સાધનો કેવાં હતાં એ જાણવા મળે એ હેતુથી આ નાનકડો વિભાગ શરૂ કર્યો છે. તેમાં દર મહિને, બરાબર પચ્ચીસ વરસ પહેલાંના તે માસના 'કુમાર'ના અંકના વાતાવરણનો ખ્યાલ તથા તેની સામગ્રી પૈકી એકાદની ટૂંકી ચૂંટણી આપ્યા કરવાની યોજના છે. એથી આ પચ્ચીસી દરમ્યાન નવા થયેલા વાચકને અંગે તે કાંઈ કુતૂહલપ્રેરક સામગ્રી સાંપડવા ઉપરાંત, સાથોસાથ જૂના વાચકોને પણ એ કાળખંડમાં ડોકિયું કરવાનો રસાસ્વાદ મળશે.

ઈ. ૧૯૨૪ના જાન્યુઆરીમાં (પોષ ૧૯૮૦ની પૂનમે) બહાર પડેલો 'કુમાર'નો પહેલો અંક અમદાવાદમાં સારંગપુરમાં આવેલા નવજીવન મુદ્રણાલયમાં છપાયો ને રાયપુરમાં ભાડિયાની પોળમાં આવેલા શ્રી રવિશંકર રાવળના મકાનમાંથી બહાર પડ્યો. જોકે તે પહેલાં 'કુમાર' પોતાનું બ્લૉક બનાવવાનું ખાતું તો દેવદીવાળીએ–એટલે કે ૧૯૨૩ના ડિસેમ્બરની ૨૦મી તારીખ ને મંગળવારે શરૂ કરી ચૂક્યું હતું, (એટલે આજે પણ કુમાર કાર્યાલયનો સ્થાપના દિન દેવદિવાળી ગણાય છે.) ત્યાંસુધીમાં બહાર પડેલાં બધાં સામયિકોમાં તદ્દન અનોખા ધ્યેય ને ભાવનાઓથી પ્રેરેલા 'કુમાર' કુતૂહલ ને આશા જગાડતા 'બિજ-લસ,' 'માધુકરી' આદિ તેના વિભાગો વિશિષ્ટ લાક્ષણિકતા. એવું જ લાક્ષણિક તેનું પૂંઠું હતું, જેના પરના ઘોડેસવારના ચિત્રમાં ધ્યેય દૃઢસંકલ્પ ને સાહસાકાંક્ષાભરી નવી પેઢીનું ભાવપ્રતીક આલેખ્યું હતું, અને જે ત્યારથી 'કુમાર' સંસ્થાનું સંજ્ઞાચિહ્ન બની રહ્યું છે.

પહેલા પાનાના પ્રાર્થના કાવ્ય (જે શ્રી દેશળજી પરમાર નિય-મિત રચતા) પછી 'બિજલસ'માં તંત્રી વાચકો સાથે નિકટભાવની જ વાતો કરતા. તેની પહેલા જ અંકની વાનગી જુઓ:

'કાલની ભૂલો આજે વેઠવી પડી એથી તમે નિરાશ થઈ કાં બેઠા? હજી એક મોટી તક બાકી છે. 'આવતી કાલ' તમારી છે. 'આજ'ની તે સુંદર પુત્રી છે. પણ એ સુંદર 'આવતી કાલ'નું દર્શન કરવા માટે 'આજ' તમારે બહુ વિચારપૂર્વક, નિશ્ચયથી ને સંયમથી ગાળવી પડશે.'

આજે પચ્ચીસ વરસ સુધી 'કુમાર'નું જે અખંડ અંગ રહ્યું છે તે 'જીવનચરિત્ર' માળાની શરૂઆત પહેલા અંકમાં એક જિંદાદિલ ગુજરાતી કરસનદાસ મૂળજીના ચરિત્રથી થયેલી. આવું જ 'કુમાર'નું બીજું જ અખંડિત અંગ તેનાં કલાચિત્રોનું, તેમાં પણ પહેલા અંકમાં 'અરુણ'નું રંગચિત્ર ને દેલવાડાનાં મંદિરોના જગવિખ્યાત શિલ્પ-દર્શનથી સંગાથી શ્રી ત્રિભુવન વ્યાસના કુદરતકાવ્ય 'શિયાળો' ઉપરાંત કવિ ખબરદારનું પ્રેરક ઉદ્‌બોધન-કાવ્ય હતું. જેની શરૂની બે લીટીઓ આ અંકના છેલ્લા પાનાને મથાળે ઉતારી છે.

'માધુકરી' વિભાગમાં મધરેલી વિવિધ વાનગીમાં 'સાહિત્ય'ના તંત્રી સ્વ. મટુભાઈ કાંટાવાળાએ ઉમરેઠ વિદ્યાર્થીસંમેલનમાં ઊગતી પ્રજાને ઉદ્‌બોધીને કહેલાં પ્રોત્સાહક વચનો તો આજે યે "તારવા જેવાં લાગે છે. જીવનમાં આપણે માટે વેતરું સરજાયું હોય, મોટા કુટુંબનું ભરણપોષણ કરવામાં આપણો વખત જતો હોય ને બીજું કાંઈ આપણાથી થતું ન હોય, એવી સ્થિતિમાં દૂર રહ્યે રહ્યે પણ આપણે માત્ર આપણાં કર્તવ્યોનું પાલન કરીએ તો તેથી યે દેશસેવા જરૂર થાય. સારામાં સારો પાક ઉતારનાર ખેડૂત, સત્યથી લડનાર વકીલ, ગરીબોને મદદરૂપ થનાર ડાક્તર, એઓ શું દુનિયાની ઓછી સેવા બજાવે છે? લોકસેવાના દેખીતા માર્ગો પર આપણાથી પ્રયાણ ન થાય તો નિરાશ થવાનું કારણ નથી. દરેક માણસ ઈશ્વરે સોંપેલા કાર્યમાં મચ્યો રહે તો તે દુનિયાને ઉપકારક સેવા બજાવે છે. ગમે તેટલું વિકટ જીવન આપણે ગાળતા હોઈએ છતાં વિચારને માટે થોડી પળ મળ્યા વિના ન રહે. બોરસલ્લીનું ફૂલ સુકાતું જાય તેમ તેની મીઠી સુવાસ વધતી જાય છે, કેવડો દૂર પડી રહ્યો હોય તો તેનો પમરાટ વધારે ફેલાય છે, તેવી રીતે જેમ મનુષ્ય પર કામનું ભારણ વધારે તેમ તેનું વ્યક્તિત્વ વધારે પ્રકાશે ને વિકસે છે.'

હવે છેલ્લે એ અંકમાં એક વાર્તાલી એક રૂપકકથાની તારવણી ઉતારીને આ પરિચય પૂરો કરીએ:

### ઘોડાનું બંધન

**પહેલાં** ઘોડો આજની જેમ માણસનો ગુલામ ન હતો. બીડમાં તે મનભાવતી હરીફરી કરતો. તેના મોંમાં કોઈનું ચોકડું ન હતું, પીઠ પર કોઈ સવાર ન હતું કે ડોકીએ ગાડીનું ઝૂંસરું ન હતું.

એક વખત બીડમાં છેટે તેને કંઈ કાળું કાળું દેખાયું. તે કાન ઊંચા કરીને જોવા લાગ્યો. ધારીને જુએ છે તો કાળા ડુંગર જેવું એ કંઈક ચાલે છે અને હળવે હળવે બીડ તરફ વધી રહ્યું છે. હવે ઘોડો ગભરાયો. હતું તેટલું જોર કરીને તે બીડને સામે છેડે દોડી ગયો. ત્યાં ઘાસની ઓથે લપાઈને જોઈ રહ્યો.

પેલો કાળો ડુંગર જેવો હાથી હતો. સુંદર માંસથી ભરેલું બીડ જોઈને તેના હરખનો પાર રહ્યો નહિ. તેણે બીડમાં જ ધામો નાખ્યો. ઘોડો મુશ્કેલીમાં આવી પડ્યો. ચોવીસે કલાક ભયને લીધે તેની છાતીમાંથી થડકારો ખસતો ન હતો. અને વિશાળ પેટવાળો હાથી છપ્પનિયા કાળની પેઠે પીધાનાં વીઘાં ચરી જઈને બીડને હવેળી જેવું કર્યે જતો હતો. એ તેનાથી દીઠું જતું ન હતું.

આ રોજનું દુઃખ કેમ ખમાય? હાથીનું કાસળ કાઢ્યે પણ ઉપાય મળવું તો જોઈએ જ. ઘોડાએ વિચાર્યું: 'આ રાક્ષસ એકલાથી તો મારી જોડે નહિ નડાય. કોઈની મદદ મેળવવી જોઈએ. વાઘ ન ખાઈ શકે એવું કાંઈ શોધવું જોઈએ. સિંહ પાસે જાઉં, પણ એની સામે જવાને પગ કેમ ઊપડે? મદદ માગવા જાઉં ને મને જ ફાડી ખાય તો? હું, માણસ જ ઠીક. ઘાસ એ ખાઈ શકનાર નથી, એટલે મારું બીડ સહીસલામત જ છે અને મારી જાત પણ તેટલી જ સહી-સલામત છે, કારણ, મને મારવા કરવા આવશે ત્યારે દોડીને એના હાથમાંથી છટકવું શું મુશ્કેલ છે?'

માણસ ઘણું ચતુર પ્રાણી છે એમ તે જાણતો હતો. બળ ન હોવા

છતાં બુદ્ધિ વડે માણસ હાથી જેવા બળવાન પ્રાણીને મારશે એમ જાણનાર ઘોડાએ એટલું ન જાણ્યું કે એ જ બુદ્ધિ વડે માણસ ધારે તો તેને પણ મારી શકે. ગરજવાન એટલી અક્કલ ક્યાંથી દોડાવી શકે? ઘોડો માણસને શરણ ગયો.

ઘોડાએ આવીને માણસના પગમાં લાંબો પડીને નમસ્કાર કર્યા અને ગદ્ગદ કંઠે પોતાના આવવાનું કારણ નિવેદન કર્યું: 'માણસ કાકા, અત્યારે મને એક તમારો જ આધાર છે. ગમે તેમ કરો, પણ મારું આટલું એક કામ કરી આપો. તમારો પાડ હું કદી નહિ ભૂલું.'

ઘોડાએ તે વખતે માણસની આંખ તપાસીને જોઈ હોત તો તેમાં 'ઠીક લાગ આવ્યો છે' એવી લુચ્ચાઇભરેલી વૃત્તિ તે કળી શક્યો હોત. પણ ગરજવાનને અક્કલ ન હોય.

માણસે કહ્યું 'તારા જેવા સુંદર પ્રાણીનું કામ કોણ ન કરે? પણ તું જાણે છે કે હું તો સાવ નાનો છું. મારાથી ઉતાવળે દોડી પણ શકાતું નથી. તારો વેરી હાથી કેવડો જબરો! એનું બળ કેટલું? છતાં હું કહું તેમ તું કરે તો મને ઉમેદ છે કે હું તને મદદ કરી શકીશ.'

ઘોડાએ કબૂલ કર્યું, 'જેમ કહેશો તેમ કરીશ, મારે માટે કરવું છે ને? ક્યાં તમારું કામ છે?' ઘોડાએ મોંમાં આંગળી આપી, એટલે હવે માણસ હળવે હળવે એનો પોંચો ગળવાની તૈયારી કરવા લાગ્યો. એણે કહ્યું, 'મને તારી પીઠ પર બેસવા દે.' ઘોડો કહે, 'ખુશીથી.'

'મારે કઈ તરફ જવું છે એ તને ખબર પડે તેટલા માટે તારા મોંમાં લગામ નાખવા દે.' ઘોડો કહે, 'કબૂલ'

'મારે ઉતાવળું કે ધીમું ચાલવું છે તે તું સમજે તે માટે તારાં પડખાંમાં લોખંડી એડીઓ મારવા દે.' ગરજુ ઘોડાએ કહ્યું, 'ભલે તેમ.'

કબૂલાત થઇ ગઈ. ઘોડા ઉપર ચઢીને માણસ હાથીને હરાવવા લાગ્યો. યુદ્ધમાં બુદ્ધિમાન માણસે હાથીને પાડ્યો.

માણસ એ બીડમાં જ રહ્યો. ઘોડાના મોંમાં લગામ કાયમ હતી.

માણસ હવે આજ જશે, કાલ જશે, એમ ઘોડો દહાડા ગણતો હતો. પણ પેલાની તો જવાની દાનત જરા યે જણાતી ન હતી. એક દિવસ ઘોડાએ કહ્યું, 'માણસ કાકા, આ જન્મમાં તો હું તમારું ઋણ નહિ ફેડી શકું. પણ મારી ખાતર હવે તમારે તમારાં બૈરીછોકરાંનો વિયોગ ખમવાની જરૂર નથી. હવે તો હું મારું ફોડી લઇશ.'

પરોપકારી માણસ બોલ્યો, 'તને એમ એકલો મૂકીને મારાથી કેમ જવાય? બૈરીછોકરાંને તો હું અહીં સાથે જ તેડી લાવનાર છું. તેં મારું શરણ લીધું તો મારે તને પૂરી મદદ કરવી એ મારો ધર્મ છે. તું તારા પોતાના જ જોર વડે એકલો રહેવા જેટલો હોશીઆર થઈ જા, ત્યાર પછી જ હું અહીંથી ખસી શકું.'

ઘોડાને કાળજે હવે ફડકો પેઠો. થોડા દિવસ રહીને એણે ડરતાં ડરતાં કહ્યું, 'મારી જીભમાં છાલું પડ્યું છે. મારા મોંમાંથી આ લગામ...' ડોળા કાઢીને મોટા ધાંટો તાણીને માણસ બોલ્યો, 'ફિટકાર છે તને, નિમકહરામ! તારે માટે મેં મારાં ઘરબાર છોડયાં, જીવનું જોખમ ખેડીને મેં હાથી જેવા મહા બળવાન પ્રાણી સાથે યુદ્ધ કર્યું, અને આટલી એક લગામ પણ તારાથી નથી ખમાતી? આવા નિમકહરામનો ભરોસો શો? કાંટાવાળી લગામ પહેરાવ્યા વગર તું પાંશરો ચાલવાનો જ નથી.'

ઘોડાએ ઘડીક ડૂસકાં માર્યાં. લગામના કાંટાથી તાળવું ફૂટી જતું હતું. ચાબુકના ફટકાથી પીઠ ચીરાઇ જતી હતી. એડીના ઘાથી પડખાં વીંધાઇ જતાં હતાં. તેના ડૂસકાં બધાં સુકાઇ ગયાં.

ઘોડાનો આજની ઘડી સુધી છુટકારો થયો નથી. સ્વતંત્રતા શું એ હવે તો એને યાદ પણ નથી રહ્યું.

જુગતરામ દવે

## ભવિષ્યપુરાણ

માણસને થયું કે ઘોડો હવે સ્વતંત્રતા ભૂલી ગયો છે. પણ જેમ ડૂબી ગએલો સૂરજ રાત પૂરી થયા પછી ઊગ્યા વગર રહેતો નથી, તેમ જ સ્વતંત્રતાનો ખ્યાલ પણ ફરી ઊગ્યા વગર રહેતો નથી. ઘણાં વરસ માણસની સેવા કર્યા પછી ઘોડાએ જોયું કે પોતે એકલાએ જ સ્વતંત્રતા ખોઈ નથી. ઘોડાની સેવા પર આધાર રાખીને માણસ પણ પરાવલંબી થયો હતો. ઘોડાએ વિચાર્યું, 'વફાદારીથી સેવા કરું તોયે લોઢાની એડીનો માર તો ખાવો જ પડે છે. કાંટાવાળી લગામ પણ પોતાનું કામ કર્યા જ કરે છે, આ શું દુઃખ સહન કરવા કરતાં મરવું બહેતર.' ઈશ્વરનો સ્વભાવ વિચિત્ર છે. જે મરવાને તૈયાર થાય છે તેને જીવવાનો માર્ગ તે તરત જ બનાવી દે છે.

ધૂર્ત માણસના ધ્યાનમાં ન આવે એવી એક યુક્તિ ઘોડાને સૂઝી. મનમાં કંઈક નિશ્ચય કરી તે રાતે સૂઈ ગયો. બીજે દિવસે તેણે માણસે આપેલું ઘાસ ખાવાની ના પાડી. માણસ ગભરાયો. અત્યાર સુધી ઘોડાને લાગતું હતું કે પોતાને માટે જ તે ઘાસ ખાય છે. પોતે ઘાસ ખાય એમાં માણસનું પણ હિત રહેલું છે, એ વાત તે રાત્રે તેના ધ્યાનમાં આવી. માણસ ક્રોધે ભરાયો. ઘોડા ઉપર જીન કસીને તેણે સવારી કરી. માણસે વિચાર કર્યો, 'આજે એનો ડૂચો કાઢવો જોઈએ, એટલે એની મેળે ઘાસ ખાશે.' ઘોડો થાકીને લોથ થઇ ગયો ને ઘેર આવ્યો. માણસે એની આગળ ઘાસ નીર્યું. પણ હરિના કસમ, ઘોડો ઘાસ ખાય તો! માણસ મૂંઝાયો: 'હવે શું થશે? ઘોડાને આધારે મેં આટલી પ્રવૃત્તિ વિસ્તારી છે એના વગર તેને હું કેમ પહોંચી વળું?' બીજે દિવસે એણે ચાબુક લઇને ઘોડાને ઝૂડી નાખ્યો. ઘોડાને થયું: 'લત્તાપ્રહાર કરી દાંત વતી માણસને કરડી ખાઉં!' પણ પાછો વિચાર થયો: 'ધૂર્ત માણસ આગળ મારી શક્તિ ચાલે એમ નથી, તો પછી શક્તિ નકામી વાપરીને ક્ષીણ થઇ જવું શા કામનું?' ઘોડાએ મગ ખાધી અને મૂંગે મોઢે માર ખાઇ રહ્યો. હવે ઘોડાને નવો ઉપાય સૂઝ્યો: 'મારા પોતાના બચાવ માટે હું પગ ન હલાવું તો આ નફિકર માણસને લઇ જવા માટે તો શાને જ હલાવું?'

બીજે દિવસે માણસે જીન કસ્યું, લગામ ચડાવી અને ઘોડા ઉપર સવાર થયો. 'ડચ ડચ, ડચ ડચ. કેમ? ઘોડો કેમ નથી ચાલતો?' 'કડાક ફટ!' ચાબુકનો અવાજ થયો, પણ વ્યર્થ. પૂતળાની માફક ઘોડો ઊભો જ રહ્યો. માણસે વિચાર કર્યો: 'મારવાથી ઘોડો મરી જશે તો ઘોડા કરતાં મારું જ નુકસાન વધારે થશે.' દૂરંદેશી વાપરીને માણસે ગિદમેન્જ [illegible] કાઢી નાખી અને ઘોડાના ગળામાં એક દોરડું બાંધીને સવાર થયો.

ઘોડાએ પણ વિચાર કર્યો, 'થયું એ ઘણું થયું. હવે તો આપણે ચાલી શકીએ.' ઘોડો બધા રસ્તા જાણતો જ હતો. ક્યારે ક્યાં જવાનું હોય છે એ પણ એના ધ્યાનમાં હતું. એટલે માણસ અને ઘોડો સુખેથી રહેવા લાગ્યા પણ નહિ. મરીને સજીવન થએલી સ્વતંત્રતા આટલાથી કેમ સંતોષ માને? ઘોડાને દોરડું પણ અસહ્ય થઈ પડ્યું. જૂનું દોરડું કાઢીને નવું દોરડું બાંધવા માણસ આવ્યો ત્યારે ઘોડાએ ફરી પોતાનું રૂપ પ્રકાશ્યું. માણસે બીચારે લાચારીથી દોરડું યે કાઢી નાખ્યું. હવે તો ઘોડાની ઇચ્છા થાય ત્યારે જ તે માણસને લઇ જાય ને મનમાં ન આવે ત્યારે ચોકખી ના પાડે. આવી અનિશ્ચિત સેવાથી માણસ કંટાળ્યો. ધીમેધીમે તેણે પોતાની પ્રવૃત્તિ ઓછી કરી. તે સ્વાવલંબી બન્યો ને ઘોડાને પણ પોતાનું બીડ મળી ગયું. જે સ્થિતિ પહેલાં હતી તે સ્થિતિ ઉપર બન્ને આવ્યા. પણ બન્નેના અનુભવમાં કેટલો ઉમેરો થયો હતો!

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર



# માધુકરી

લોપવી સીમ, અણદીઠને દેખવુ,
તાગવો અતલ દરિયાવ, તળિયે જવુ,
ધૂમવા દિગ્દિગંતો શૂળી પર સૂવુ,
નિત્ય યૌવન ચહે એહ વિધ જીવવુ —ઝવેરચંદ મેઘાણી



માસમોસના
પંખી [૩૧]
વૈયાં

## ગુજરાતના સમર્થ પક્ષીતત્ત્વવિદ્ સ્વ કચનલાલ દેસાઈ

ગઇ ૨૧મી ડિસેમ્બર ૧૯૪૮ના રોજ ભાવનગરમા કચનલાલ ગિરજાશંકર દેસાઈના
ાના અવસાન સાથે ગુજરાતના એક વિરલ પક્ષીજ્ઞાનવિદ્નુ અસ્તગમન થયુ એ કેટલા
જરતી જાણતા હશે? એમનો જન્મ ભાવનગરના એક શ્રીમત નાગર ગૃહસ્થ કુટુમ્બમા
ાે હતો ભાવનગરના રાજકારણમા નાગરોના અધિકારનો એ મધ્યાહ્ન હતો, એટલે
નલાલના જીવનનો આરભકાળ સ્વાભાવિકરીતે ઐશ્વર્યમા વીતેલો એ સમયે સુન્દર
ચી ઓલાદના ઘોડા રાખવા, કેળવવા અને દોડાવવાનો તથા કબૂતર પાળવા ઉડાડવાનો
ને બાજદારીનો શોખ એમને લાગેલો અવામા સમર્થ પક્ષીવ્યવહારવિદ્ હરેતાદ
સનમિયા જેવા મિત્રોના સબધના યોગે એ પક્ષીપાલનના માર્ગે વળ્યા અને એમના
મગ્ર જીવનનુ પરિવર્તન થઈ ગયુ ત્યારથી એ પક્ષીઓને પાળવામા, એમના સવર્ધન
ઉપ્રેમ ની વાણીવિદ્યા અને ગાનશક્તિને કેળવવામા પડયા વ્યાવહારિક જીવનની સર્વ
ઉપાધિઓને દૂર કરી અને પક્ષીપાલન એમના જીવનનો પ્રધાનમત્ર બની બેઠો પોતાના
ામ ધન, સિદ્ધિ, વાડીવજીફો, પરિવાર અને જાતને પક્ષીઓના ચરણે ધરી દીધા એ-
ના જીવનમા એવુ કશુ ય ન હતુ જે પક્ષીઓની સેવાને યોગ્ય ન ગણાયુ હોય, કોઈ પક્ષી
વુ ન હતુ જેનુ મૂલ્ય એમણે મોઘુ ગણ્યુ હોય કોઈ પક્ષી એવુ ન હતુ જે એમની દૃષ્ટિએ
ુદ્ર ગણાયુ હોય એમના આગણે કોઈ પક્ષીને નકારો ન હતો એમનો પક્ષીપ્રેમ વ્યવહાર-
ઈશ્વરોપાસકની સેવાભાવનાથી શતગુણુ વધારે હતો તખ્તેશ્વરમા આવેલા પોતાના
ગલાના બારીબારણાને જાળીઓ જડી દઇને એના ખડેખડને એમણે પક્ષીના નિવાસસ્થાન
નાવ્યા હતા અને પોતે સપરિવાર, નોકરો માટેની બેચાર ઓરડીમા સમાવેશ કર્યો
ાે। એમણે ધીમેધીમે જીવનના સર્વ વ્યવહારોનો ત્યાગ કરી દીધો અને પોતાની પાસેનુ
સ્વ પક્ષીઓની સેવામા સમર્પીને કુટુબનો ભાર ઈશ્વરને સોપી દીધો

કચનલાલની સેવાનિષ્ઠા ન તાતક્ષ અદ્ભુત હતા દિવસે એ પક્ષીઓની પરિચર્યામા
રહેતા અને રાત્રે પક્ષીઓ નિરાતે ઊઘતા હોય ત્યારે પોતે શાત ચિત્તે પરમ સતોષથી
ની વચ્ચે જાગતા બેસતા પક્ષીને અસ્વસ્થ જોઇ એ વ્યાકુલ વિહ્વલ થઈ જતા અને
ની શુશ્રૂષામા ઊભે પગે રહેતા પક્ષીઓના વ્યાધિઓના પોતાના ઊડા જ્ઞાનના બળથી
બીમારી મટાડવા પ્રયત્ન કરતા અને એને રોગમુક્ત થઇને પુન હરતુફરતુ જોઇ
સુ ગાયાથી એમની આખો છલકાઇ જતી

ાને આમા એમની કેવળ સેવા જ ન હતી, પણ પરમ તત્ત્વાર્થીની નિર્મળ જિજ્ઞાસા-
સે હતી પક્ષીજીવનની વિવિધ સમસ્યાઓને સમજવાનો એ એકચિત્ત પ્રયત્ન હતો
ને તે માટે પુસ્તકોનો આશ્રય ન લેતા એનો ઊકેલ એ પક્ષીઓની પોતાની પાસેથી જ
ા પક્ષીઓ કોઈવાર એમની જિજ્ઞાસા તૃપ્ત કરતા અને એ કૃતકૃત્યતા અનુભવતા.
ાચિત્ અનેક દિવસોની ઉપાસનાને અતે પણ એમને ઉત્તર મળતો નહિ અને એમની
ાકુળતા શતગુણુ વધી જતી પરતુ નિરાશાને એમના જીવનમા સ્થાન જ ન હતુ દ્વિગુણિત
સાહથી એ પક્ષીને મનાવવા, ફલાવવા, પટાવવા પ્રયત્ન કરતા ને અતે સિદ્ધિ એમને વરતી

છતા કચનલાલના આ પ્રયત્નો અને વિજ્ઞાનશાળાઓમા થઇ રહેલા પ્રયોગો વચ્ચે બારે

---

શિયાળામા અત્યત વ્યાપક ને અનાજના પાકને મહાઉપદ્રવ કરનાર આ પખીનુ નામ તો ઘણાખરાએ સાભળ્યુ હોય છે, પણ એને જોયુ હશે કેટલાએ? એ મેના-કાબરની જાતનુ પખી, દેખાવે કાબર જેવડુ ને જેવુ જ, પણ માથા પર ફુલાવેલા વાળના જથ્થાને લીધે ઝટ વર્તાઇ આવે છે. ચિત્રમા બતાવ્યા છે તેમ, એનુ માથુ, ગરદન, છાતી, પાખો ને પૂછડી વાદળી રગની છાયાવાળા કાળા રગના, બાકીનુ આખુ શરીર ગુલાબી આથી અગ્રેજીમા એને 'રોઝી પૅસ્ટર' કે 'રોઝ કલર્ડ સ્ટાર્લિંગ' કહે છે, (અને એના ઉપદ્રવને લીધે 'જુવારી બર્ડ' પણ કહે છે) એની ચાચ પણ ગુલાબી કે લાલ, પગ મેલા બદામી

કાબરના વર્ગમા સૌથી 'વગડાઉ' પખી આ અને બધી મેનાઓમા સૌથી મોટા ટોળા દેખાતા હોય તો તે પણ આ વૈયાના જ ૨૫-૫૦ થી ૧૦૦-૨૦૦ના કે તેથી યે મોટા એટલે, જે ખેતર પર પડયા તેનો તો ધાણ જ કાઢી નાખે પરતુ અનાજ સાથે જતુ પણ એમનો આહાર હોવાથી જ્યારે ખેતરોમા તીડ પડે છે ત્યારે એ મહાગારીનો નાશ કરવામા વૈયા જ મોખરે હોય છે એટલા પૂરતા એ ખેતીને ઉપકારક પણ ગણાય

વરસનો મોટો ભાગ એ દેખાતુ હોવા છતા તે આપણા દેશનુ સ્થાયી વાસી નહિ એ ઢીને શિયાળો માણી તે ઉનાળે મે માસની આખર સુધીમા પોતાના મૂળ વતન યુરોપ તથા એશિયાના મધ્યપ્રદેશમા પહોચી જાય છે તે પાછા જુલાઇની અધવચમા ટોળે વળીને આવી પહોચે છે એટલે આપણે ત્યા નથી દેખાતા માત્ર ખાસ-કોઇ માસ ઇડા-બચ્ચા એ વતનમા જ ઉછેરે છે. ['વનેચર']

છતાં બુદ્ધિ વડે આશ્રમ ...



એક હતો. વૈજ્ઞાનિકોનું ધ્યેય પક્ષી-જગતના વ્યવહારોને માનવબુદ્ધિની કસોટીએ કસવાનું હોય છે. કંચનલાલનો માર્ગ ભિન્ન હતો. મનુષ્યની લાગણીઓ આદિનું પ્રતિબિંબ પક્ષીઓના જીવનમાં અવલોકવાનો એ કદી પ્રયત્ન ન કરતા. એમનું સમગ્ર ધ્યાન પક્ષીઓના વ્યવહારને પક્ષીઓની જ દૃષ્ટિએ ઉકેલવા પર હતું. એટલા પૂરતા એ મનુષ્ય મટીને પક્ષીરૂપ થઈ જતા હતા. પરિણામે, પક્ષીઓની અને એમની વચ્ચે વિશિષ્ટ પ્રકારની એકતા-એકરૂપતા આવી ગઈ હતી. એટલે જ ગમે એવું ક્રૂર અને કઠોર પક્ષી પણ એમના સહવાસમાં ગુલામ બની જતું, અત્યંત ભયભીત અને વ્યાકુળ પક્ષી એમના સાન્નિધ્યમાં શાંત અને વિશ્વસ્ત થઈ જતું. અગાધ કરુણતા, મોહકતા, માર્દવ અને નિર્વૈરતા પ્રેમભાવ વડે એ પક્ષીઓને ઉછેરતા, પાળતા, પોષતા, રીઝવતા, શીખવતા, અને પક્ષીઓ પણ એમને વશવર્તી થઈ જતા. એમના સહવાસમાં આવનાર પક્ષીને પ્રથમ મિલને જ કંચનલાલ પ્રત્યે એવો અનિર્વચનીય ભાવ થતો કે કોઈ અદૃશ્ય બંધનથી બંધાઈ એ સદાકાળ માટે એમનું બની રહેતું. કંચનલાલના પ્રથમ દર્શને એમના આવા લોકોત્તર પક્ષીપ્રેમની સહેજે પ્રતીતિ ન થતી. બાહ્ય દૃષ્ટિએ એ કઠોર અને જડ લાગતા, પરંતુ મર્મજ્ઞને તો એમનું હૃદય પક્ષીપ્રેમથી છલોછલ ભરેલું અનુભવાતું.

શુભ ધ્યેયની સિદ્ધિ અર્થે મરી ફીટનારા પણ પડ્યા છે, એનું જેને જ્ઞાન નથી એવાઓને તો આ બધું અતિશયોક્તિભર્યું લાગશે. પરંતુ કંચનલાલ જેવા લોકોત્તર પક્ષીપાલકના પરિચય માટે આપણી ભાષા યે પૂરતી સહાયક નથી. એમની પ્રચંડ ઉપાસનાના પરિચય અર્થે અતિશયોક્તિનો આધાર લીધા વિના છૂટકો નથી. એમની સાધના, ઉપાસના જેટલા લોકોત્તર હતા એટલા જ એમના બલિદાન અને ત્યાગ અનન્યસાધારણ હતા. એમના જીવનમાં સમાનશીલ વ્યક્તિઓ સિવાય અન્યને સ્થાન ન હતું. એટલે જ એમને મળવા રાજામહારાજાઓને પણ યાચના કરવી પડતી અને ક્વચિત એવી યાચનાઓનો અસ્વીકાર પણ થતો. છતાં એકાદ ભાંગેલી પાંખવાળી ચકલી કે કાગડાને માટે એમના દ્વાર સદૈવ ઉઘાડા રહેતા!

કંચનલાલના આવા જીવનનું મૂલ્યાંકન કરવાનું સરળ નથી. જે માર્ગે તે ચાલ્યા એ માર્ગના પ્રવાસી સિવાયનાને કદાચ એમની જીવનપ્રણાલિ અને પ્રક્રિયા સહેજે સમજાય એવા નથી. અંતરના જે આદેશ અને આવેગને લઈને એમણે પક્ષીજીવનના પરિચય અર્થે સમગ્ર જીવનનું બલિદાન આપ્યું, એ ધ્યેય એ કેટલા અંશે સિદ્ધ કરી શક્યા એ તો એ જાતે જ કહી શકત. કારણ કે એવી તિતિક્ષા અને તપસ્યા તથા ઉપાસના વિના એવા જ્ઞાનનો અધિકાર દુર્લભ છે. પક્ષીઓનાં અંગછેદન કરીને કે એમને પાંજરામાં ગોંધી રાખીને એમનો પરિચય કરવાનું તો સરળ છે; પરંતુ કંચનલાલે જે 'પરિચય' કર્યો એવા પરિચયની ઝાંખી પણ એ માર્ગે તો દુર્લભ છે. કારણ આજે તો પક્ષીઓને ઓળખવાં એટલે બગીચામાં કે પક્ષીગૃહમાં જઈને એમને જોવાં, નામ જાણવાં અને એમના ગાનતાનથી આનંદિત થઈ પરિતૃપ્ત થતાં અનુભવવી એટલું જ. કંચનલાલ આવી કુતૂહલતાના અભિલાષી ન હતા. એ તો એવા યુગના વારસ હતા કે જ્યારે પક્ષીઓને જાણવા-ઓળખવા માટે પક્ષીરૂપ થવું પડતું હતું, એમની સાથે તાદાત્મ્યવૃત્તિ કેળવવા ભક્તજનની ધ્યેયનિષ્ઠાથી રાત્રિદિવસ આ સાધના કરવી પડતી.

કંચનલાલે એમની સિદ્ધિનાં પુસ્તકો લખ્યાં નથી કે ભાષણો કર્યાં નથી. એમનું જીવન તો 'ગુરોસ્તુ મૌનં વ્યાખ્યાનં શિષ્યાસ્તુ છિન્નસંશયાઃ.' જેવું હતું. એવા ભાવમાંથી શિષ્ય એમને કેટલા મળ્યા હશે, એ તો કહેવું સહેલું નથી. પણ એમના ગુણોથી આકર્ષાઈને એમના ફરતું સારું એવું મંડળ વીંટળાઈ રહેતું. એમાં રાજવંશી હતા, વિદ્યાનુરાગી જનો પણ એમાં સ્થાન પામીને ગૌરવ અનુભવતા. પરદેશી ગુણજ્ઞ પક્ષીતત્ત્વવિદો પણ એમનો પક્ષીપ્રેમ જોઈ મુગ્ધ થઈ જતા. છતાં કંચનલાલની સિદ્ધિની યથાર્થ ઝાંખી એમના સત્પુત્ર શ્રી ધર્મકાન્ત વિના બીજા કોઈને થઈ હશે કે કેમ એ સંદિગ્ધ છે.

કંચનલાલને પોતાનું મિથ્યા ગૌરવ કે અભિમાન પણ ન હતું. એમની બેપરવાઈમાં ઐશ્વર્યવાનની જડતા કે વિદ્યાભિમાનીની ક્રૂરતા ન હતી. રાજવંશીઓને એમને ઓટલેથી પાછા વાળવા પડતા, એમાં એમનો ઘમંડ કે અવિનય કારણભૂત ન હતો; પરંતુ પોતાની ઉપાસનાની એક પળ પણ વેડફાય, નિરર્થક જાય તે એ સહન કરી શકતા નહિ, એટલે એ કોઈને મળતા નહિ-મળવાના પ્રયત્નને ઉત્તેજન પણ આપતા નહિ. એ જ હેતુથી એમના જેવા આત્મનિષ્ઠ પુરુષને પોતાની વેદના કે વિહ્વળતાની ચર્ચા અન્ય સાથે કરવાનું અશક્ય હતું. એમને થતા આનંદની માત્રાથી એ કોઈને વંચિત રાખતા નહિ પરંતુ પક્ષીતત્ત્વના કૂટ સંબંધની પોતાની મૂંઝવણો અને મનોમંથન તો એ એકલા જ અનુભવતા. અરધી સદીની આવી એકધારી ઉપાસના અને તપસ્યા દ્વારા થયેલી સિદ્ધિ અને જ્ઞાનપ્રાપ્તિને એમણે ધાર્યું હોત તો ૨૫-૫૦ પ્રથમ પંક્તિના ગ્રંથોમાં એ સહેજ લખી લખાવી શક્યા હોત. પરદેશોમાં જન્મ્યા હોત અથવા આપણા દેશના જ એ નવીન શિક્ષણ પામેલા ઘરોળોમાંથી હોત તો દેશ-પરદેશની મોટી જ્ઞાનમંડળીઓના સન્માનિત સભ્ય થઈ શક્યા હોત. પણ એમના નિર્મોહ જીવનમાં આમાંના કશાને સ્થાન ન હતું. એક મર્યાદિત વર્તુળમાં પોતાના જીવનની સૌરભ ફેલાવીને એ મહાપ્રયાણ કરી ગયા. ગુજરાતે એમના જ્ઞાનનો લાભ ન લીધો—અરે એમના અસ્તિત્વના જ્ઞાનથી પણ એ વંચિત રહ્યું! 'ગુજરાત પ્રકૃતિ મંડળ' જેવી એકાદ સંસ્થાનું સમ્માન્ય સભ્યપદ કંચનલાલે [illegible] તે કેવળ એ મંડળને ગૌરવભાગી [illegible] પૂરતું જ; કારણ કંચનલાલનું સમગ્ર જીવન-વર્તન વિદ્યાભ્યાસીની માટે ધ્રુવતારા સમાન હતું. પક્ષીઓ પ્રત્યેનો કંચનલાલનો આવો પ્રેમ, આવી મમતા, આટલી ઉપાસના, આટલી એકરૂપતાના વિચાર માત્રથી સહૃદયીનું મસ્તક શ્રદ્ધા અને આભારથી એમની આગળ નમી પડે છે.

ગુજરાતનું પરમ દુર્ભાગ્ય છે કે પ્રકૃતિ-વિજ્ઞાનના ક્ષેત્રમાં છેલ્લાં ત્રણ વર્ષમાં એણે બે મહાન વિભૂતિઓ ગુમાવી છે. પહેલા, પ્રાગૈતિહાસિક જીવવંશવિદ્ શ્રી સ્મિથ; બીજા આ પક્ષીતત્ત્વવિદ્ શ્રી કંચનરાય. બંનેએ સમગ્ર જીવન ગુજરાતના જ્ઞાનોદય-યજ્ઞમાં હોમ્યાં હતાં. બંનેએ ૪૦-૫૦ વર્ષના સતત પ્રયત્ન દ્વારા ગુજરાતની પ્રકૃતિની ઉપાસના કરી હતી. બંનેનાં અસ્તિત્વ ને સિદ્ધિઓથી ગુજરાત ઋણી હતું. એમનાં અવસાનથી ગુજરાતની સંસ્કૃતિના મંદિરના બે ખૂણા ખાલી પડી ગયા. એમનાં સ્થાન લેનાર આજે તો કોઈ નથી. પાકે ત્યારે વાત. —હરિનારાયણ આચાર્ય (ગુજરાત સમાચાર)

## રામકૃષ્ણ આશ્રમ—ત્યાગ અને સેવાનું કેન્દ્ર

૧૯મી સદીના પ્રથમ ચરણ(ચતુર્થાંશ)માં બ્રિટિશ સલ્તનતની જડ હિંદમાં નંખાયા પછી તેણે ભારતીય પ્રજાના પ્રાચીન વારસાનાં જળમૂળો જ ઉખેડવા માંડયાં. અત્યાર સુધી અખંડ રહેલા ભારતના સનાતન સાંસ્કૃતિક સ્રોત ઉપર દશે દિશાથી હુમલા થવા લાગ્યા. હિંદુ ધર્મ પણ પડતીના છેલ્લા પગથારે જઈને ઊભો. પશ્ચિમની સંસ્કૃતિની વ્યવસ્થિત જોરદાર ચઢાઈ આગળ આજ સુધી અણનમ રહેલો ભારતીય સંસ્કૃતિનો આત્મા હારી જશે કે શું એવો ભય ઊભો થયો. પડતીના એ કાળમાં રાજા રામમોહનરાયના નેતૃત્વ નીચે પુનર્જાગૃતિનો જુવાળ આવ્યો ત્યારે બંગાળમાં દેવેન્દ્રનાથ તથા કેશવચન્દ્ર સેનના બ્રાહ્મો સમાજે, ઉત્તરમાં સ્વામી દયાનંદ સરસ્વતીના આર્ય સમાજે તથા દક્ષિણમાં થીઓસોફિકલ સોસાયટીએ પાશ્ચાત્ય સંસ્કૃતિના એ મહાપૂરને ખાળી રાખ્યું. પણ અંધાધૂંધી તથા અવ્યવસ્થાના એ કાળમાં ભારતીય સંસ્કૃતિનું પુનર્બોધન, તથા વેરણછેરણ થઈ ગએલા તેના આધ્યાત્મિક બળનું સંગઠનનું મહત્ત્વનું કાર્ય કર્યું સ્વામી રામકૃષ્ણ પરમહંસ તથા તેમના તેજસ્વી શિષ્ય વિવેકાનંદે. સ્વામી શ્રી રામકૃષ્ણે તો સર્વ ધર્મોનું પ્રત્યક્ષ આચરણ કરી પોતાને લાધેલા આંતર્ધાર્મિક બંધુત્વની અવિરત બોધવર્ષા કરી અને વેદ તથા ઉપનિષદના આત્માનું પુનર્નિર્માણ કર્યું. ઈ. ૧૮૮૬માં રામકૃષ્ણે દેહત્યાગ કર્યા પછી તેમના અધૂરા રહેલા કાર્યને પૂર્ણ કરવાની ઈચ્છાથી તથા 'બહુજનહિતાય બહુજન સુખાય'નું ધ્યેય અમલમાં લાવી ભારતનું પુનર્નિર્માણ કરવા માટે સ્વામી વિવેકાનંદે રામકૃષ્ણ આશ્રમની સ્થાપના કરી. આશ્રમના ધ્યેય તરીકે તેમણે બે આદર્શો રાખ્યા: (૧) રામકૃષ્ણના જીવનમાંથી પ્રેરણાપાન કરીને જગતની બની શકે તેટલી સેવા કરવા સંન્યાસી ઉપદેશકો બહાર પાડવા અને (૨) જાતિ કે ધર્મનો ભેદભાવ વિના ધાર્મિક તેમજ સેવાનાં પરોપકારી કાર્યો કરવાં. પાછળથી ઇ ૧૮૯૭માં બીજા ઉદ્દેશની પ્રાપ્તિ માટે તેમણે 'રામકૃષ્ણ મિશન એસોસીએશન' નામની સંસ્થાની સ્થાપના કરી જે ૧૯૦૯થી 'રામકૃષ્ણ મિશન' તરીકે રજિસ્ટર્ડ થઈ; અને પ્રથમ ઉદ્દેશની પૂર્તિ માટે ઈ. ૧૮૯૯માં તેમણે 'રામકૃષ્ણ મઠ'ની સ્થાપના કરી. બંનેનું કેન્દ્ર બંગાળમાં, હાવરા જિલ્લામાં બેલૂડ મુકામે રાખ્યું.

રામકૃષ્ણ મિશને પોતાનો ઉપર્યુક્ત ઉદ્દેશ પાર પાડવાના સક્રિય કાર્યક્રમ તરીકે અધ્યાત્મવિદ્યાનો અભ્યાસ કરવો-કરાવવો; સાહિત્ય વિજ્ઞાન તથા ઉદ્યોગને લગતા અભ્યાસમાં ભાગ લેવો; તે માટે યોગ્ય શિક્ષકો તાલીમ આપી તૈયાર કરીને જનસમૂહમાં શિક્ષણનો પ્રચાર કરવો; વિદ્યાલયો, કૉલેજો, અનાથાલયો, ઔષધાલયો, દુષ્કાળ પીડિતોને રાહત આપતી સંસ્થાઓ આદિનું સ્થાપન, સંચાલન તથા પાલન કરવું; પોતાની આદર્શપૂર્તિ માટે વર્તમાનપત્રો, સામયિકો તથા પુસ્તકો બહાર પાડવાં; આદિ અનેક પ્રવૃત્તિઓ શરૂ કરી. પોતાના મુખ્ય કેન્દ્ર બેલૂડમાં સંન્યાસીઓનો આશ્રમ, એક પુસ્તકાલય, છાત્રાલય, અતિથિગૃહ તથા ધર્માદા ઔષધાલય ચલાવવા ઉપરાંત મિશન એક રેસિડેન્શિયલ કૉલેજ તથા યંત્રવિદ્યાની શાળા પણ ચલાવે છે. બેલુડ મઠના એ પ્રધાન કેન્દ્રની દેખરેખ નીચે ૧૯૪૫માં ભારતમાં ૪૧ મિશનનાં કેન્દ્રો, ૧૯ મઠ તેમજ મિશનનાં સંગઠિત મઠો તથા ૭૨ મઠનાં કેન્દ્રો ચાલતાં હતાં. આ ઉપરાંત અમેરિકામાં, સીલોનમાં પં. તથા બ્રહ્મદેશ, મલાયા, ફીજી, મોરિશિયસ, ઈંગ્લંડ, ફ્રાન્સ તથા આર્જેન્ટિનામાં પણ એક એક કેન્દ્ર ચલાવે છે. ૬૧ ઔષધાલયોમાં ૧૫ લાખ રોગીઓની સારવાર થએલી.

## તારાઓ ઉપરથી વખત જાણવાની રીત

હિંદુ પંચાંગ આકાશની સ્થિતિ પર રચાએલું છે. તેથી તેની મદદથી આપણે આકાશનો અભ્યાસ કરવા ઉપરાંત વખત, દિશાઓ વગેરે વ્યવહારની ઉપયોગી બાબતો જાણી શકીએ છીએ.

એ પૈકી તારાઓની મદદથી રાત્રે વખત કેમ જાણવો તેની રીત અહીં જોઈએ. આપણા મહિનાઓનાં નામ નક્ષત્રો ઉપરથી પડયાં છે. નક્ષત્રો એટલે તારાઓનાં ઝૂમખાં. તે આ પ્રમાણે છે: કૃત્તિકા ઉપરથી કારતક, મૃગશીર્ષ ઉપરથી માગશર, પુષ્ય ઉપરથી પોષ, મઘા ઉપરથી માહ, ઉત્તરા ફાલ્ગુની ઉપરથી ફાગણ, ચિત્રા ઉપરથી ચૈત્ર, વિશાખા ઉપરથી વૈશાખ, જ્યેષ્ઠા ઉપરથી જેઠ, પૂર્વાષાઢા ઉપરથી અષાઢ, શ્રવણ ઉપરથી શ્રાવણ, પૂર્વા ભાદ્રપદા ઉપરથી ભાદરવો, ને અશ્વિન ઉપરથી આસો.

ઉપર જે મહિના માટે જે નક્ષત્ર આપ્યું છે તે નક્ષત્ર તે મહિનામાં હમેશાં સાંજે ઊગે અને સવારે આથમે. એક નક્ષત્ર ઊગવા કે આથમવા માટે લગભગ એક કલાક લાગે આ ઉપરથી ઊગતું કે આથમતું નક્ષત્ર જોઈને વખત જાણી શકાય છે. અથવા કોઈ જાણીતું નક્ષત્ર આકાશમાં કયે ઠેકાણે છે તે જોઈને પણ વખત જાણી શકાય છે.

એક દાખલો લઈએ. માગશર મહિનામાં મૃગ એટલે હરણ મુખ્ય નક્ષત્ર છે. સાંજે તે પૂર્વ દિશામાં ઊગે છે, પછી ઊંચે જાય છે. મધરાતે તે માથા ઉપર આવે છે અને સવારે તે પશ્ચિમમાં આથમી જાય છે. આ ઉપરથી રાતમાં ગમે ત્યારે તેને જોઈને વખત જાણી શકાય છે. ઊગવાથી માથે આવતા સુધી છ કલાક લાગે છે. અને ત્યાર પછી આથમવા સુધીમાં બીજા છ કલાક લાગે છે. એ હિસાબે વખતનો અંદાજ કરી લેવો. પંચાંગમાં દરરોજ સૂર્યોદય અને સૂર્યાસ્તના સમયો આપવામાં આવે છે તેનો પણ જરૂર હોય તો ઉપયોગ કરવો.

એક બીજો દાખલો લઈએ માગશર મહિનામાં રાત્રે ઊઠીને જોયું તો મઘાના તારા પૂર્વમાં ઊગતા દેખાય તો વખત કેટલો હશે?

આપણે ઉપર જોયું કે માગશર મહિનામાં હરણના તારા દિવસ આથમ્યે ઊગે છે. મૃગશીર્ષથી માંડીને મઘા એ પાંચમું નક્ષત્ર છે. (મૃગશીર્ષ ગણવું નહિ) કલાકના એક નક્ષત્રના હિસાબે પાંચ નક્ષત્ર માટે પાંચ કલાક લાગે; તેથી સૂર્યાસ્ત પછી પાંચ કલાક ગયા છે.

### મહા નગરી

ન્યૂ યૉર્ક શહેરનો મેયર ૮૦ લાખ લોકો પર રાજ્ય ચલાવે છે, જે ઘણાં યે મહારાજ્યોની વસતિ કરતાં પણ વધારે છે. ન્યૂ યૉર્કમાં આયર્લૅન્ડની રાજધાની ડબ્લિન કરતાં યે વધારે(૫૦૦૦૦)આઇરિશો વસે છે, સમસ્ત પૅલેસ્ટાઇનના કરતાં ય વધારે(૨૦ લાખ) યહૂદી વસે છે, અને રોમ જેટલા જ(૧૦,૯૫,૦૦૦)ઈટાલિયનો રહે છે. આ ઉપરાંત ત્યાં ૪૧૨૦૦૦ પૉલ, ૫૬૦૦૦ ઝેક, ૫૪૦૦૦ નૉર્વેજિયન, ૫૩૦૦૦ ગ્રીક ને ૫ લાખ હબસી રહે છે મેયરના તાબા હેઠળ ૧૯૦૦૦ પોલિસો, ૧૧૦૦૦ બંબાવાળા ને ૧,૨૦,૦૦૦ મ્યુનિસિપલ નોકરો છે

એક જ દિવસમાં ન્યૂ યૉર્ક ૧ હજાર અબજ ગૅલન પાણી વાપરે છે, ૨૩૫૦૦ ટન અનાજની આયાત કરે છે, અને રોજનો ૮૦૦૦ ટન કચરો બહાર નાખી દે છે. શિયાળામાં તેને બે કરોડ ગૅલન બાળવાના તેલની જરૂર પડે છે. તેની ૨૩૭ માઈલ લાંબી જમીન અંદરની અને જમીનથી ઊંચે બાંધેલી રેલવેમાં રોજના ૬૦ લાખ લોકો મુસાફરી કરે છે અને ૧૫ લાખ લોકો જમીન પરનાં વાહનોનો ઉપયોગ કરે છે. ન્યૂ યૉર્કની આજુબાજુનાં પરાંમાંથી ૪ લાખ લોકો ત્યાં આવે છે. રાતદિવસ દર અરધી મિનિટે એક ટ્રેન તેના સ્ટેશનમાં દાખલ થાય છે. (ટાઇમ)

## અન્નવિષ

વાસી મિષ્ટાન્ન જમનારાઓ કેટલીકવાર ઉપરાઉપરી ઝાડા ઊલટી-ના ભોગ થઇ પડી મૃત્યુ પામતા આપણે સાંભળીએ છીએ. આના કારણરૂપ ખોરાકમાં ગરોળી કે તેની અધાર પડી હોવાનું મનાય છે. પણ વસ્તુતઃ ખોરાક જ ઝેરી બની ગએલો હોઈ એ જીવલેણ ઝાડા-ઊલટી થતાં હોય છે. ગરોળી પડેલો ખોરાક ખાવાથી કંઇ હાનિ થતી નથી; તેમજ એની અધારથી કોઈના જાન ગયાના પુરાવા નથી.

દૂધ ને તેની બનાવટો–ખાસ કરીને વાસી બાસુદી-ખાનારા આવા 'અન્નવિષ'ના ભોગ થઈ પડે છે. આ મોટા ભાગે ગરમીના દિવસોમાં બને છે. આગલી રાતે બનાવી રાખેલા બાસુદી કે ખોરાક જો ગરમ સ્થળે રહે તો તે થોડાક કલાકમાં ઝેરી બની જાય છે.

અન્નને આમ ઝેરી બનાવનાર સર્વવ્યાપી સામાન્ય 'સ્ટેફીલોકૉક્સ' નામના જીવાણુઓ છે. એ આપણાં નાક, ગળાં, ચામડી ને સર્વ સ્થળે એટલી વ્યાપકરીતે વસતાં હોય છે કે તે જ અન્નને વિષમય કરી મૂકે છે એ માનવામાં ન આવે. પણ ઈ. ૧૯૩૦માં શિકાગોના ડૉ. જી. એમ. ડેકે તેમને જ ખોરાકમાં ઝેર ઉત્પન્ન કરનાર તરીકે સચમુચ 'પકડી પાડયાં' છે. એમણે સાબિત કર્યું છે કે પકવેલા ખોરાકને ગરમ સ્થળમાં રાખવામાં કે ઢાંકી મૂકવામાં આવે તો આ જીવાણુઓ પાંચ કલાકમાં તો તેમાં જીવલેણ વિષ પેદા કરે છે. ટાઢું દૂધ જીવાણુઓને વસવાનું ને વધવાનું ઉત્તમ સાધન છે. આવા દૂધમાં જો આ જીવાણુઓએ વિષ ઉત્પન્ન કર્યું હોય તો પછી તેને ફાવે તેટલું ગરમ કરવામાં આવે તોપણ તે વિષમુક્ત થતું નથી. વળી આમ ઝેરી બનેલા ખોરાકને કોઈ ખાસ પ્રકારની ગંધ કે સ્વાદ હોતાં નથી, કે જેથી માનવીને ખાધા પહેલાં કોઇ પ્રકારની શંકા પણ થાય.

એટલે ખોરાકને ઉનાળાના દિવસોમાં ચૂલા પાસે કે ગરમ જગ્યાએ રાખવો ના જોઈએ. દૂધ અને તેની બનાવટનાં ખાદ્યોની પેઠે તળેલો ખોરાક (ભજિયાં, મૂઠિયાં, ઓઢવો વગેરે) પણ સ્ટેફીલોકૉકસની અસરથી ઝેરયુક્ત બને છે. વળી ખોરાક ગરમ હોય તો તેને ઢાંકીને રાખી મૂકવો ના જોઈએ. એમ કરવાથી જીવાણુઓને ઝેર ઉત્પન્ન કરવાનું સુગમ પડે છે.

ખોરાક ઉપરાંત ખૂબ પાકી ગએલાં કે કહોવાતાં ફળો પણ વિષભર્યાં બની જાય છે. આ વિષ ઉત્પન્ન કરનાર એન્ટેરાઈટીડિસ અને ગાર્ટનર નામના જીવાણુઓ હોય છે. આ જીવાણુઓ ગરમીમાં મચ્છી, ચીઝ, દૂધ, દૂધની બનાવટો વગેરેમાં ઝેર પેદા કરે છે. આવા ખોરાકથી થતી ઝેરી અસરોમાં ચૂંક આવીને થતા પાણી જેવા પાતળા ઝાડા, વારંવાર ઊલટી ને કૉલેરા જેવાં ચિહ્નો થાય છે. પશ્ચિમી વૈદકશાસ્ત્રમાં એને ટોમાઈન (Ptomine) કે 'ફૂડ પૉઈઝનિંગ' કહેવામાં આવે છે.

અન્નવિષમાં ભયાનક 'બૉટુલીનીસ' નામે ઝેર છે. ડબ્બામાં આવતાં ફળો કે માંસમાં એચ. બૉટુલીનીસ જીવાણુઓની પ્રક્રિયાથી એ ઝેર પેદા થાય છે. આ ચીજો ફરીથી રાંધ્યા વિના ખવાય તો ઝેરની અસર થાય છે. દરદીને ફેર આવવા, આંખે દેખાતું બંધ થવું, ગળે કશું ઊતરવું બંધ થવું, શરીરનું ઠંડું પડવું વગેરે ઉપદ્રવો તેથી થાય છે. આ ઝેરથી ૫૦ ટકા દરદીઓ શ્વાસોચ્છ્વાસ બંધ થવાથી મરણ પામે છે.

ઝેરોમાં બૉટુલીનીસ ઝેર હળાહળ ગણાય છે. અમેરિકાના જીવવિજ્ઞાનશાસ્ત્રીઓએ તેને શુદ્ધ રૂપે એકઠું કર્યું છે. એક અધોળ જેટલું તદ્દન સફેદ, સોય આકારના પાસા જેવા દેખાવનું એ ઝેર, ચાર મણ વજનના તંદુરસ્ત એવા વીસ કરોડ માણસોને એક સપાટે મારી નાંખે એવું કાતિલ હોય છે. વજનના પ્રમાણમાં આવું ગજબનાક હળાહળ ઝેર હજુ સુધી જાણવામાં આવ્યું નથી.—ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

## આ માસ (જાન્યુઆરી) ઈતિહાસમાં

તા. ૧ વિક્ટોરિયા હિંદની મહારાણી તરીકે જાહેર થઈ, ૧૮૭૭
તા. ૪ સુરત શહેરને ભસ્મીભૂત કરી નાખનારી ભીષણ આગ, ૧૧૧૧.
તા. ૭ પાણીપતમાં દુર્રાની સામે મરાઠાઓની હાર, ૧૭૬૧.
તા. ૮ હુમાયૂંએ શેરખાન પાસેથી ચુનારનો કિલ્લો લીધો, ૧૫૩૮
તા. ૧૨ કર્મયોગી સંન્યાસી સ્વામી વિવેકાનંદનો જન્મ, ૧૮૬૩.
તા. ૧૭ બેન્જામિન ફ્રેંકલિનનો જન્મ, ૧૭૦૬.
તા. ૧૯ અંગ્રેજોએ એડન કબજે લીધું, ૧૮૩૯.
તા. ૨૪ કલકત્તા યુનિવર્સિટીની સ્થાપના, ૧૮૫૭.
તા. ૨૬ શીતળાની રસીના શોધક એડવર્ડ જેનરનું અવસાન, ૧૮૨૩
તા. ૨૮ મુંબાઈમાં કૉંગ્રેસની પહેલી બેઠક ભરાઈ, ૧૮૮૫.

### આ માસની વ્યક્તિવિશેષ

### આચાર્ય આનંદશંકર ધ્રુવ



જેમની પ્રગાઢ વિદ્વત્તાએ ગુજરાતને હિંદભરમાં ગૌરવ અપાવ્યું તે અભિજાત સંસ્કારમૂર્તિ, પ્રબુદ્ધ જ્ઞાનમૂર્તિ આચાર્ય આનંદશંકર ધ્રુવનો જન્મ અમદાવાદમાં વડનગરા નાગર કુટુંબમાં ઈ ૧૮૬૯ની ૨૨મી જાન્યુઆરીએ થયો હતો. સંસ્કારી ને શ્રીમંત પિતાએ તેમને લાડ ને કોડથી ઉછેર્યા. નાનપણથી જ રમ્ય તથા મધુર વ્યક્તિત્વવાળા એ તેજસ્વી બાળકે અભ્યાસમાં મોખરે રહી મુંબાઇ યુનિવર્સિટીની મૅટ્રિકની પરીક્ષા બીજે નંબરે પાસ કરી, ને બચ્ચા ઝા આદિ નામાંકિત મૈથિલી પંડિતો પાસે ઘેર સંસ્કૃતનું ઊંડું જ્ઞાન મેળવી તે અમદાવાદની ગુજરાત કૉલેજમાંથી ઇ. ૧૮૯૨માં એમ.એ. અને પછી એલએલ. બી થયા. તરત જ કૉલેજના એમના સંસ્કૃતના પ્રોફેસર નિવૃત્ત થતાં એ જગ્યાએ નિમાયા, અને ૧૯૧૯ સુધી એ પદે રહીને પોતાની ઊંડી વિદ્વત્તા, અંગ્રેજી તથા સંસ્કૃત ઉપરના અદ્ભુત પ્રભુત્વ તથા અપાર વાગ્વૈભવથી એક આખી પેઢીના વિદ્યાર્થીઓમાં આદર્શ શિક્ષાગુરુ તરીકે પૂજનીય બની ગયા ને મુંબાઈ પ્રાંતની મહાશાળાઓમાં સમર્થ અધ્યાપક તરીકે નામના મેળવી.

૧૭-૧૮ની વયે એમણે સાહિત્યપ્રવૃત્તિ આદરેલી, અને પાછળથી સાક્ષરવર્ય મણિલાલ નભુભાઈ સાથે એટલા નિકટના પરિચયમાં આવ્યા કે મણિલાલના અવસાન પછી એમનું 'સુદર્શન' માસિક ચાર વર્ષ ચલાવ્યું. તે પછી સને ૧૯૦૨માં નવા યુગની ભાવનાને અનુરૂપ 'વસન્ત' શરૂ કરીને તેજસ્વી કલમ વડે એને ગુજરાતની ભાવનાઓ તથા સંસ્કારિતાનું પ્રતિનિધિ એવું ઉત્તમ માસિક બનાવ્યું ને ૪૦ વર્ષની એની કારકિર્દીમાં ગુજરાતનું બૌદ્ધિક જીવન એ દ્વારા ઘડ્યું.

એમની આ વિદ્વત્તા ને જ્ઞાનસાધનાથી ગાંધીજી દક્ષિણ આફ્રિકામાં હતા ત્યારથી એમના પ્રતિ આકર્ષાએલા, ને પછી તો નિકટ પરિચયથી એટલા મુગ્ધ થએલા કે ૧૯૧૯માં માલવીયજીએ બનારસ હિંદુ વિશ્વવિદ્યાલય માટે કોઇ સમર્થ ને વિદ્વાન કેળવણીકારની માગણી કરી ત્યારે ગાંધીજીએ એમનું નામ સૂચવ્યું. બનારસમાં કૉલેજના આચાર્ય તથા વિશ્વવિદ્યાલયના ઉપકુલપતિ તરીકે ૧૭ વરસ સુધી કામ કરી, કટોકટીમાંથી પસાર થતા એ સંસ્થાના તંત્રને વ્યવસ્થિત કરીને પોતાની વિદ્વત્તા, શીલ તથા કૌશલથી તે અખિલ હિંદના નામાંકિત પુરુષ બન્યા. ત્યાંથી ૧૯૩૬માં નિવૃત્તિ લઈ અમદાવાદ આવી રહ્યા પછી તેમની તબિયત નરમ થતી ગઈ, ને ઇ. ૧૯૪૨ની ૭મી એપ્રિલે દેહ છોડયો.

હાથ જોડી ના બેસો રે ભાઇ હાથ જોડી ના બેસો
કરવું હરિને હાથ ખરું, પણ સાથ શું શ્રમ નહિ લેશો?

—કવિ ખબરદાર—



આશ્રમમાં એક વાર ગાંધીજીના શરીર પરની ચાદરમાં સાપ ચડેલો તે વેળા તેમની સાથે વાતો કરતા રાવજીભાઇએ તેમને સ્થિર રહેવાનું કહી સફાઇથી સાપને ચાદરમાં લપેટી લઈ દૂર ફેંકી દીધેલો એ વાત તો જાણીતી છે એ પ્રસંગે તમારા મનમાં શું થતું હતું' એમ પૂછતા ગાંધીજીએ કહેલું 'ક્ષણભર તો હું ગભરાયો, પણ એ ક્ષણભર જ પછી કાંઈ જ ન લાગ્યું પછી મને વિચાર આવવા લાગ્યા કે એ સાપ મને કરડશે તો સૌને એ જ કહીશ એને મારશો નહિ સામાન્યરીતે તો અહીં સાપને જોતા તમે બધા તેને મારવા તત્પર થઈ જાઓ છો, અને મેં તમને હજી એમ કરતા રોક્યા નથી, પણ જે સાપ મને કરડે તેને તો અભયદાન જ મળવું જોઇએ'

〰

કહેવતોના અર્થ. 'પાનને આધારે ઢોકળું રહે' એક મુખ્ય કે સારી પ્રવૃત્તિની પાછળ બીજી ગૌણ પ્રવૃત્તિઓ ચાલ્યા કરે યા આડકતરા લાભ પામે તે દર્શાવવા આ કહેવત વપરાય છે તેને મળતી બીજી કહેવતો 'ઝાડ પાછળ એરંડી પાણી પીએ' 'ચૂડામાં કડાં સમાય' વગેરે

〰

અનેકાર્થી શબ્દ: ખાતર=ખેતર સુધારવા માટે તેમાં નખાતા છાણ, કાપ વગેરે પદાર્થો, ચોરે ભીંતમા પાડેલુ બાકુ, ચોરી, ચાકરી કે બરદાસ, તરફદારી, વાસ્તે કે માટે

〰

૧ થી ૨૪ સુધીના આંકડાને નીચે પ્રમાણે અનુક્રમમાં ચાર હારમાં ગોઠવવાથી પ્રત્યેક ઊભી હારનો સરવાળો ૫૦ જ આવે છે

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | [illegible] | ૪ | ૫ | ૬ |
| ૧૨ | ૧૧ | ૧૦ | ૯ | ૮ | ૭ |
| ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ |
| ૨૪ | ૨૩ | ૨૨ | ૨૧ | ૨૦ | ૧૯ |
| ૫૦ | ૫૦ | ૫૦ | ૫૦ | ૫૦ | ૫૦ |

〰

ખીલવાળા મો પર રાત્રે સૂતી વેળા દૂધની મલાઈ મસળવાથી મો પરના ખીલ, ડાઘ વગેરે મટી જઇ ચામડી મુલાયમ બને છે

〰

સૃષ્ટિના મજબૂત અને મોટામાં મોટા ગણાતાં પ્રાણીઓ શાકાહારી છે દા ત હાથી, જિરાફ, ગેંડો, હિપોપોટેમસ, ગેંડા વગેરે.

〰

અત્યાર સુધી ૨૩ જાતની ટારઝન ફિલ્મ તૈયાર કરવામાં આવી છે

લંડનનું સુપ્રસિદ્ધ બિગ બેન ઘડિયાળ ૧૮૫૪માં તૈયાર કરવામાં આવેલું, પણ તેનો ઘંટ ૧૮૫૮મા બનાવાયેલો એ ઘંટનું વજન ૭૫૬ મણ છે એ વિશાળ ઘંટ સાથે બીજા ૪ નાના ઘંટ પણ વાગે છે એ ઘડિયાળનો મિનારો (ટાવર) જમીનથી ૩૨૦ ફૂટ ઊંચો હોઇ ત્યાં પહોંચવા માટે ૨૯૨ પગથિયાં છે ઘડિયાળના ચંદાનો વ્યાસ ૨૩ ફૂટ છે, ને મિનિટના બે આંકા વચ્ચે એકએક ફૂટનું અંતર છે દરેક આંકડાની ઊંચાઈ બબ્બે ફૂટ અને મિનિટના કાંટાનું વજન ૨૦૦ રતલ છે એ કાંટો વરસમાં લગભગ ૧૦૦ માઈલની મુસાફરી કરે છે તેના ૧૩ ફૂટ લાંબા લોલકનું વજન ૬૮૫ શેર થાય છે અઠવાડિયામાં ત્રણ વખત વીજળિક મોટરથી તેને ચાવી અપાય છે. તે પહેલા બે માણસોને અઠવાડિયામાં બે વખત ચાવી આપતા ૮ કલાક થતા છે ૧૮૬૧મા ઘડિયાળમાં મંદિક ગોટાળો થતા સામટા ૧૦૦ ટકોરા પડ્યા હતા! અને આ એક વિશિષ્ટ અકસ્માત હતો, કારણ બરાબર તે જ વખતે રાણી વિક્ટોરિયાના પતિ પ્રિન્સ કૉન્સોર્ટ મૃત્યુશૈય્યા પર પડેલા હતા।

〰

ઍલ્યુમીનિયમથી માંડીને લાકડા સુધી અને રેડિયમથી માંડી રેશમ સુધી લગભગ ૧૦૦૦ કરતા યે વધારે વસ્તુઓ વિમાનની બાંધણીમાં વપરાય છે

〰




ફોટોગ્રાફીના અથવા સાદા કાગળ પર ઉપર મુજબની ઘરની વિવિધ ચાવીઓના છાયાચિત્રો લઈ, તેની નીચે તે શાની છે તે લખી રાખવાથી બે લાભ થશે એક તો ઝૂડામાંથી જોઇતી ચાવી તે તે છાયાચિત્ર સાથે મેળવીને જલદીથી શોધી શકાશે, ને બીજું, કોઈ ચાવી ખોવાઇ જતા, તેના આ છાયાચિત્ર પરથી નવી ચાવી સુગમતાથી બનાવી શકાશે

કલાકણિકા ગયા અંકમાં વર્ણવેલા પૂનાના શ્રી ડી જી કેળકર ના કલાત્મક સૂડીઓના સંગ્રહ પૈકીનો એક વધુ નમૂનો, જેમાં કરેલુ ઘોડેસવારનું આયોજન કોઈકને 'કુમાર'ના પ્રતીકની યાદ આપશે

〰

સળેખમ થતા કેટલાક માણસો તે દૂર કરવા નાકમાં બજારમાં મળતી દવાઓના ટીપાં નાખે છે આથી લાભ થવાને બદલે હાનિ જ થાય છે કારણ એ દવાથી શ્વસનમાર્ગનું સંરક્ષક આવરણ દૂર થઇ સળેખમના અતિસૂક્ષ્મ જંતુઓને ફાવવો ફાવતાં સારી પેઠે ફાવે છે હજુ સુધી સળેખમ પર તો કોઇ દવા જ શોધાઈ નથી આરામ, ગરમ વાતાવરણ, ઊનાં પીણાં અને આનંદી વૃત્તિથી જ તે નરમ પડે છે

〰

માટલામાં ભરી રાખેલું મીઠું જલદી ઊખડતું ન હોય તો તેમાં બે રીંગણ મૂકી રાખજો, ઊખડી આવશે

〰

લંડનની 'સ્કૂલ ઑવ્ ઓરીએન્ટલ ઍન્ડ આફ્રિકન સ્ટડીઝ'માં ૨૩ આફ્રિકન ભાષાઓ, ૯ સેમેટિક ભાષાઓ, ૨૮ ઇંડો યુરોપિયન ભાષાઓ, ૪ દ્રવિડિયન ભાષા, ૧૩ ચીની-તિબેટન ભાષા, ૬ તુર્કો મૉંગોલિયન ભાષા, ૩ ઑસ્ટ્રેલેશિયન ભાષા અને બીજી અગણિત ભાષાઓ શીખવવામાં આવે છે

〰

ઍલાસ્કાનો દરિયાકાંઠો એટલો લાંબો છે કે આખી પૃથ્વીના પરિઘે ફરી વળી રહે।

〰

**મધમાખી ડંખ કેમ મારે છે!**

મધમાખીઓમાં પણ અમુક જાતો છે તેમાંની 'કામગરી' મધમાખી જ ડંખે છે પણ તે જ્યારે ખૂબ હેરાન થઇ ગઇ હોય અથવા ખાસ કરીને મધપૂડાનું રક્ષણ કરવાનું હોય છે ત્યારે જ ડંખે છે તે જે ડંખ મારે છે તેમાં ખાસ ઝેર નથી હોતું, પણ તે એક પ્રકારનો નાનો કાંટો હોય છે, જે ડંખ મારતા જ તેના શરીરમાંથી તૂટી જઈ આપણા શરીરમાં પેસી જાય છે ખૂબી તો એ છે કે ડંખ્યા પછી એ માખી થોડીવારમાં જ મરી જાય છે! આમ કુદરતે મધપૂડાના રક્ષણ માટે મરી ફીટવાની ઉત્કટ ભાવના મધમાખીમાં મૂકી છે.



# મારા આલ્બમનું એક પાનું



કોઈ ફોટોગ્રાફરના આલ્બમનું પાનું સફળ બનાવવામાં મુખ્ય અંગભૂત વસ્તુઓ કઈ કઈ?
એ તદ્દન સાદી અને સહેલાઈથી પ્રાપ્ત કરી શકાય તેવી છે:
પહેલી વસ્તુ તે ગેવર્ટની રોલ ફિલ્મ અથવા પ્લેટ
બીજી વસ્તુ-ગેવર્ટનો પેપર.

ઍલાઈડ
ફોટોગ્રાફિક્સ
લિમિટેડ






## ગ્રાહકોને

કોઈ આકસ્મિક કારણે અંક મોડો ન થયો હોય તો 'કુમાર' દર માસની ૧૫મી તારીખે બહાર પડે છે, એટલે તે અરસામાં અંક ન મળે તો તરત તેની ફરિયાદ કરવી અકસ્માતે ગુમ થએલા અંકોની ફરિયાદોને, અમારી પાસે નકલો હોય છે ત્યાં સુધી તો પહોંચી વળવાનો અમે પ્રયત્ન કરીએ છીએ પરંતુ એવા ગુમ થએલા કોઈપણ અંકો બરપાઈ કરી આપવાનું કંઈ બંધન અમારે માથે રહેતું નથી

કુમાર કાર્યાલય લિમિટેડ તરફથી તંત્રી, મુદ્રક અને પ્રકાશક બચુભાઈ પોપટભાઈ રાવત
મુદ્રણ પ્રકાશનસ્થાન કુમાર પ્રિન્ટરી, કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪ રાયપુર, અમદાવાદ
વાર્ષિક લવાજમ રૂ. ૭॥ પરદેશમાં રૂ. ૯॥ અથવા ૧૫ શિલિંગ છૂટક નકલના બાર આના

## હે મુગ્ધ ! લજ્જામયિ !

· મિશ્ર ·

હે મુગ્ધ! લજ્જામયિ' ભીરુ હે સખિ'
હજી ન તારે નયને પ્રવેશ
કીધો ત્યહીં પાંપણ દ્વાર સત્વર
શેં બંધ કીધાં? ઉર માહરું અરે
રહી ગયું ભીતર, ને બ્હાર હું
છું શૂન્ય, છું કેવલ શૂન્યશેષ.

ક્ષણેક એ દ્વાર ફરી ઉઘાડશે?
રહી ગયું અંદર તે લઇ લઉં.
કદાચ હું ત્યાં સ્થિર થૈ વસી જઉં
એની ન શંકા મનમાંહિ ધારશે.

કદાચ વાતાયન કોઇ ભૂલથી
જો હોય ખુલ્લું... સુખની પરિક્રમા
કરી લહું... ત્યાંહિ કપોલની કને
ચાહો રહ્યા ઓષ્ટ સુમદ ઊઘડી'



હે મુગ્ધ' લજ્જામયિ' ભીરુ હે સખિ'
અમોલ શું અંજન ત્યાં મને દીધું'
ને ત્યાં પરિરંભનમાંહિ, નેત્રથી
નિમેષમાં જે હરી લીધ તેહને—
રે તાહરા સૌરભસિક્ત પ્રાણના
માધુર્યથી પૂર્ણ કરી—ધરી દીધું!

રાજેન્દ્ર શાહ

## ગીત એકાદું

ગીતની પ્રીત દઈ કરી પાગલ
જાય છે ક્યાં મારા મનના સ્વામી'
જાય છે ક્યાં! તારા સૂર વિના
મારા ઉરની દુનિયા સાવ નકામી.

કામ ચૂક્યાં, ઘરબાર મૂક્યાં, મૂકી
લાજ, ન ભાળી આ'રજની કાળી;
એક જ ગીતની પ્રીતને કારણે
પ્રાણ ન હાથ રહ્યા, વનમાળી.

આજ હવે જ્યારે કાંઈ ન રાખ્યું
તું જાય છે ત્યારે આ દૂરની વાટે;
પ્રીત૰ ન દે, ભલે સાથ ન લે,
પણ મેલ તું ગીત એકાદું આ ઘાટે.

ગીત એકાદું, ના કાંઇ બીજું, બસ
ઉરની દુનિયા જે અજવાળે,
રાતમાં કાળી જે ગળગી બોલે કે·
એકલા કર્યું'તુ કામણ કાળે.

મકરન્દ દવે

## નયન બંધ!

હાય રે, નયન બંધ!
પાપણની પેલી પારથી કોણે દ્વાર કીધા છે બંધ!
હાય રે નયન બંધ'

અંતરની આકાશને જેવી
બ્હારની રંગીન કાયા,
નેનતારાના તેજથી ધોવી
ઘોર અંધારની છાયા;
(ત્યારે)કાજળઘેરાં વાદળ પૂંઠે મૂગો તારક છંદ!
હાય રે, નયન બંધ!

કોણે રે મારે ગોપચે બાંધ્યો
રંગપ્રકાશનો પ્રાણ?
નિજથી નિજનો સંગ બાંધ્યો
તે રહી ન બ્હારની જાણ!
(એવી)શતદલોની પાખડીઓના બંધમાં ઝૂરે ગંધ!
હાય રે, નયન બંધ'

નિરંજન ભગત

# વિદ્વાન સાહિત્યકાર અને કવિ



લાહોરમાં ઇ. ૧૯૦૪માં એક જંગી સભા ભરાઈ હતી. એક જાણીતા પત્રના તંત્રી 'ધર્મ અને બુદ્ધિના સંબંધ' ઉપર વ્યાખ્યાન આપવા આવવાના હતા. શહેરના મોટામોટા પ્રતિષ્ઠિત લોકો તથા મહાકવિ મહંમદ ઈકબાલ, નામાંકિત લેખક નાઝીર અહમદ તથા જાણીતા કવિ હાલી આદિ વિદ્વાનો પણ તે સભામાં આવ્યા હતા. પણ કોઈએ તે વિદ્વાન તંત્રીને જોયા નહોતા. માત્ર પત્રમાં તેમના ઝમકદાર અભ્યાસયુક્ત લેખો વાંચીને તેમની વિદ્વત્તા પર તેઓ મુગ્ધ બન્યા હતા. તે તંત્રી કોણ હશે અને કેવા હશે તે વિષે વિવિધ જાતની અટકળો થતી હતી. ત્યાં તો સભાનો વખત થતાં બધાના આશ્ચર્ય વચ્ચે ૧૫-૧૬ વર્ષનો એક તેજસ્વી કુમાર વ્યાખ્યાન આપવા ઊભો થયો! જેને હજુ મૂછનો દોરો પણ ફૂટ્યો નથી એવો એક છોકરો આવા વિદ્વાન શ્રોતાવર્ગ આગળ આટલા કઠણ વિષય ઉપર ભાષણ આપવાની હિંમત કરશે એવી કલ્પના તો કોઈને સ્વપ્ને પણ નહિ આવી હોય. પેલા પ્રખ્યાત છાપાનો તંત્રી તે આ જ છોકરો છે એમ જ્યારે હાજર રહેલા વિદ્વાનો તથા શ્રોતાઓએ જાણ્યું ત્યારે તેમના આશ્ચર્યને સીમા રહી નહિ. અને તે તેજસ્વી કુમારે જ્યારે આત્મવિશ્વાસથી વ્યાખ્યાનનો પ્રારંભ કરી પોતાની વિદ્વત્તાના ચમકારા ભાષણમાં બતાવવા માંડ્યા ત્યારે તો શ્રોતાવર્ગ મોરલીના નાદે સાપ ડોલે તેમ ડોલવા લાગ્યો. ભાષણ પૂરું થતાં જ સૌએ તાળીઓના પ્રચંડ ગડગડાટથી તેને વધાવી લીધો. સભામાં બેઠેલા લોકોને લાગ્યું કે આ કુમાર આગળ જતાં હિંદનો મુસલમાનોમાં જરૂર અગ્રસ્થાન લેશે. તે સભામાં આવેલા પ્રખ્યાત મહાકવિ હાલી તો બોલી ઊઠ્યા, 'એના ખભા ભલે બાળકના હોય; પણ એનું મસ્તક તો કોઈ ચિંતનશીલ બુઝુર્ગનું છે.'

નાની વયે જ પોતાની પ્રૌઢ વિદ્વત્તા, કુશાગ્ર બુદ્ધિમત્તા તથા તેજસ્વી કલમથી વિદ્વાનોમાં આગવું માનનું સ્થાન મેળવનાર એ કુમાર તે આજના મૌલાના અબુલ કલામ આઝાદ. પોતાની ઓજસ્વી મેધાના ચમકારા બાલ્યકાળથી જ તેમણે બતાવવા માંડેલા અને વયે પહોંચતાંમાં તો હિંદનાં સાહિત્ય તેમ જ રાજકારણના ક્ષેત્રમાં તેમણે ઘણું મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરેલું.

એવા આ શક્તિશાળી વિદ્વાનનો જન્મ એક નામી અને વિદ્યાની અખંડ ઉપાસના કરનાર મુસલમાન કુટુંબમાં થયો હતો. તેમના એક પૂર્વજ શેખ જમાલુદ્દીન દહેલવી, મુઘલ શહેનશાહ અકબરના વખતમાં મોટા સંતપુરુષ થઈ ગયા. તેમનો લખેલો એક ગ્રંથ તો આજે પણ મુસ્લિમ ધર્મવેત્તાઓમાં પ્રમાણભૂત ગણાય છે. તેમના અનેક શિષ્યોમાં અકબરના ભાઈનો પણ સમાવેશ થતો. અકબરે તેમને ઇસ્લામ ધર્મશાસ્ત્રની વડી મદ્રેસાના આચાર્ય નીમવાની ઇચ્છા બતાવેલી, પણ નિરાડંબરી અને નિસ્પૃહ એવા એ શેખ સાહેબે તેની આદરપૂર્વક ના પાડેલી. તેમના બીજા એક પૂર્વજ શેખ સરાજુદ્દીન તેમની વિદ્વત્તાને કારણે વડા ન્યાયાધીશ નિમાયેલા. મૌલાનાના દાદા તો મુઘલ બાદશાહના-'રૂકન-ઉલ-મદરસીન' (વિદ્યાના સ્તંભ) થવાનું માન પામ્યા હતા.

મૌલાનાના પિતા, મહંમદ ખેરૂદ્દીન પણ મોટા વિદ્વાન, સંત પુરુષ અને સૂફી હતા. પોતાના સંયમિત આચારવિચાર, કડક સાદાઈ ને ચિંતનશીલ સ્વભાવને કારણે તેઓ તેમના પૂર્વજ શેખ જમાલુદ્દીનની યાદ દેવડાવતા. તે દિલ્હીમાં રહેવા છતાં તેમના શિષ્યો—જેમાં ઘણા હિંદુઓ પણ હતા—ગુજરાત કાઠિયાવાડથી માંડી છેક કલકત્તા સુધી હજારોની સંખ્યામાં હતા. ૧૮૫૭ના દારુણ વિપ્લવ વખતે તેમને જીવ બચાવવા દિલ્હી છોડીને મુંબાઈ થઈ મક્કા ચાલ્યા જવું પડેલું. તેમની વિદ્વત્તાની ખ્યાતિ સાંભળીને તુર્કસ્તાનના સુલતાન અબદુલ મજીદે તેમને ઇસ્તંબુલ આવવાનું આમંત્રણ આપેલું. ઇસ્તંબુલ જઈને પાછા તે મક્કા ચાલ્યા ગયા જ્યાં 'આઇને ઝુબેદા' નામની પ્રખ્યાત નહેર બંધાવવા તેમણે ૧૧ લાખ રૂપિયા ભેગા કરી આપેલા. મક્કામાં તેમણે શેખ મહંમદ ઝહીર વેટ્રી નામના એક વિદ્વાન આલિમનાં પુત્રી સાથે લગ્ન કર્યાં આમ, મુસલમાનોમાં ઘણા ઊંચા ગણાતા શેખ કુળમાં જન્મેલા માતાપિતાને ત્યાં મૌલાના અબુલકલામ આઝાદનો જન્મ ઈ ૧૮૮૮માં, મક્કા જેવા પવિત્ર સ્થળે થયો. તેમનું તે વખતનું મૂળ નામ તો અહમદ અબુલ કલામ મુહિયુદ્દીન હતું. આઝાદ એ તો તેમણે પાછળથી ધારણ કરેલું તખલ્લુસ છે.

મૌલાના આઝાદના બાળપણનાં દસ વર્ષો આમ એ અરબસ્તાનની પાક ભૂમિ પર વીત્યાં. આખરે ૧૮૯૮માં તેમના પિતા, એક શિષ્યના અતિશય આગ્રહને વશ થઈને મક્કેથી કલકત્તા આવ્યા અને ત્યાં કાયમનો વસવાટ કર્યો. મૌલાના સાહેબની માતૃભાષા અરબી હોવાથી તેનું જ્ઞાન તો તેમને ઘણું સારું હતું જ, અને પિતા પાસેથી ઉર્દૂ પણ તે શીખેલા. એટલે જ્યારે તે કલકત્તે રહેવા આવ્યા ત્યારે આ બંને ભાષા પર તેમનો ઠીકઠીક કાબૂ હતો. કલકત્તામાં કોઈ નિશાળમાં તેમનું વ્યવસ્થિત શિક્ષણ થયેલું નહિ. પિતા પાસેથી તેમ જ પિતાના વિદ્વાન મિત્રો પાસેથી તેમને પૂરતું શિક્ષણ મળી રહેતું અને તે મેધાવિન કુમારે પણ કોઈ અજબ ઉત્સાહ તથા બુદ્ધિમત્તાથી જ્ઞાનવારિ પીવા માંડ્યું. 'દર્સે નિઝામી' નામનો અરબી અને ફારસીનો અભ્યાસક્રમ જે પૂરો કરતાં ચપળ વિદ્યાર્થીને પણ સાધારણરીતે ૧૦ વર્ષ થાય તે તેમણે ૪ જ વર્ષમાં પૂરો કરીને સર્વને

# તેજસ્વી પત્રકાર · તત્ત્વદર્શી ધર્મગુરુ અને રાષ્ટ્રવાદી રાજપુરુષ

# મૌલાના અબુલ કલામ આઝાદ

ચકિત કરી દીધા. તેમની એ કુમળી વયમાં તેમના પર મુખ્ય સંસ્કાર તેમના પિતાના જ પડેલા. પિતાની સાદાઈ, મુલાયમ સ્વભાવ તથા આચાર તેમનામાં ઊતરી આવેલાં છે. પોતાના પિતા વિષે તેઓ કહે છે: 'મારા પિતાને એકાંત બહુ ગમતું. તેમના હજારો શિષ્યો હતા અને રોજ એમને મળવા ઘેર આવતા. અમારા ઘરમાં રહેણી-કરણી બહુ સાદી હતી. ફર્નિચરમાં એક ચટાઈ સિવાય બીજું કંઈ ન મળે. એના પર જ નાનામોટા સહુ મળવા આવનારાઓ બેસતા. એમાં અનેક નવાબો તથા ટીપુ સુલતાનના વંશજો પણ હોય.'

આમ પિતાજી પાસેથી અબુલ કલામને સાદાઈ, નિવૃત્તિપરાયણતા તથા એકાંતપ્રિય સ્વભાવનો કીમતી વારસો મળ્યો. પણ તેમની જ્ઞાનની ભૂખ એવી પ્રખર અને સર્વવ્યાપી હતી કે કેવળ ધર્મશાસ્ત્રનો અભ્યાસ કરી વિદ્વાન કે ધર્મવેત્તાનું જીવન વિતાવવામાં તેમને રસ પડે તેમ નહોતું. તેમણે અનેક પુસ્તકો વાંચ્યાં અને વર્તમાનપત્રો દ્વારા બહારના જગતની વિવિધ પ્રવૃત્તિનો સંપર્ક સાધ્યો. તે કાળે ચાલી રહેલા કેટલાય પ્રશ્નો પરના વાદવિવાદમાં તેમણે સક્રિય રસ લેવા માંડ્યો. આ વિશાળ વાચન અને તલસ્પર્શી અવલોકનને પરિણામે તેમનામાં રહેલો લેખક તથા પત્રકારનો આત્મા જાગી ઊઠ્યો. જાણે જન્મથી જ પત્રકાર જન્મ્યા ન હોય એવી કુશળતા અને પ્રતિભાથી તેમણે ૧૪ વર્ષની અલ્પ વયે જ 'લિસાનુ-સિદ્દક' (સત્યની વાણી) નામનું પહેલું પત્ર કાઢ્યું. એ પત્રનાં પાનાં પર મૌલાના સાહેબની કલમની જે ઓજસ્વિતા તથા ગંભીરતા ઊતરવા લાગી તે જોઈ વિદ્વાનો સુદ્ધાં ખુશ થઈ ગયા. કોઈ પણ વિષય તેમને માટે અગમ્ય નહોતો, અને જે જે વિષય પર તે હાથ અજમાવતા તેના પર સમર્થરીતે ને નિર્ભયતાથી પોતાના વિચારો જણાવતા. મોટા પ્રસિદ્ધ લેખકોનાં પુસ્તકોની સમાલોચના પણ તેઓ નીડરતાથી કરતા. તેમનું આ પત્ર લોકોમાં એટલું પ્રતિષ્ઠા પામ્યું કે ઈ. ૧૯૦૪માં અંજુમને હિમાયતે ઈસ્લામ નામની લાહોરની સંસ્થાએ પોતાને ત્યાં વાર્ષિક વ્યાખ્યાન આપવા તે પત્રના તંત્રી રીકે તેમને આમંત્રણ આપ્યું. એ સભામાં મૌલાનાએ જે છાપ પાડેલી તેનું બયાન આ લેખની શરૂમાં જ કર્યું છે.

કવિતા પર તો આ પહેલાં જ તેમણે સફળતાથી હાથ અજમાવીને નામના મેળવેલી. ખાસ કવિતાને માટે જ તેમણે 'નેરંગે આલમ' નામનું પત્ર કાઢેલું, જેમાં ઉર્દૂના જાણીતા કવિઓનાં કાવ્યો છપાતાં. મુશાયરા તથા કવિઓની બેઠકમાં પણ તે આગળપડતો ભાગ લેતા. પાદપૂર્તિ પર શીઘ્ર કાવ્ય કરવાની તેમની હથોટી અજબ હતી. નાદિરખાન નામના ઉર્દૂના એક વયોવૃદ્ધ કવિ તો માની જ શકતા નહિ કે આ છોકરો આટલી ઝડપથી પોતાનાં જ કાવ્યો રજૂ કરતો હશે. તેમને લાગતું કે કોઈ પુસ્તકમાંથી તફડંચી કરીને તે કાવ્યો બોલતો હોવો જોઈએ. એક વખત એની પરીક્ષા કરવા રસ્તામાં તેમને ઊભા રાખીને તેમણે કહ્યું, 'મુશાયરામાં તો તમે સીડીઓ પર સીડીઓ ગગડાવ્યે જાઓ છો; પણ આજે આવી જાઓ 'યાદ ન હો, શાદ ન હો, આબાદ ન હો.' એ ચરણની પાદપૂર્તિ કરો જોઈએ?' મૌલાનાએ તરત જ પોતાની હંમેશની અદાથી સીડી પર સીડી ફેંકવા માંડતાં નાદિરખાન તો સડક થઈ ગયા અને હર્ષાવેશમાં આવી બોલ્યા, 'સુભાન અલ્લા! જે છોકરાને હું લેભાગુ માનતો હતો તે તો આજે [illegible]'

પણ આવી થોડીઘણી સિદ્ધિથી એમને સંતોષ ન હતો. કવિતા અને વિવેચનનાં મહાસિકો તેમને મન વિનોદનાં સાધનો હતાં. તેમને તો પ્રકાંડ વિદ્વાન અને શ્રેષ્ઠ લેખક થવાના કોડ હતા. તેમના પિતાની પણ પોતાના પુત્રને પ્રથમ પંક્તિના વિદ્વાન બનાવવાની ખ્વાહેશ હતી. પણ અંગ્રેજી ઢબની કેળવણી આપવાની વિરુદ્ધ તે હોવાથી તેમણે ઈ. ૧૯૦૫માં ઇજિપ્તમાં કાહિરા (કૈરો)ના પ્રખ્યાત અલ-અઝહર વિશ્વવિદ્યાલયમાં અરબીનો ઉચ્ચ અભ્યાસ કરવા તેમને મોકલ્યા. ત્યાં બે વરસ તેમણે મનઃપૂર્વક અભ્યાસ કરીને સાચી યોગ્યતા પ્રાપ્ત કરી અને કેવળ ૧૬ વર્ષની વયે અરબી તથા ફારસી ભાષા ઉપરાંત ઇસ્લામ ધર્મ અને દર્શનશાસ્ત્રમાં તે પારંગત થયા. ત્યાંથી ઈરાક, સીરિયા વગેરે દેશોમાં થઈ જ્યારે તે હિંદ પાછા ફર્યા ત્યારે હિંદમાં બંગભંગને કારણે એક નવી જ જાગૃતિ આવી હતી. પૂર જોશમાં ચાલતી એ લડતમાં કૂદી પડવા જુવાન અબુલ કલામનું દિલ થનગની રહ્યું હતું. તેમનો કેટલાક ક્રાંતિકારીઓ સાથે સંબંધ બંધાયો અને પોલીસ પણ તેમની પાછળ ભમવા લાગી.

પણ ૧૯૦૯માં તેમના પિતાજી મૃત્યુ પામ્યા. જો મૌલાનાએ ધાર્યું હોત તો પિતાને પગલે ચાલી તે પણ પિતાએ શરૂ કરેલા પંથના ગુરુ બની શક્યા હોત અને આગાખાનની માફક એક સમર્થ ધાર્મિક નેતા તરીકે ખ્યાતિ મેળવી શકત. પણ તેમના મનમાં તો બીજી જ વાત રમી રહી હતી. ઇસ્લામનું ભાવી ઊજળું કેમ બને, મુસલમાન કોમની સ્થિતિ કેમ સુધરે, દેશની આઝાદી વહેલી કેમ પ્રાપ્ત થાય એ જ વિચારો તેમને આવતા. એક ઠેકાણે તે લખે છે: 'કુટુંબ, કેળવણી, સમાજ અને વાતાવરણે મને જે વારસો આપ્યો હતો તેનાથી સંતોષ માનીને બેસી રહેવાનો મેં પહેલે દિવસથી જ ઇન્કાર કર્યો. રૂઢિપૂજાનાં બંધનો મને શરૂથી જ રોકી ન શક્યાં; ને જ્ઞાનની જિજ્ઞાસાએ કોઈપણ ક્ષેત્રમાં મારો સાથ ન છોડ્યો.' પિતા તરફથી જે ધાર્મિક સંસ્કાર તથા પ્રાચીનતાનો વારસો તેમને મળ્યો હતો તેના પર અર્વાચીન ઈમારત રચવાનો તેમણે દૃઢ સંકલ્પ કર્યો અને પોતાની કાર્યશક્તિ એ દિશામાં વહેતી કરી.

તે કાળે હિંદના મુસ્લિમ સમાજની સ્થિતિ કંઈક વિચિત્ર અને દેશને હાનિકારક હતી. એ સમાજના પછાતપણા તથા અજ્ઞાનનો નાશ કરી, તેમને વિદ્યા અને ધર્મશાસ્ત્રની જૂની ઘરેડમાંથી બહાર કાઢીને પશ્ચિમની કેળવણી તથા વિજ્ઞાનના ઉજ્જવળ પ્રકાશમાં લાવવાની ઈચ્છાથી સર સૈયદ અહમદે ૧૮૮૦માં અલીગઢમાં મુસ્લિમ યુનિવર્સિટી સ્થાપેલી અને તે દ્વારા આધુનિક જ્ઞાન-વિજ્ઞાન તથા જાગૃતિનો પ્રચાર કરવા માંડ્યો. પણ ૧૮૮૫માં કોંગ્રેસની સ્થાપના

# સાંસ્કારિક પુનર્ઘટના

સાંસ્કારિક પુનર્ઘટના (Renaissance) જ્યારે થાય છે ત્યારે જીવનની નવી ઉષા ઊગે છે; નવાં તેજોની મોહિની માનવીઓને મુગ્ધ કરે છે; નવા, મધુર સ્વરો ઉલ્લાસ પ્રેરે છે; અંધકારના ઓળા ભેદવાને હૈયાં તલસે છે; ઠરી ગએલાં વારિ નવે વેગે ધસે છે; સંસ્કાર નવે તાલે નાચતાં શીખે છે.

ગુપ્ત કાળમાં એવી પુનર્ઘટના થઈ હતી. એની કલા કાલિદાસે, અજંટાના કલાકારોએ ને ભાગવતકારે મૂર્તિમાન કરી હતી.

૧૫મી સદીમાં યુરોપમાં પુનર્ઘટના થઈ. દાન્તે એનો સાહિત્યસ્વામી હતો. લીઓનાર્ડો-દ-વિંચી ને શેક્સપિયર પણ એ જ વસંતનાં પંખીઓ. એમણે જીવનનાં ગાન નવે ઉલ્લાસે ગાયાં.

તે જ કાળે ભારતમાં ભારતીય ને ઇસ્લામી સંસ્કૃતિનો સંઘર્ષ થયો. તેમાથી ભક્તિયુગનું સાહિત્ય પ્રગટ્યું. એના આત્માને ચંડીદાસ ને વિદ્યાપતિ, નરસિંહ ને મીરાં, અને સાહિત્યસ્વામી તુલસીદાસે શબ્દદેહ આપ્યો.

ઓગણીસમી સદીમાં એવો જ ઉષઃકાળ આપણે ફરી ભારતમા જોયો. યુરોપીય અને [illegible] સંસ્કૃતિઓનો ત્યારે જે સંઘર્ષ થયો [illegible]થી પુનર્ઘટના પ્રગટી. બંકિમચદ્ર ચટ્ટોપાધ્યાયે તેને સર્જનાત્મક સાહિત્યમા ઝીલી. 'વિષવૃક્ષ', 'કૃષ્ણકાંતનું વિલ', 'દુર્ગેશનન્દિની' 'દેવી ચૌધરાણી' અને 'આનંદમઠ' એ બધા આપણી પુનર્ઘટનાના સીમાસ્તંભો.

ગુજરાતમાં પુનર્ઘટના શરમાતી ડોકિયાં કરવા લાગી. નર્મદે એ પુનર્ઘટનાનો આત્મા વિકૃતરૂપે જોયો; એની પ્રારંભિક સ્થૂલ રસિકતા અમે શ્રીકૃપાથી ચાખતા. પુનર્ઘટનાનું વિવેચનશાસ્ત્ર સ્થાપનાર નરસિંહરાવ બહારવટિયા મનાતા. 'ભદ્રંભદ્ર' ને 'હૃદયત્રિપુટિ' વંચાય ખરાં, પણ શરમાતાં શરમાતાં.

સરસ્વતીચંદ્રનો પહેલો ભાગ પુનર્ઘટનાનું આપણું નવીન પુષ્પ: એમાં અવનવા અનુભવ કરવાની ને સરસતાનાં દર્શન કરવાની ઉત્કંઠા પંક્તિએ પંક્તિએ જડે છે. બીજા ભાગમાં ગુણસુંદરીના સર્જનમાં ગોવર્ધનરામ નરી સરસતાના દર્શન કરે છે, પણ પુનર્ઘટનાના ડહોળાએલા પાણીમાંથી બહાર નીકળ્યા પછી. બંકિમ નવા જીવનનાં સુભગ ચિત્રો આલેખે ને 'વન્દેમાતરમ્' રચે, 'આનંદમઠ'-ના સાધુઓ સર્જી દેશોદ્ધારના નવા મંત્રો આપે, ત્યારે ગોવર્ધનરામનો કકળતો આત્મા જૂની પ્રણાલિકાને સોને રસે અને ધંપટરાવ ચીતરી લોકમાન્ય ટિળકની વિડંબના કરે. નરસિંહરાવ, બાલાશંકર, બળવંતરાય, કાન્ત અને કલાપીના કાવ્યોમાં નવા ઉલ્લાસનાં દર્શન થાય છે. આ બધા કોઇ નિર્બંધ વાતાવરણવાળી ભૂમિમાં જન્મ્યા હોત તો સરસતાનું એમનું દર્શન વધારે અદ્ભુત

પુનર્ઘટનાની સર્જકતાની બે દૃષ્ટિ હોય છે એક અધીરતાથી નવસૌંદર્ય શોધે છે, બે માનવહૃદયને વિશ્વનું કેન્દ્ર માને છે. પુનર્ઘટનાનો કલાસ્વામી ધૃષ્ટ ને આત્મકેન્દ્રીય હોય છે; જૂની પ્રણાલિકાઓ તોડે છે ને નવીના ચીલા પાડે છે. કબીરની માફક 'હાથમેં કુંડા બગલમેં સોટા' લઇ એ ચારે દિશાની જાગીરી પોતાની માની વિહરે છે.

ચંડીદાસ તજણી ધોબણના પ્રેમને વેદમંત્ર માને છે. મીરા 'ગિરધર નાગર'ને પોતાના પ્રણયવોધથી પૂજે છે. તુલસીદાસ 'સીયારામ'ના એકાકાર પાછળ ઘેલો બની, વાલ્મીકિ રામાયણમાં અનેરી ભભકસીથી, જૂની રમણીયતાને નવી બનાવે છે.

જ્યારે રુસોએ આત્મકથનો લખ્યાં, ગટેએ 'સૉરોઝ ઑફ વર્ટર' લખ્યું, બાયરને 'ચાઇલ્ડ હૅરૉલ્ડ' લખ્યું, ત્યારે એ આત્મકેન્દ્રિત સર્જકોએ પોતાનાં આક્રંદોથી અનંતકાળ ગજવ્યો. એમાં ધૃષ્ટતા હતી, આત્મમગ્ન આત્માનો અહંભાવ હતો.

આવાં સર્જનો ઉજળી માફક માનવતાના થરો ઉપરનીચે કરે છે. અને તેમાં રહેલી જીવંતતા ઉત્તેજે છે તથા સરસતાનો નવો ફાલ આણવાની તેમાં શક્તિ દે છે.

(૧૭મા સાહિત્યસંમેલનના અધ્યક્ષપદેથી)

કનૈયાલાલ મુનશી

---

થતાં, સરકારની ભેદનીતિને પરિણામે, તેમણે મુસલમાનો કૉંગ્રેસમાં ખેંચાઇ ન જાય તે માટે પ્રયત્ન કરવા માંડ્યો અને મુસલમાનોનાં મન બીજી દિશાએ વાળવા મુસ્લિમ કેળવણી પરિષદ્ ભરવી શરૂ કરી. ધીમેધીમે આ 'અલીગઢ વિચારસરણી'વાળા લોકો સરકારની ભાગલ નીતિના વધુ ભોગ બનતા ગયા અને અલગ કોમી [illegible] માગણી કરી. આમ, મુસલમાન સમાજમાં [illegible] રાજકીય દૃષ્ટિએ બાદલે પ્રત્યાઘાતી માનસ પેદા થવા લાગ્યું. મૌલાના આઝાદ હિંદમાં આવ્યા ત્યારે આ સ્થિતિ હતી. તેમણે જોયું કે હિંદમાં અત્યારે બે જુદાજુદા પ્રવાહો વહે છે. એક બાજુ સ્વદેશભક્તિની મગરાવાળા આઝાદીપરસ્ત સર્વ કોમના હિંદીઓ હતા, જેઓ સ્વદેશપ્રેમની વેદી પર નિર્ભયરીતે બલિદાન આપી રહ્યા હતા; બીજી તરફ સર્વ પ્રકારની રાજકીય લડતથી અળગા રહેવાનો નિશ્ચય કરી બેઠેલા મુસલમાનો હતા, જેઓ દેશની બીજી બધી કોમોથી અલગ પડી જઇ સરકારના હાથમાં રમી જઈ વફાદારીનાં સૂત્રો પોકારતા હતા. પોતાના સહધર્મીઓને આવો ખેદજનક ભાગ ભજવતા જોઇ તેમણે પોતાની કોમના માનસમાં પરિવર્તન કરવાનો દૃઢ સંકલ્પ કર્યો

પોતાનો આ હેતુ પાર પાડવા માટે તેમણે 'અલ હિલાલ' (બીજનો ચંદ્ર) નામનું સાપ્તાહિક કાઢ્યું. તે વખતે તેમની ઉંમર કેવળ ૨૪ વર્ષની હતી: જોકે એટલી ઉંમરે પણ મુસ્લિમ જગતે તેમને મૌલાના (આપણા આગેવાન) તરીકે તો સ્વીકાર્યા જ હતા. ઈ. ૧૯૧૨-ની ૧લી જૂને જ્યારે 'અલ હિલાલ'નો પ્રથમ અંક પ્રકટ થયો ત્યારે મુસ્લિમ સમાજમાં એવું [illegible] બાકી નથી, અને 'આપણી વિચારસરણીનાં પાયામાં જ કંઇ દોષ નથી ને?' એમ સમસ્ત મુસ્લિમ જગતને તેણે ગંભીરપણે વિચાર કરતું કરી મૂક્યું. મુસલમાનોની રાજદ્વારી પીછેહઠ અને સંકુચિત કોમવાદ સામે મૌલાનાએ શરૂ કરેલી આ જેહાદને લોકો તરફથી સારો એવો જવાબ મળ્યો. ૭ મહિનામાં જ 'અલ હિલાલ'ની નકલ સંખ્યા ૧૧,૦૦૦ પર પહોંચી. જેનું વાર્ષિક લવાજમ રૂા. ૧૨ હતું અને જેના મોટા ભાગના વાચકો મુસ્લિમ હતા તે પત્રનો આ ફેલાવો નાનોસૂનો ન ગણાય. માત્ર રાજદ્વારી બાબતમાં જ નહિ, પણ સામાજિક અને ધાર્મિક બાબતોમાં પણ તેમણે ઘણા ક્રાંતિકારી વિચારો રજૂ કરવા માંડ્યા ઇ. ૧૯૧૩માં અયોધ્યાનાં રમખાણો વેળા 'ગોવધ કરવાનો અમને

આપણા રોજિંદા જીવનમાં વ્યાપી રહેલાં વૈજ્ઞાનિક તત્ત્વોનો પરિચય આપતી લેખમાળા

[૨૨]

# હી  રા

## માનવ-મનને મોહ પમાડતા લોખંડ ને કોલસાના ટુકડા

લેખક - ડૉ. નરસિંહ મૂ. શાહ એમ. એસસી., પીએચ. ડી.

મનુષ્યનો હીરા પ્રત્યેનો મોહ અતિ પ્રાચીન છે. આ મોહ મનુષ્યજાતને કેવી રીતે લાગુ પડ્યો એ એક કોયડો છે.

ખરતા તારા (meteors)ની રચના તપાસતાં માલૂમ પડે છે કે તેમાં અન્ય તત્ત્વોની સાથે લોહ પણ હોય છે. તેની ઉષ્ણતા અતિશય હોય છે. પણ જ્યારે તે ખરે છે ત્યારે ઠંડો પડતો જાય છે, એટલે જમીન પર આવતાં તે લોહના ટુકડા રૂપે મળી આવે છે. મુખ્યત્વે લોહવાળા ઝીણાઝીણા ખરતા તારા આકાશમાંથી જમીન પર સતત પડ્યા જ કરે છે. હીરાની મૂળ ઉત્પત્તિ પરત્વે કેટલાકનું માનવું એવું છે કે હીરો ખરતા તારાની વૃષ્ટિમાં પૃથ્વી પર આવે છે. ટૂંકામાં, હીરો માનવીને મળેલી દૈવી બક્ષિસ છે.

હીરાની ખાણોમાં જ્વાળામુખીય પાઈપો (volanic pipes) તરીકે ઓળખાતા અમુક ખાડા હોય છે. આ ખાડા જંગી ખરતા તારાઓના પૃથ્વીની સપાટી સાથેના અફળાટથી ઉત્પન્ન થયા હોવાનું ...ન કરવામાં આવે છે. તારો જેટલો જંગી તેટલું વધારે મોટું એ ; અને તેટલો એ તારો તેની મૂળ અવસ્થામાં (ખંડિત થયા વિના) નમાં ઊતરી જાય છે. નાના તારા જમીન પર પડતાં ભૂકો થઈ . છે એટલે તેમાંના હીરા જમીનની સપાટી પર બારીક રૂપે રાઈ જાય છે. આ અનુમાન જોકે વિચિત્ર લાગે છે; છતાં પુરાવો છે કે તારામાંથી હીરા ઉત્પન્ન થવાનું અનુમાન સાચું છે.

અમેરિકામાં આરીઝોના પાસે પાંચેક માઈલના વિસ્તારમાં એક ખુલ્લું પહોળું સપાટ ચોગાન આવેલું છે. ખરતા તારામાંથી બનેલા લોહના લગભગ એકાદ હજાર ગઠ્ઠા ત્યાં પથરાયેલા પડ્યા છે. તેનાં વજન એક ઔંસથી અરધા ટન સુધી છે. ભૂસ્તરીય કાળમાં કોઈ પ્રસંગે આ મેદાન ઉપર ખરતા તારાની વૃષ્ટિ થઈ હોવી જોઈએ. એટલે કે આ ગઠ્ઠા ખરતા તારાઓના ટુકડાઓ છે

આ મેદાનની મધ્યમાં એક જંગી ખાડો છે તેનો વ્યાસ પોણા માઈલ જેટલો અને ઊંડાઈ ૬૦૦ ફૂટ આશરે છે! તેનો આકાર જ્વાળામુખી પહાડના જેવો છે. કોઈ વજનદાર લોહનો ટુકડો જમીન પર અફળાઈને પડે અને તે સપાટી નીચે સમાઈ જતાં જેવો ખાડો પડે એવી તરેહનો એ છે. આ લોહના કકડાને તપાસતાં માલૂમ પડ્યું કે લોહ કરતાં યે કઠણ કોઈ વસ્તુ તેમાં રહેલી છે. અને પૂરી તપાસ પછી માલૂમ પડ્યું કે તેમાં અષ્ટકોણી ગોળ કિનારવાળા પારદર્શક કાળા લીસા હીરા આવેલા છે!

આ વિસ્મયકારક શોધ સાચી પુરવાર થઈ છે. ઉપરાંત, કાર્બન સિલિસાઈડ નામના પદાર્થના લીલા ષટ્કોણી સ્ફટિકો પણ તેમાંથી મળી આવ્યા છે. આ પુરવાર કરે છે કે આ લોહ કોઈ સમયે અતિશય ઉષ્ણતાએ હોવું જોઈએ. વખત જતાં ઉષ્ણતા ઓછી થતી ગઈ. વાતાવરણની અસરને લીધે લોહું તો કાટ ખાય છે. પણ અંદર રહેલા હીરા પર કાંઈ અસર થતી નથી. એટલે તેના પર લાંબા સમય સુધી જમીનની સપાટી પર બીજી કોઈ અસર નહિ થવાથી તે પોતાની સ્થિતિમાં પડ્યા રહે છે અથવા તો આસપાસ પથરાઈ જાય છે.

આરીઝોનામાં ખરેલા તાર ને તેમાંથી મળી આવેલા હીરા એ સામાન્ય બનાવ નથી એ તો કુદરતની લીલા હતી. પણ એ સુવિદિત છે કે આપણી પૃથ્વીનાં પડોની રચનામાં અને તારા-સમૂહોની રચનામાં કાંઈ તફાવત નથી સ્પેક્ટ્રોસ્કોપ વડે પૃથક્કરણ કરતાં માલૂમ પડે છે કે તારા અને પૃથ્વીનાં પડના તત્ત્વો સરખાં છે.

લોહને સખ્ત ઉષ્ણતા ને પુષ્કળ દબાણમાં રાખવાથી (જે સ્થિતિ પૃથ્વીની સપાટી નીચે ઊંડાણમાં પ્રવર્તે છે) કોલસો—કાર્બન તેમાં ઓગળી જાય છે અને તે હીરા રૂપે પરિવર્તન પામે છે. અખતરાઓથી પુરવાર થયું છે કે રસાયનશાસ્ત્રે આ રીતે તૈયાર કરેલા હીરાની અને ખાણમાંથી ખોદી કાઢેલા હીરાની ઉત્પત્તિ સરખા પ્રકારની છે.

એ સ્પષ્ટ છે કે જ્યાંથી હીરા જડે છે તે જ જગ્યાએ તે પેદા થયેલ નથી. જમીનમાં પુષ્કળ ઊંડાણમાં અમાપ દબાણથી તેની ઉત્પત્તિ થઈ હોવી જોઈએ. ત્યાંથી સપાટી પર આવતાં કે ખાણમાંથી ખોદી કાઢતાં કેટલાક હીરા ફાટે છે એ પણ અમાપ દબાણનું જ અસ્તિત્વ સૂચવે છે. મોટે ભાગે હીરા અખંડ પાસાદાર સ્ફટિક રૂપે નહિ પણ સ્ફટિક તૂટતાં થયેલા ટુકડા રૂપે મળી આવે છે. અમુક દાખલાઓમાં આ ટુકડાઓ ભેગા કરીને મેળવવાથી આખો સ્ફટિક બને છે.

હીરાની સૌથી વિખ્યાત ખાણો દક્ષિણ આફ્રિકામાં કિમ્બર્લીમાં છે, જ્યાંના હીરા દુનિયાભરમાં જાય છે. સાડા ત્રણ માઈલના વિસ્તારમાં ત્યાં પાંચ ખાણો આવેલી છે. હિંદમાં ગોવળકોંડા ને પન્નાની હીરાની ખાણો જાણીતી છે, પણ આજે તેમની અગત્ય ઘટી ગઈ છે. આજે તો દુનિયાના ૯૬ ટકા હીરા આફ્રિકા પૂરા પાડે છે.

આ ખાણોનાં મુખ અનિયમિત ગોળ કે લંબગોળ હોય છે ને એ સીધી ઊંડી જાય છે. ઊંડાઈ પુષ્કળ હોય છે. જેમ ઊંડાઈ વધતી જાય છે તેમ તેનું વર્તુલ સાંકડું થતું જાય છે. અને એ 'જ્વાળામુખીના ગળા' (volcauic necks)માં હીરા દટાયેલા માલૂમ પડે છે.

૧૯૦૩માં કિમ્બર્લીની ખાણોમાં ૨૬૦૦ ફૂટની ઊંડાઈ સુધી ખોદાણ થયું હતું નીચે બધે ધૂળ, કાદવ ને કચરો હોય છે. ને કાળા શાહી જેવા, અર્ધનગ્ન, પરસેવા નીતરતા મજૂરો કોશ, કોદાળી ને હથોડા લઈને ત્યાં સખ્ત કામ કરી રહ્યા હોય છે.

હીરા જેમ મોટા તેમ તેનું મૂલ્ય વધારે. અને એવા હીરા બહુ અસામાન્ય પણ નથી. પણ એક ઔંસ (૧૫૧·૫ કૅરૅટ)ના હીરા તો કિમ્બર્લીમાં અનેકવાર મળી આવે છે ૧·૩૭ પૌંડ વજનનો (૩૦૨૫ કૅરૅટ) 'કુલિનન' નામે દુનિયાનો મોટામાંમોટો હીરો પણ અહીંથી જ મળ્યો હતો. અને આ તો આખા સ્ફટિકનો એક જ ભાગ છે; બીજો ભાગ હજી મળી આવ્યો નથી. આ હીરો ૧૯૦૫માં મળી આવ્યો હતો. પાસા પડ્યા પહેલાં તેનું વજન દોઢ શેર ઉપર હતું અને બરફના ગોળા જેવો લાગતો હતો (જુઓ સામેના પાને ચિત્રો)

દુનિયાના મોટા સફેદ હીરાઓમાં 'પિટ' અને 'કોહીનૂર' (કોહે-નૂર=પ્રકાશનો પર્વત) સુપ્રસિદ્ધ છે. પિટ જડ્યો ત્યારે એનું વજન ૪૨૨ કૅરૅટ હતું; ને પાસા પડતાં અત્યારે તે ૧૩૬·૨૫ કૅરૅટનો છે. કોહિનૂર મૂળ ૧૮૬ કૅરૅટનો હતો પણ પાસા પાડ્યા બાદ ૧૦૬ કૅરૅટનો રહ્યો. તે ગોવળકોંડાની પેદાશ છે રંગીન હીરામાં હોય



કેટલાક જગપ્રસિદ્ધ હીરા

મથાળે ડાબી બાજુથી : (૧) હિંદની ગોવળકોંડાની ખાણનો કોહીનૂર હીરો—ઇ. ૧૮૬૨માં હતો તે રૂપમાં, ૧૦૬ કેરેટ વજનમાં; (૨) દુનિયાની સૌથી સમૃદ્ધ દક્ષિણ આફ્રિકાની કિમ્બર્લીની હીરાની ખાણમાંથી નીકળેલા થોડા હીરા–પહેલ પાડ્યા વિનાના, જે રૂપે નીકળે છે તે રૂપમાં (૩) દક્ષિણ આફ્રિકામાં ઑરેન્જ ફ્રી સ્ટેટમાં આવેલી જૅગર્સફૉન્ટેઇનની ખાણમાંથી મળેલો જગનામી 'એક્સેલસીઅર' હીરો, જેનું વજન, પહેલ પાડ્યા અગાઉ ૯૭૧ કેરેટ હતું. વચ્ચે: દુનિયાનો મોટામાં મોટો હીરો 'કુલિનન'–એ નીકળ્યો તે સમયના, પહેલ પાડ્યા વિનાના રૂપમાં; ને તેની નીચે, તેને કાપીને તેમાંથી બનાવેલા નવ જુદાજુદા હીરા. નીચે ડાબી બાજુથી: (૧) ૯૬ ૫૯ કેરેટનો 'નાસક' હીરો, જે હાલ અમેરિકામાં છે; (૨) ઑસ્ટ્રિયાના શાહી કુટુંબનો ૧૩૩⅕ કેરેટ વજનનો 'ટસ્કની' અથવા ફ્લૉરેન્ટાઇન હીરો; (૩) યુરોપનો ઇતિહાસપ્રસિદ્ધ ૫૩ કેરેટનો 'સેન્સી' હીરો જે કાર્ડિનલ મઝારીન, ફ્રાન્સનો લૂઇ ૧૪મો, ઇંગ્લંડની રાણી ઇલિઝાબેથ વગેરેને હાથ ફરેલો ૪૪·૫ કેરેટનો વાદળી રંગનો છે

કિમ્બર્લીએ દુનિયાને લગભગ ૧૦ ટન હીરા આપ્યા છે! આની કિંમત લડાઈ પહેલાના બસે ૪૦ કરોડ રૂપિયા થાય અને આટલી બધી દોલત સાચવવા માત્ર પચ્ચીસ ફૂટ ઘાડની પેટી બસ થાય! એટલે જ્યાંથી આ દોલત નીકળે છે ત્યાંના માલિકોને કાયદાના બંધનમાં રહેવું પડે એ બહુ આશ્ચર્યકારક લાગતું નથી

હીરા શણગારમાં વપરાય છે એ તો સૌ જાણે છે. રાજા મહારાજાઓના મુકુટો તે શોભાવે છે ધનાઢ્ય લોકો હીરાના દાગીનાઓ આનંદ માણે છે પણ મનુષ્યની તૃષ્ણા સંતોષવા માટે થતા હીરાના આ સામાન્ય ઉપયોગ ઉપરાંત વિજ્ઞાનના આ યુગમાં હીરા બીજા પણ ઉપયોગમાં આવે છે. હીરો સૌથી કઠણ વસ્તુ છે જેમ સુથારનો રંધો લાકડાનો છોલ કાઢે છે તેમ હીરો કાચ જેવી સખ્ત વસ્તુને પણ છોલી શકે છે એટલે એવી સખ્ત ચીજોને કાપવા માટે હીરાનો ઉપયોગ કરવામાં આવે છે. ટૅન્ટૅલમ (tantalum) નામની ધાતુ તો આ બાબતમાં હીરા કરતાં પણ ચડે છે એ ધાતુના પતરમાં કાણું પાડવા હીરાની સારડી મિનિટના ૫૦૦૦ આંટાથી ત્રણ દિવસ અને રાત સતત ફેરવવામાં આવી, છતાં કાંઈ જ અસર ન થઈ! એમાં હીરાને નુકસાન પહોંચ્યું કે ટૅન્ટૅલમને એ હજી પ્રશ્ન રહ્યો છે!

હિંદમાં હીરા નદીઓની રેત ને કાંપમાં મળી આવે છે, ને તેને પાણી વડે તારવવામાં આવે છે આમ દક્ષિણ આફ્રિકાના હીરા કરતાં હિંદના હીરાની ઉત્પત્તિ જુદી લાગે છે. આ ઉપરાંત બ્રાઝીલ, ગાયના, ન્યૂ સાઉથ વેલ્સ અને આરાકાનમાંથી પણ હીરા નીકળે છે.

હીરાની કિંમત પહેલ પાડ્યા પછી જ અંકાય છે પહેલ પાડવાની પણ એક કળા છે. પહેલ કુશળતાપૂર્વક ન પડી હોય તો હીરાની કિંમત ઘટી જાય છે હીરાની જ ધારવાળી છરી વડે પ્રથમ હીરાની આકૃતિ કાપવામાં આવે છે ને પછી ઘસીઘસીને એના પર પહેલ પાડવામાં આવે છે આ કામ માટેની સરાણે ઉપર હીરાની જ ભૂકી ને તેલ લગાડવામાં આવે છે. કારણ કે તે સિવાય બીજો કોઈ પદાર્થ હીરા પર અસર કરી શકતો નથી. આ કળા માટે ઍન્ટવર્પ (બેલ્જિયમ) બહુ પંકાય છે હોલન્ડની રાજધાની આમ્સ્ટર્ડામમાં પણ આ કામના કુશળ કારીગરો છે. (ચાલુ)

---

**મૌલાના અબુલ કલામ આઝાદ** (અનુ૦ પૃ. ૩૮થી ચાલુ)

મૂકી સરકારનું આ પ્રભાવશાળી પત્ર તરફ ધ્યાન ખેંચ્યું. પાર્લામેન્ટમાં પણ તેના વિષે પ્રશ્નોત્તરો થયા આખર થોડા જ વખતમાં સરકારે 'અલ હિલાલ'ની જામીનગીરી જપ્ત કરીને બીજી ૧૦ હજારની જામીનગીરી માગી આથી મૌલાનાને નછૂટકે એ પત્ર બંધ કરવું પડ્યું પણ તરત તેમણે 'અલ બલાગ' નામનું બીજું પત્ર શરૂ કર્યું તેને પણ 'હિંદ સંરક્ષણ ધારા'ના કુહાડાથી સરકારે કાપી લીધું મૌલાનાની ક્રાંતિકારી વિચારસરણીથી સરકાર એવી તો ચોંકી ગઈ હતી કે દિલ્હી, પંજાબ, યુક્ત પ્રાંતો, મુંબઈ અને મદ્રાસમાં તેમને પ્રવેશ કરવાની મનાઈ કરવામાં આવી, અને ૧૯૧૬ના એપ્રિલની ઉમીએ તો બંગાળ સરકારે પણ તેમને બંગાળ છોડી જવાનો હુકમ કર્યો એ અરસામાં તેમની તબિયત ઠીક નહિ હોવાથી તે હવાફેર માટે રાંચી ગયા, પણ સરકાર તેમનાથી એટલી તો ડરતી હતી કે બંગાળાની ક્રાંતિકારી સંસ્થાઓ સાથે તેમનો સંબંધ છે એમ જણાવી તેમને રાંચીમાં જ નજરકેદ કરવામાં આવ્યા.

એ નજરકેદ દરમ્યાન પણ તેમનું મસ્જિદમાં જવાનું તથા ત્યાં પ્રવચન કરવાનું નિયમિત ચાલતું નજરકેદના એ વખતમાં નવરા ન બેસી રહેતા સાહિત્યની સમૃદ્ધિમાં અમૂલ્ય ફાળો કરતું 'તઝકિરા' નામનું આત્મવૃત્ત પુસ્તક તેમણે લખ્યું તેમાં છે તો જીવનનાં સંસ્મરણો જ; પણ તે એવાં કાવ્યમય તથા અલંકારપૂર્ણ રીતે લખેલાં છે કે ઉર્દૂ સાહિત્યનો તે ઉત્તમ ગ્રંથ ગણાય છે પણ તેમની નમ્રતા એટલી છે કે ૩૦૦ પાનાના એ ગ્રંથમાં પોતાના વિષે તો તેમણે એક જ પ્રકરણમાં પતાવ્યું છે કુરાને શરીફ પર તેમણે જે જગવિખ્યાત ટીકા લખી છે તેનો શરૂનો ભાગ પણ આ નજરકેદ દરમ્યાન જ લખાયેલો. (આવતા અંકે પૂરું)

લેખક • અમૃતલાલ વ. પંડયા ★
ઈન્સ્ટીટ્યૂટ ઑફ આર્કીઓલૉજી • વલ્લભ વિદ્યાનગર • આણંદ



# ગુજરાતનું સર્જન

**હિંદના આજના નકશામાં ગુજરાતનો જેવો ઘાટ છે તેવું તેનું અસ્તિત્વ જ ન હતું. હિંદનો ઘાટ જુદો હતો ને સૌરાષ્ટ્રને સ્થળે તો દરિયો હતો. પૃથ્વીના દોઢ અબજ વર્ષના આયુષ્યમાં ગુજરાતની એ સર્જનક્રિયા કેવી રીતે થઈ અને ગુજરાતનું કલેવર કેવી રીતે તથા શાનું શાનું ઘડાયું તે ભૂ-રચનાની અત્યંત રસમય ક્રિયાની મહત્ત્વની હકીકતો સરળરીતે સમજાવતી ઉપયોગી લેખમાળા**

આપણા દ્વીપકલ્પીય પ્રદેશને હવે સાગરજળના આક્રમણનો ભય રહ્યો નહોતો. હિમાલયને પણ શરમાવે તેવો અરાવલ્લી દ્વીપકલ્પીય હિંદને ત્રાંસો કાપતો ને ગુજરાતની કાયાને આવરતો ગૉંડવાના ખંડ પર દૂર દૂર સુધી પથરાએલો નજરે પડતો હતો. ગુજરાતને આંગણે એના એક ખૂણામાં સાતપુડાની પર્વતમાળ અરાવલ્લીના બાળકની જેમ શોભી રહી હતી. પૂર્વી ઘાટની પર્વતમાળા પણ જરા આઘે આઘે નજરે પડતી હતી. ઉપરથી ધોધમાર વરસાદ પડતો હતો ને તેના પરિણામે નદીઓ વહી ચાલી હતી. અને પછી આપણા આ પ્રદેશ ગૉંડવાનાલૅન્ડને આંગણે પણ જીવનનો જન્મ થયો. [illegible], વનસ્પતિઓ ઊગી નીકળી હશે. પણ અફસોસ, એ જમાનાના [illegible]ોની જે આજે સાક્ષી પૂરત તેવાં બધા ભૂસ્તરીય પ્રમાણો [illegible] ધોવાઈ ધોવાઈને નદીઓમાં ગયાં ને નદીઓએ તેમને [illegible]ના ગર્ભમાં નાખી દીધા. આપણે એટલું જ કહી શકીએ છીએ [illegible]ખો વર્ષ સુધી પાણી ને મોસમની અસરથી અરાવલ્લી વગેરે [illegible]ણા પર્વતો અને આપણા ગૉંડવાનાલૅન્ડની કાયા ઘસાયા કરી, પરિણામે પર્વતોની ઊંચાઈ અને બીજાં પરિમાણો ઘટતા રહ્યાં.

પરંતુ લાખો વર્ષના જમાનાના આ યુગોનો ઇતિહાસ આપણી [illegible]રે આવેલા ટેથીસ સાગરને તળિયે તેના પટોમાં ખડકો અને [illegible]ાસિલોની ભાષામાં લખાતો રહ્યો એ આજે હિમાલયનાં પટોમાં વાંચવા મળે છે. પણ ગુજરાત સાથે એ ઇતિહાસને સંબંધ ન હો[વા]થી આપણે તેની નોંધ લેવી નથી.

હવે વીસેક કરોડ વર્ષ પહેલાંના જમાનામાં આપણે આવીને ઊભા રહીએ છીએ. એક આશ્ચર્યકારક દૃશ્ય નજરે પડે છે. ચારે બાજુ બરફ જ બરફ દેખાય છે. આજના હિમાલયની જેમ શિરતાજ અરાવલ્લી બરફથી છવાઇ ગયો છે. ઉત્તરના દરિયામાંથી સૉલ્ટ રૅન્જ ઉપસી આવેલી છે તે પણ બરફથી ઢંકાએલી છે. આ બરફ કાંઈ આપણા જ પ્રદેશને આવર્યો નહોતો. આખા ગૉંડવાનાલૅન્ડ પર આ એક જ દૃશ્ય નજરે પડતું હતું. જાણે કે ઉત્તર ધ્રુવનો પ્રદેશ ન હોય ! આ હિમયુગના અસ્તિત્વનાં ચિહ્નો ગુજરાતને આંગણે અરાવલ્લીમાં મળાણી ખડક રૂપે મળી આવે છે; સૉલ્ટ રૅન્જમાં પણ છે; ઑસ્ટ્રેલિયામાં એ મોજૂદ છે; દક્ષિણ આફ્રિકામાં યે એનો તોટો નથી, અને દક્ષિણ અમેરિકા એમનાથી બાકાત નથી. એટલે જ જર્મન ભૂસ્તરશાસ્ત્રી વૅગ્નર કહે છે કે હિમયુગ વખતે આ બધા પ્રદેશો પરસ્પર સંધાયલા રહ્યા હોવા જોઈએ, ને દક્ષિણ ધ્રુવ એટલેકે હાલ જ્યાં ઍન્ટાર્કટિક ભૂખંડ આવેલો છે ત્યાં એ પ્રસરેલા રહ્યા હશે.

પણ રખે લેખતા કે જેમાં માનવજાત જન્મી, ઉછરીને મોટી [illegible] એ હિમયુગ

[illegible]વાર હતી. એ તો આજથી માત્ર દસેક લાખ વર્ષ પહેલાં શરૂ થએલો. આ બંને હિમયુગો જુદાજુદા નામથી ઓળખાય છે. પહેલો પર્મિયન હિમયુગ (Permian Ice Age) અને બીજો માનવજાતની હયાતીવાળો પ્લીસ્ટોસીન હિમયુગ (Pliestocene Ice Age) કહેવાય છે.

*ગૉંડવાનાલૅન્ડ આમ જ્યારે ધ્રુવપ્રદેશના જેવો બની રહેલો* તે વખતે હિંદની ઉત્તરે આવેલા સાગરમાં જુદા જ પ્રકારના બનાવો બનવા લાગ્યા. સાગરને તળિયે રુદ્રનાં તાંડવ મંડાયા. તળિયામાં ચીરાડા પડયા ને તેમાંથી અગ્નિ ભભૂકવા લાગ્યો ! એ જ્વાળામુખીમાંથી કાદવનો પ્રલયંકર વરસાદ પડવા લાગ્યો ને તેથી આ સાગરના કેટલાક ભાગો પુરાયા. આ પુરાણથી ગૉંડવાનાલૅન્ડ અને અંગારાલૅન્ડ એકબીજા સાથે થોડાક વિસ્તારમાં સંધાયા. આ બનાવ કાશ્મીરના પ્રદેશમાં બનેલો છે. જ્વાળામુખીઓએ ઓકેલા આ કાદવ(લાવારસ)થી જે ખડકો રચાયા તેનાથી કાશ્મીરના પીરપંજાલ પર્વતની કાયા ઘડાઈ છે. તેથી આ ખડક પંજાલ ટ્રેપ (Panjal trap) કહેવાય છે.

જમાનો જતાં દૃશ્ય પલટાવા લાગ્યું. ગૉંડવાના લૅન્ડ પર પથરાયલી હિમનદીઓ ઓગળવા માંડી. ગુજરાતને આંગણે અરાવલ્લી પરના બરફની સફેદ ચાદર ઊતરી ગઈ. બરફ ઓગળતાં બધે પાણી-પાણી થઇ રહ્યું ને તેનાં મોટાંમોટાં સરોવરો ભરાયાં. હવે જંગલો ઊગી નીકળ્યાં. ખૂબ ગીચ જંગલો ! અને તેની એવી તો પરંપરા લાગી કે એક જંગલ સુકાઈ ને તેના અવશેષો પર બીજું ઊગી નીકળતું. ને વરસાદ તથા નદીઓ એ જંગલોના અવશેષોને સરોવરોમાં 'જળસમાધિ' આપી દેતા. હિંદના મધ્ય અને પૂર્વ ભાગમાં સરોવર ખૂબ મોટાં ને ઊંડાં હતાં ને તેમાં જંગલોના અવશેષો ખડકાયે જતાં હતા. એ જમાનાની દુનિયાનું દૃશ્ય આ નીચે આપ્યું છે.



જંગલો પડીપડીને પૃથ્વીતળમાં દબાતાં જઈ કાળાંતરે તેના કોલસાના થર કેમ બન્યા તે દર્શાવતું દૃશ્ય



ગૉંડવાના યુગમાં બંધાએલા ખડકોના પડો નીચે પ્રમાણે છે:

જમીનના પડો

ગૉંડવાના પડો (ઉપલા): હમીઆ, જબલપુર, રાજમહાલ, કોટા
ગૉંડવાના પડો (વચલા): આલેરી–પારસોરા, મહાદેવ (પચમઢી),
ગોંડવાના પડો (નીચલા): દામુદા, ટાલ્ચીર [પાચેટ

કચ્છનાં પડો: ફ્રગી-આ, કાતરોલ, છારી, પચ્છમ

આ ગૉંડવાના મહાયુગનો અંત એટલે ગૉંડવાના લૅન્ડનો અંત નહિ, પણ તેના પર થતી ખાસ પ્રકારની વનસ્પતિના અસ્તિત્વનાયુગનો અંત ગૉંડવાના લૅન્ડ તો હતુ જેવો ને તેવો હતો.

આ ક્રીટેશિયસ યુગના દરિયાઈ આક્રમણથી પૂર્વ હિંદમાં ગોદાવરી ખીણ, મધ્ય ને પશ્ચિમ હિંદમાં નર્મદાપ્રદેશ, રજપુતાનામાં હાલ જ્યાં થરનું રણ પ્રસરેલું છે તે વિસ્તાર ને ગુજરાતમા સાબરકાંઠો, આટલા પ્રદેશો દરિયામા ગરકાવ થયા. ક્રિટેશિયસ યુગના એ દરિયાઈ આક્રમણથી સમુદ્ર તળિયે ગરક થએલો ગુજરાતનો પ્રદેશનો નકશો બાજુએ આપ્યો છે

નર્મદા

---- હાલના ગુજરાતનો દરિયાકાંઠો નર્મદા
સમુદ્ર નદીમુખવાળો પ્રદેશ

નર્મદાની ખીણ આ પ્રમાણે દસેક કરોડ વર્ષ પૂર્વે અસ્તિત્વમાં આવે છે. ગોદાવરી ખીણ પણ તેટલી જ જૂની ખરી. આ સિવાયની હિંદની બીજી બધી નદીઓ તો મુકાબલે ગઇ કાલની ગણાય. ગંગા, સિંધુ ને બ્રહ્મપુત્રાને તો અસ્તિત્વમાં આવ્યાને માત્ર દોઢેક કરોડ વર્ષો જ થયા છે.

આ પ્રમાણે ગુજરાતને આંગણે નર્મદાનું મુખ આવેલું હતું અને તે ખૂબ મોટા વિસ્તારપર પ્રસરેલું હતું. પાવાગઢ, સંખેડા, છોટાઉદેપુર ને રાજપીપળાના કેટલાક ભાગ પર એનાં પાણી ભરાયાં હતાં સાબરકાંઠામાં કદાચ એક સરોવર હતું આ પાણીની અંદર ગુજરાતને આંગણે જે ખડકો રચાયા તેણે ગુજરાતના પ્રાચીન સ્થાપત્ય અને તેના વિકાસમાં મોટામાં મોટો ભાગ ભજવ્યો છે. હવેના હપતામા એ તેઈશું.

(ચાલુ)

## આંકડા ગત વર્ષોનો તાળો મેળવે છે

| યુદ્ધના ધુરંધરોના નામ: | ચર્ચિલ | હિટલર | રૂઝવેલ્ટ | મુસોલિની | સ્ટેલીન | ટોજો |
|---|---|---|---|---|---|---|
| જન્મનું વર્ષ: | ૧૮૭૪ | ૧૮૮૯ | ૧૮૮૨ | ૧૮૮૩ | ૧૮૭૯ | ૧૮૮૪ |
| ૭-૯-૪૪ના રોજ તેમનું વય: | ૭૦ | ૫૫ | ૬૨ | ૬૧ | ૬૫ | ૬૦ |
| સત્તામાં આવ્યાનું વર્ષ: | ૧૯૪૦ | ૧૯૩૩ | ૧૯૩૩ | ૧૯૨૨ | ૧૯૨૪ | ૧૯૪૧ |
| ૭-૯-૪૪ના રોજ સુધી સત્તા કેટલાં વર્ષ ટકી: | ૪ | ૧૧ | ૧૧ | ૨૨ | ૨૦ | ૩ |
| સરવાળો | ૩૮૮૮ | ૩૮૮૮ | ૩૮૮૮ | ૩૮૮૮ | ૩૮૮૮ | ૩૮૮૮ |

હવે, આ રકમને બેએ ભાગીએ તે વર્ષમા લડાઇનો અંત આવ્યો: ૧૯૪૪. એ ૧૯૪૪ને બે વડે ભાગીએ તો ૯૭૨ આવે; અને ૯૭૨ એટલે ૯મો મહિનો, ૭મી તારીખ અને બે વાગ્યે; (જે વખતે લડાઇનો અંત જાહેર થયો!)

('મૅગેઝીન ડાઇજેસ્ટ'-ઑક્ટોબર '૪૮)

સંકલન: નટવરલાલ કાર્પેન્ટર

બલા જેવી આ પ્રથાને બદલે કોઈ યોગ્ય નવી પદ્ધતિ ન શોધાય ત્યાં સુધી તો, આજે જીવન-સાફલ્યના આધાર રૂપ લેખાતી એ પદ્ધતિમાં વિજય મેળવવાની રીત જાણી લેવી જરૂરી છે.

# પરીક્ષા . . . અને ભણવાની કળા

વાંચવું કેવી રીતે ? . . . ક્યારે વાંચવું ? . . . વાંચતા થાક કેમ લાગે છે ? . . . સ્મરણશક્તિ કેમ કેમ કેળવવી? કવિતા કેમ યાદ રાખવી ? . . . પુનર્વાચન કેમ કરવું ? . . . પ્રશ્નપત્રો કેમ લખવા ? . . . મૌખિક પરીક્ષા વખતે કેમ વર્તવું ? . . . વગેરે સમજાવતો આ લેખ પરીક્ષાઓ નજીક આવે છે ત્યારે ઉપયોગી જણાશે.

લેખક
ડૉ. શિવપ્રસાદ ત્રિવેદી

કેળવણીના પાયા તરીકે સ્વીકારાયેલી પરીક્ષાની કપરી કસોટીમાંથી દરેકને વિદ્યાર્થીજીવનમાં પસાર થવું પડે છે. આ સદીનું લાક્ષણિક ચિહ્ન થઈ પડેલી આ પરીક્ષાની શરૂઆત કંઈ આજકાલની નથી, પણ જૂના યુગની છે. માનવની જંગલી અવસ્થામાં શક્તિની સ્પર્ધામાં થોડા ક્રમે શિકાર પાડનાર માણસ ચાલાક ને વિજયી મનાતો હશે. મહાભારતમાં ઉલ્લેખ છે કે દ્રોણ ગુરુએ પોતાના વિદ્યાર્થીઓની ધનુર્વિદ્યાની પરીક્ષા ઝાડની ડાળીમાં પક્ષી સંતાડી કરી હતી અને તેમાં ફક્ત અર્જુન જ ઉત્તીર્ણ નીવડ્યો હતો.

મૂળમાં તો વિદ્યાર્થીનાં અધ્યયન, નિરીક્ષણ અને ગ્રહણશક્તિનું માપ કાઢવા પરીક્ષા યોજાઈ હશે પણ હાલની પરીક્ષાની પદ્ધતિથી વિદ્યાર્થીની શક્તિનું સાચું માપ નીકળતું નથી. પરીક્ષાની આજની એ પદ્ધતિમાં વિદ્યાર્થીની વિશિષ્ટતા તરફ કશું ધ્યાન અપાતું નથી.

પરીક્ષાના આજના તંત્રથી વિદ્યાર્થી, જ્ઞાનની ઇચ્છા ત્યજીને માત્ર માર્ક મેળવવાનું ધ્યેય રાખી બેસે છે. આથી તેને ખરી માનસિક કેળવણી મળતી નથી. પરીક્ષાના દિવસોમાં વિદ્યાર્થી કલાકોના કલાકો ગોખણપટ્ટી કરી મગજની સપાટી ઉપર તરતી રાખે છે, પણ પરીક્ષા પછી તે સદાને માટે ભુલાઈ જાય છે. પ્રોફેસર આઇન્સ્ટાઇન કહે છે કે 'આજની પરીક્ષાઓમાં વિચારશક્તિ કેળવાતી નથી, પણ સ્મરણશક્તિ જ કેળવાય છે. સ્મરણશક્તિ અને બુદ્ધિને સાથે સંબંધ છે એ ખરું, પણ સ્મરણશક્તિ એ જ બુદ્ધિ નથી.'

પરીક્ષામાં સહેલાઈથી વિજયી થવા વિદ્યાર્થીને પરીક્ષા પૂરતા જ અભ્યાસક્રમના ચોકઠામાં જકડાઈ રહેવું પડે છે; જ્ઞાનની કુંજોમાં વિહરવાનું અને બીજી પ્રવૃત્તિઓમાં જોડાવાનું તેને માટે નિષિદ્ધ બને છે. વળી, પરીક્ષાની તૈયારીઓમાં રાતમધરાત જાગવાના ઉજાગરા અને ચાના ઉકાળા પીને ઊભી શક્તિ આણી, માનસિક પાણીપત ખેલાઈ અથાગ માનસિક તથા શારીરિક પરિશ્રમ પણ ઉઠાવવો પડે છે.

આમ, પરીક્ષા એ બૂરી બલા છે એ વાત તો ખરી; પણ જ્યાં સુધી કેળવણીની પદ્ધતિમાં ફેર ન થાય, અને વિદ્યાર્થીના બુદ્ધિ-માપન માટે કોઈ નવી પદ્ધતિ નક્કી ન થાય, કે ડૉ. બૅવાર્ડની આગાહી મુજબ યંત્રદ્વારા પરીક્ષાઓ ન થાય, ત્યાં સુધી શિથિલ સંકલ્પવાળા વિદ્યાર્થીઓને અભ્યાસરત કરવા પરીક્ષાની જરૂર તો રહેવાની. એટલે જ્યાં સુધી પરીક્ષાનાં પ્રમાણપત્ર પર જ જીવનસાફલ્યનો આધાર છે, ત્યાં સુધી પરીક્ષામાં વિજય સરળતાથી મળે તે જાણવું જરૂરી છે.

પરીક્ષામાં સફળતા મેળવવા માટે વિદ્યાર્થીએ ભણવાની કળા સિદ્ધ કરવી જોઈએ. એ કળાના મુખ્ય મુદ્દા જોઈએ: પહેલું તો ભાષા વિચારનું વાહન ભાષા છે, એટલે સૌપ્રથમ તો વિદ્યાર્થીને અભ્યાસની ભાષા સારીરીતે આવડતી હોવી જોઈએ. શુદ્ધ જોડણી, વ્યાકરણની ભૂલો ને કઢંગી વાક્યરચના અક્ષમ્ય ને દોષપાત્ર લેખાય. શબ્દોના યોગ્ય વપરાશની ખૂબી પણ શીખવી જોઈએ અને વિચારોને સ્પષ્ટ રીતે સમજાવવા માટે લખવાની કળા પણ કેળવવી જોઈએ. આ ઉપરાંત અતિ મહત્ત્વની બાબત સુવાચ્ય લેખનની છે. લખાણની સુઘડતા ને ચોખ્ખાઈનો આદર્શ સૌ કોઈએ પોતાનો કરી લેવો જોઈએ.

બીજો મુદ્દો વાચન: વાચન વિષે તો ઘણું કહી શકાય. વિષયને જાણવા, તેને સમજવા અને યોગ્ય રીતે યાદ રાખવા વાચવું જરૂરી છે. પણ વાચવાનીય કળા છે, ને તે બહુ થોડાએ કેળવી હોય છે. કોઈ પણ વિષય વાચવાની શરૂઆત કરતાં પહેલાં તે વિષય પરત્વે આપણે શું અને કેટલું જાણીએ છીએ, તેનો થોડી મિનિટ સુધી મનમાં વિચાર કરવો. વાચતી વખતે નોંધ લેતાં જવું કે મહત્ત્વની જગ્યાએ નિશાનીઓ કરી લેવી એ ખોટું નથી; પણ ઠેરઠેર એવી લીટીઓ દોરવામાં પણ કશો અર્થ નથી. ખરીરીતે તો કોઈ અજાણ્યા અનુસંધાન કે પૂર્તિ રૂપે લખાણ હોય ત્યાં લીટીઓ દોરી હાંસિયામાં તેની નોંધ કરવી. વાંચતી વખતે જે નોંધો લીધી હોય તે નોંધોમાં પણ તે વિષયના બીજા પુસ્તકો વાંચીને ઉમેરો કરવો જોઈએ અને તેને માહિતીથી સમૃદ્ધ કરવી જોઈએ. આવી નોંધ પુનર્વાચન અને પરીક્ષા વખતે અમૂલ્ય સાધન થઈ પડે છે.

વાચન દરમ્યાન થોડીથોડી વારે થોભીને, જે વંચાઈ ગયું હોય તે યાદ કરી જવાની ટેવ પાડવી. વળી બીજા દિવસે તે વિષય આગળ વાંચતાં પહેલાં પાછલું વાંચેલું અને તેની નોંધ પ્રથમ વાંચી જવાં.

પાઠ્યપુસ્તક ઉપરાંત તે વિષયનાં બીજાં પુસ્તકો વાંચવાં એ અતિ મહત્ત્વનું છે. બીજાં પુસ્તકો વાંચવાથી માહિતી, વસ્તુની રજૂઆત અને સમજૂતી વગેરે દ્વારા આપણો વિષય બહુ સરળ બની જાય છે. પ્રથમ તો, અભ્યાસના વિષયનું સ્વરૂપ જાણી લેવા એકવાર પાઠ્યપુસ્તકો પહેલેથી છેલ્લે સુધી આંખ નીચે કાઢી જવાં અને તેને લગતા બીજાં પુસ્તકો હોય તો તે પણ જોઈ જવાં. આ પછી પાઠ્યપુસ્તકોનું નિયમબદ્ધ અધ્યયન શરૂ કરવું. એ અભ્યાસ દરમ્યાન તેને લગતી માર્ગદર્શિકાઓ કે નોટ્સ અને માસિકો વાંચવા હિતાવહ છે. આથી વિષય સમજવો સહેલો થાય છે અને અગત્યની બાબતો ઉપર ધ્યાન કેન્દ્રિત થાય છે.

વાંચવા માટે ખાસ વખત કયો સારો તેની સલાહ આપવી યોગ્ય નથી. જેનું ધ્યેય સતત વિદ્યાવ્યાસંગનું છે તેને તો બધો સમય અનુકૂળ હોય છે. પણ એમ કહી શકાય કે જ્યારે પ્રેરણા જાગે ત્યારે વાંચવું. વાચવાનો વખત થયો છે માટે ચોપડામાં માથું ઘાલીને બેસવું તેના કરતાં અભ્યાસ કરવાની તીવ્ર ઇચ્છા ઉદ્ભવે ત્યારે વાચવા બેસવું તે ઉત્તમ છે. અને આવે સમયે વાંચવાથી વિષય સહેલાઈથી સમજાય છે અને ઝટ યાદ પણ રહી જાય છે. છતાં મનને ટેવ પાડવા



રગ્બીની શાળાના વિશાળ ભોજનગૃહમાં બધા વિદ્યાર્થીઓ એકસાથે બેસીને જ ભોજન લે છે. કુમારજીવનની વિખ્યાત અંગ્રેજી નવલ 'ટૉમ બ્રાઉન્સ સ્કૂલડેઈઝ'માં આ રગ્બીની શાળાને જ અમર કરી છે. એમાં આ જ ભોજનગૃહનું વર્ણન આવે છે.

### અંગ્રેજ પ્રજાનું ચારિત્ર્ય ઘડનારી ઇંગ્લંડની એક અનોખી શાળાપ્રણાલિ

# 'પબ્લિક સ્કૂલ'

**આ**પણા શોષક શાસકો તરીકે અંગ્રેજો આપણને અકારા હતા, અને એ કારણે આપણે એમને આખરી લડત પણ આપી. પરંતુ એ કાળે પણ પ્રજા તરીકેના એમના અમુક ઉમદા ગુણોની તો ગાંધીજી પણ પ્રશંસા કરતા, અને પ્રજા તરીકેના એમના એ ગુણો તો નિરંતર અનુકરણીય રહેશે. આપણે ઉમદા ગુણો તો ગમે ત્યાંથી ગ્રહણ કરીએ, પછી તે અંગ્રેજના હોય કે રશિયનના, જાપાનના હોય કે જર્મનના. પ્રગતિશીલ પ્રજા સદા સારગ્રાહી હોય છે.

જે ગુણોએ ઇંગ્લંડને જગતની મહાપ્રજામાં સ્થાન અપાવ્યું એ ગુણોને ત્યાંની પ્રજાના હાડમાં ઉતારનાર અમુક લાક્ષણિક પ્રણાલિકાઓ અને સંસ્થાઓ એ દેશમાં છે. તેમાં 'પબ્લિક સ્કૂલ' એક અગત્યનું સ્થાન ધરાવે છે. ઇંગ્લંડની 'પબ્લિક સ્કૂલ' ત્યાંની આગવી ને અનોખી જ સંસ્થા છે, અને તેના વિશિષ્ટપણાને કારણે દુનિયાભરમાં તે આદર અને અનુકરણપાત્ર ગણાય છે. ઉત્તમ નાગરિકોના ઉછેર અને ઘડતરની એ ક્રીડાભૂમિ ગણાય છે. ઇંગ્લંડને તેના શ્રેષ્ઠ મુત્સદ્દીઓ ને રાજપુરુષો, સેનાનીઓ ને સાહિત્યકારો, વ્યાપારવીરો અને સાહસખેડુઓ, સંશોધકો ને કલાસ્વામીઓ જીવનના એકેએક ક્ષેત્રના ઉમદા નરરત્નો આ 'પબ્લિક સ્કૂલો'એ આપ્યા છે. નેપોલિયનની સરદારી નિશ્ચયાત્મક હાર કરનાર 'વૉટર્લૂનું યુદ્ધ ઈટન અને હૅરોના મેદાન પર જિતાયું હતું' એ અંગ્રેજ પ્રજાની છાતી ફુલાવનારા ગૌરવવાક્યની પાછળ એ 'પબ્લિક સ્કૂલ'ની પ્રણાલિ જ ઊભી છે. અંગ્રેજ પ્રજાનું ચારિત્ર્ય ઘડનારાં એ વિદ્યાધામો ઈટન અને હૅરો, વિન્ચેસ્ટર અને રગ્બીના શબ્દોચ્ચાર સાથે જ અંગ્રેજ બચ્ચાનું મોં ગૌરવથી પુલકે છે અને મસ્તક આદરથી નમે છે

# ફોટોગ્રાફી હરીફાઈ

પહેલું ને બીજું ઈનામ મોકૂફ; ત્રીજું ઈનામ: 'સુખિયાં'-રોહિત મહેતા-અમદાવાદ (ડાબી બાજુએ પહેલું ચિત્ર); નોંધપાત્ર 'એકાગ્રતા'-સુમનભાઈ શેઠ મિયાગામ કરજણ (ડાબી બાજુનું બીજું ચિત્ર) 'કુદરતની ગોદમાં'-કુમુદ ચોકસી-(નીચેનું ચિત્ર).

આ વખતે આવેલાં સંખ્યાબંધ ચિત્રો ઉત્સાહનું ચિહ્ન લાગે છે; પણ નવા નિશાળિયાની જેમ ઉત્સાહના આવેગમાં વગર સમજ્યે-વિચાર્યે ગમે તે વિષયનાં ચિત્રો લેવા જતાં મોટા ભાગના નિષ્ફળ નીવડયા છે. સૌ પ્રથમ તો પોતાના કૅમેરા વિષેનું તેમજ તેના વપરાશનું સામાન્ય જ્ઞાન દરેક કૅમેરિસ્ટને હોવું જોઈએ. ત્યાર બાદ, પોતપોતાની રસવૃત્તિ, કલાદૃષ્ટિ ને વિવેકબુદ્ધિના પ્રમાણમાં ચિત્ર નિપજાવી શકાય.

આ વખતે પણ સારા ગુણવાળા ચિત્રને અભાવે પહેલાં બે ઇનામો મોકૂફ રાખવામાં આવ્યા છે. ત્રીજું ઈનામ મેળવનાર ભાઇ રોહિત મહેતાના 'સુખિયાં' ચિત્રમાં આરામ કરતા સાબરના સમૂહનું ચિત્ર સુયોજિત રીતે આવ્યું છે. સૌથી આગળના સાબરનાં શીંગડામાંથી દેખાતુ પાછળનુ સાબર અને તેની પછી પૂઠ ફેરવીને બેઠેલાં બીજાં બે, એમ આખા જૂથની ગોઠવણી સ્વાભાવિક બનવા સાથે પ્રમાણબદ્ધ આવી છે. પણ ચિત્ર ફોકસની ખામીવાળું છે.

ભાઈ સુમન શેઠના મળેલા બધા ચિત્રોમાં હથોટી સરસ જણાય છે. તેમાંથી પસંદ કરેલા આ સાથેના 'એકાગ્રતા' ચિત્રનો વિષય અને ટેકનીક બંને સારાં છે, પણ ચિત્રરચના અને સ્થળની પસંદગી ખામીભરેલી છે. બંને પાત્ર વચ્ચેનું અંતર સહેજ કમી કરીને ચિત્ર હજી વધુ સ્વાભાવિક રીતે લેવાયું હોત તો ઈનામને યોગ્ય બનત. ભાઈ કુમુદ ચોકસીનું ચિત્ર 'કુદરતની ગોદમાં' તેના નામને સાર્થક કરે એવું, પર્વતની ગાળીના મનોરંજક દૃશ્ય વચ્ચે મંદિર-સમૂહ દાખવે છે, પણ ટેકનીક ખામીભરી છે.

શ્રીદામ ભટ્ટ

## હરીફાઇ માટે નિયમો

હરીફાઇ માટેના નિયમો વિષે ઘણા નવા વાચકો પૂછપરછ કરે છે તેથી મુખ્ય નિયમો આ નીચે આપીએ છીએ. વિગતવાર નિયમો માટે ઇચ્છુકોએ તેની પત્રિકા મંગાવી લેવી.

(૧) આ હરીફાઈ ઍમેટર્સ, (શિખાઉ) માટે જ છે; ધંધાર્થી (પ્રોફેશનલ) ફોટોઆર્ટરો તેમાં ભાગ લઇ નહિ શકે. (૨) હરીફાઇના ફોટોગ્રાફો ૩x૪ ઈંચના માપ કરતાં નાના કે ૮x૧૦ ઈંચ કરતાં મોટા માપના હોવા ન જોઇએ. (૩) ફોટોગ્રાફો માઉન્ટ કે પુઠા પર ચોંટેલા [illegible] (૪) દરેક ફોટોગ્રાફની પાછળ વિષયનું નામ તથા પાડનારનું નામ તથા [illegible]

# પ્રાચીન નાટ્યશાસ્ત્ર

# અંગ-ભંગ

તથા તેની અનુષંગી નૃત્યાદિ કળાઓનો પરિચય આપતી લેખમાળા——લેખક——હપતો-૩૦

યોગેન્દ્ર પ્રિયદર્શી

નૃત્યમાં થતા અંગમરોડને 'અંગ ભંગ' કહે છે. આપણે જોઈ ગયા તે વિવિધ કરણો, સ્થાનકો વગેરે શરીર-રચનાઓ (Postures) તથા નૃત્યમાં થતાં વિવિધ ચલનો આ અંગ ભંગ ઉપર રચાય છે. નૃત્યની સુંદરતાનો આધાર અંગ ભંગોની સુંદરતા પર રહેલો હોવાથી નૃત્યમાં અંગ-ભંગનું ખૂબ મહત્ત્વ છે.

પગનાં ચલનો આવડવાથી જ નૃત્ય આવડી ગયાનું ઘણી વખત માની લેવામાં આવે છે; પરંતુ નૃત્ય એ સમસ્ત શરીરની કલા હોવાથી પગ સિવાયનાં બીજા અંગો પણ તેની સાથે જ સંકળાયેલા છે. આથી તેમાં પગની સાથે બીજાં અંગોના ચલનોની અપેક્ષા પણ રહે જ છે.

અન્ય કળાઓની જેમ નૃત્ય પણ સૌંદર્યનો આવિષ્કાર હોવાથી લાવણ્ય એ તેનું મુખ્ય અંગ છે. નૃત્યના ચલનોમાંથી જ્યારે રૂપ કે લાવણ્ય ઝરે છે ત્યારે જ તે રસાસ્વાદ કરાવી શકે છે. અને કળાની કિંમત રસાસ્વાદ કરાવી શકવાની તેની શક્તિ ઉપરથી જ અંકાતી હોવાથી રસાસ્વાદમાં જ તેની ખરી સિદ્ધિ સમાયેલી છે. આ સિદ્ધિનો આધાર અંગ-ભંગ ઉપર રહેલો છે; કારણકે જેમાંથી એ સિદ્ધિ ઉદ્ભવે છે તે રસાનુભવ તથા લાવણ્યનું ખરું મૂળ અંગ-ભંગમાં જ રહેલું છે. એ આમ અંગ-ભંગથી લાવણ્ય, લાવણ્યથી રસાનુભવ, ને રસાનુભવથી સિદ્ધિ ઉદ્ભવે છે. સંસ્કૃતમાં 'સુંદરતા' માટે 'ભંગી' શબ્દ યોજાય છે, તે આ 'ભંગ' પરથી જ યોજાયો હશે એમ લાગે છે, કારણકે નૃત્યની જેમ શિલ્પમાં પણ મોહકતા આણવા માટે આ ભંગો યોજાય છે. આમ, રમણીયતાનો વાહક થએલો આ ભંગ ધીમે-ધીમે સુંદરતાના પર્યાય શબ્દ તરીકે વપરાતો થયો હોય તો નવાઈ નહિ.

નાટ્યશાસ્ત્રમાં અંગ-ભંગોનો ઉલ્લેખ કરેલો નથી, પણ 'માન-સાર'માં તેનું અલ્પ વિવરણ કરેલું છે તે આ પ્રમાણે ચાર પ્રકારના જણાવેલા છે: (૧) અ-ભંગ (૨) સમ ભંગ (૩) ત્રિ-ભંગ. અને (૪) અતિ-ભંગ તેની સમજ આ પ્રમાણે છે:

**અ-ભંગ**—સૌષ્ઠવપૂર્ણ સરળ-સમાન-સ્વાભાવિક ભંગ. કશા મરોડ વગર સૌષ્ઠવપૂર્વક સીધા ઊભા રહેવું તેને અ ભંગ કહે છે. પ્રાચીન શિલ્પમાં વિષ્ણુની મૂર્તિઓમાં આ ભંગ યોજાએલો જોવામાં આવે છે. (જુઓ નીચે ચિત્ર) કેટલાક સહજ ભંગને અ-ભંગ ગણે છે.

**સમ-ભંગ**—સૌંદર્યપૂર્ણ સુપ્રમાણ સહજભંગ: સર્વ અંગના સપ્રમાણ તથા વધુ કે ઓછા નહિ તેવા સમાન ભંગને સમ-ભંગ કહે છે.

**ત્રિ-ભંગ**—મુખ, શરીર તથા પગ, એ ત્રણે અંગોના ત્રણ મરોડ વાળા ભંગને ત્રિ ભંગ કહે છે. તે સ્ત્રી-સહજ હોવાથી ઘણીખરી પ્રાચીન





પ્રાચીન શિલ્પમૂર્તિઓમાં 'અંગ ભંગ'ના ઉદાહરણ: ડાબી બાજુથી (૧) અ ભંગ; (૨) સહજ-ભંગ; (૩) ત્રિ-ભંગ

સ્ત્રી-શિલ્પાકૃતિઓ ત્રિ-ભંગમાં જ જોવા મળે છે.

અતિ-ભંગ—આત્યંતિક એટલે સ્વાભાવિક રૂપે-ભંગ: અતિશયતાવાળા ભંગને અતિ-ભંગ કહે છે. તે તાંડવમાં ચાલતો હોવાથી નટરાજની મૂર્તિઓમાં ચોતરફ જોવામાં આવે છે.

અંગ-સૌષ્ઠવ: અંગ-ભંગના લાવણ્યનો આધાર અંગસૌષ્ઠવ પર રહે છે. અંગોની સપ્રમાણતાને અંગસૌષ્ઠવ કહે છે નૃત્ય, એ શરીરને લગતી કળા હોવાથી શારીરિક સૌષ્ઠવ તેના પાયા રૂપ છે; કારણ કે સૌષ્ઠવમાં જ સૌંદર્ય રહેલું છે. અંગોની સપ્રમાણતા વગર નૃત્યનાં ચલનોમાં આપણું જોઈતું રૂપ અર્પી શકાય નહિ અને તે ઢંગધડા વગરનું કે બેડોળ લાગે. આથી સંગીત માટે જેટલી અનિવાર્યતા સારા કંઠની છે તેટલી જ અનિવાર્યતા નૃત્ય માટે સપ્રમાણ શરીરની છે. તે સિવાય આ વિષયનો શોખ તે પંગુના પ્રવાસ-શોખ જેવો છે. છતાં કહ્યું છે કે પ્રયત્નથી કોઈ પણ વસ્તુ સાધ્ય થઈ શકે છે, અર્થાત્ પ્રયત્ન કે સાધનાથી શરીરસૌષ્ઠવ પણ અમુક અંશે જરૂર સાધી શકાય છે

અંગસૌષ્ઠવ એ તો નૃત્યમાં જરૂરી બાહ્ય સૌંદર્ય થયું. આ ઉપરાંત તેમાં આંતરિક સૌંદર્ય પણ જરૂરી હોય છે. તે સિવાય કળાકાર પોતાનો આવિષ્કાર મનોરમરીતે પ્રગટ કરી શકે નહિ. આ આંતરિક સૌંદર્ય દરેકના હૃદયમાં પડેલું જ હોય છે, પણ તે સુપ્ત દશામાં હોય છે. તે જાગ્રત થઈ ઊઠે તેવી તાલીમ પણ કળાકારને જરૂરી હોય છે. (ચાલુ)



'અતિ-ભંગ'નું ઉદાહરણ: નટરાજની મૂર્તિ



અમેરિકાએ તાજેતરમાં કાઢેલી નવી ટિકિટો તથા તેનું ફર્સ્ટ-ડે કવર (શ્રી હરિલાલ શૅાફના સંગ્રહમાંથી)
લિંકનના ગેટિસબર્ગ-વ્યાખ્યાનની સ્મારક

જગતના બધા દેશો કરતાં અમેરિકા કદાચ સૌથી વધુ 'ફર્સ્ટ-ડે કવર' કાઢે છે. [ફર્સ્ટ-ડે કવર એટલે કોઈ વિશિષ્ટ પ્રસંગના સ્મરણમાં કાઢેલી ટિકિટો જે દિવસે બહાર પડે તે પહેલે જ દિવસે, તે ટિકિટ વાપરીને પોસ્ટ કરવા માટે ખાસ તૈયાર કરવામાં આવતું પાકીટ.] એવું એક તાજું ફર્સ્ટ-ડે કવરગઈ ૧૯મી નવેમ્બરે, લિંકને કરેલા ખ્યાત 'ગેટિસબર્ગના વ્યાખ્યાન'ની ૮૫મી વાર્ષિક જયંતીની સ્મૃતિમાં તેણે કાઢેલું છે તે ઉપર આપ્યું છે. વૉશિંગ્ટનથી ૭૦ માઈલ પર આવેલા એ ગેટિસબર્ગ પાસે ઇ. ૧૮૬૩ની ૧-૩ જુલાઈએ અમેરિકન ઇતિહાસનું સૌથી નિર્ણયાત્મક યુદ્ધ ખેડાયું, જેમાં ગુલામીને નાબૂદ કરવાની ભાવનાથી દક્ષિણ પ્રાંતો સામે લડતા ઉત્તરપ્રાંતીઓએ ગણ્યા વિજય મેળવી એ પાપી પ્રથાની અમેરિકામાંથી જડ કાઢી એ યુદ્ધમાં થએલી ભયંકર ખુવારીને કારણે એ યુદ્ધભૂમિને રાષ્ટ્રીય કબ્રસ્તાન તરીકે અર્પણ કરતાં, મૃતાત્માઓના સ્મરણમાં લિંકને ૧૮૬૩ ની ૧૯મી નવેમ્બરે ત્યાં જે ટૂંકું વક્તવ્ય આપ્યું તે અંગ્રેજી ગદ્ય સાહિત્યમાં રત્નરૂપ ગણાય છે. એ વ્યાખ્યાનના અમર શબ્દો જે એકેએક લોકશાહી માનવીને જિહ્વાગ્રે રમે છે તે, એ પ્રસંગે કાઢેલી ટિકિટ પર, એક બાજુ લિંકનની છબિ અને બીજી બાજુ સ્વાતંત્ર્યની મશાલ વચ્ચેની તકતીમાં આપેલા છે કે: "That Government of the people, by the people and for the people shall not perish from the earth." કવર ઉપર ડાબી બાજુ લિંકનના ચિત્રને પડખે એ વ્યાખ્યાનનો આખો ફકરો અક્ષરશ: કાગળના ઓળિયાની આકૃતિમાં ઉતારેલો છે.



# પચ્ચીસ વર્ષ પહેલાં




## અંક ૨ માહ ૧૯૮૦ (ફેબ્રુ. ૧૯૨૪)

પહેલા જ અંકથી જૂના લોકકથા કાવ્યો આપવાની શરૂઆત જેસલ તોરલની કથાથી કરેલી, તે રીતે આ અંકમાના, ધંધુકાના 'બાબાવાત' માટે આપભોગ આપનાર વીર સુજનના ભવ્ય કરુણ કાવ્યને ચિત્રાંકિત કરતા મુખચિત્રથી અંકનો ઉઘાડ થાય છે 'મિજલસ' પછી જીવન પરિચય, બે વિજ્ઞાનલેખો, એક નાની વાર્તા, ત્રણ કાવ્યો, એ મુખ્ય સામગ્રી છે હાવના 'છેલ્લા પાના'ના બીજા રૂપ 'ચીલો બેઠો' નામે ફકરાઓ ને અને 'આ માસ ઇતિહાસમાં' નામે વિભાગની બીજરૂપ શરૂઆત પણ આ જ અંકથી થઈ હતી

"મોટાં માણસો નાના હતા ત્યારે" એ નામથી એક ગ્રંથ સંપાદિત થઈ શકે એ ઇરાદાથી 'કુમાર'ના આરંભથી જ એક લેખમાળા શરૂ કરવી ધારેલી તેનો આરંભ આ અંકમાં રવીન્દ્રનાથની 'જીવનસ્મૃતિ'માંના કુમારકાળના સ્મરણો આલેખીને કર્યો હતો તેમાંનો મુગ્ધ વયના નિર્દોષ સાહિત્ય જીવનના રસમય હકીકતોભર્યાં ને કાવ્યમય ચિત્રણો છે તેની એક વાનગી તથા ચિત્રનો સ્કેચ



રવિબાબુ ઉ. સોળમે વર્ષે

"મારા મોટા ભાઈના તંત્રીપણા નીચે 'ભારતી' નામે માસિક કાઢવાનો વિચાર જ્યોતિદાદાએ કર્યો હતું તે વેળા સોળ વર્ષનો જ હતો, પણ તંત્રીમંડળમાં સામેલ થઈ ગયો મિથિલ ભાષામાં લખાયેલી જૂની વૈષ્ણવ કવિતાઓ મને બહુ ગમતી હોવાથી એ ઢબના થોડા કાવ્યો લખવાનો મેં પ્રયત્ન કર્યો અક્ષય બાબુ પાસેથી મેં સાંભળ્યું હતું કે અંગ્રેજ બાલકવિ ચૅટર્ટન આ રીતે લખતો અને લોકો એ કાવ્યોને ખરેખરા જૂના માનીને છેતરાયા પણ હતા મને પણ મારા અનુકરણકાવ્યો આવી કોઈ રીતે બહાર પાડવાનું સૂઝ્યું

મારા એક મિત્રને મેં એક વાર કહ્યું કે ભાનુસિંહ નામે એક જૂના વૈષ્ણવ કવિના કેટલાક કાવ્યો આદિ બ્રહ્મસમાજના પુસ્તકાલયમાંથી મળી આવ્યા છે, તેમાંના કેટલાક મેં ઉતારી લીધા છે એમ કહી મેં મારી અનુકરણમાં બનાવેલી થોડી કવિતાઓ વાંચી સંભળાવી એ સાંભળીને એમના મન પર બહુ ઊંડી અસર થઈ પણ પછી મેં મારી નોંધપોથી બતાવીને એમની ખાતરી કરી દીધી કે એ કાવ્યોનો કર્તા તો હું જ હતો! ભાનુસિંહ'માં ભાનુ એટલે રવિ

પણ વધુ અજબ વાત તો એ થઈ કે ભાનુસિંહના એ કાવ્યો 'ભારતી'માં બહાર પડતા હતા ત્યારે ડૉ નિશિકાન્ત ચટ્ટરજી જર્મનીમાં હતા તેમણે બંગાળી ગીતકાવ્યોની અંગ્રેજી ટૂંકા કાવ્યો સાથે સરખામણી કરી એક પુસ્તક લખ્યું તેમાં ભાનુસિંહની કવિતાને એવું સ્થાન દાખવામાં આવ્યું હતું કે હાલના કોઈ કવિથી તેને પહોંચી શકાય નહિ! એ પુસ્તકમાં રજૂ કરેલી નવી વિચારપદ્ધતિ માટે તેમને ડૉક્ટરની પદવી મળી!

'ભારતી'નું બીજું વર્ષ શરૂ થયું ત્યારે હું મારા ભાઈ જોડે અમદાવાદ ગયો ત્યાં મારા ભાઈ જડજ નીમાયા હતા અમદાવાદમાં જડજોને રહેવાનો બંગલો શાહીબાગમાં છે તે અસલ બાદશાહોને રહેવાનું સ્થળ હતું તે ને વિશાળ અગાસીની ભીંતની તળેટીમાં સાબરમતીનું પાતળું વહેણ રેતીના કિનારાની એક જ બાજુએ વહેતું મારા ભાઈ રોજ કચેરીમાં જતા, એટલે ઘરમાં હું એકલો રહેતો ત્યાં બપોરની શાન્તિ કબૂતરના કૂજનથી ભગ્ન થતી તે વિશાળ ઘરના ખાલી ઓરડાઓમાં કોઈ વિલક્ષણ પ્રકારનું કુતૂહલ મારા મનમાં રમ્યા કરતું એક મોટા ઓરડામાં એક ગોખલો હતો, તેમાં અંગ્રેજ કવિ ટેનિસનના કાવ્યોની મોટા અક્ષરે છાપેલી સચિત્ર આવૃત્તિ હતી વિશાળ શાહીબાગના જેવું તે પુસ્તક પણ મૂગું હતું અને હું પણ વગરવાંચ્યે તેનાં ચિત્રો જોયા કરવામાં વખત ગાળતો તે વાચન કબૂતરનું કૂજન હોય એવું જણાતું તે બંગલાના મેડા ઉપર મારી એકાંત ઓરડી હતી, અને ત્યાં મારી સોબતીઓ માત્ર મધમાખો જ હતી રાતના સતત અંધારામાં પણ હું ત્યાં જ સૂઈ રહેતો વળી વિશાળ ચાંદનીમાં અગાશીમાં ફેરા મારવા એ પણ મારા મનનો એક વિચિત્ર શોખ હતો એ પ્રમાણે ફેરા ફરતાં ફરતાં સાબરમતી તરફ જોઈને મારા કાવ્યો માટેના રાગ મેં પસંદ કર્યાં હતા

સામાજિક જાગૃતિના એ કાળમાં ગામેગામ નીકળતા સ્વયંસેવક મંડળોનો ઉલ્લેખ કરીને સાચા સ્વયંસેવકનું એ અંકની મિજલસમાં જે નિદર્શન કર્યું છે તે આજ પણ એટલું જ ઉપયોગી છે ' 'સેવા જ કરવાની ઉલટ—તીવ્ર ઈચ્છા, એ સ્વયંસેવકનું મુખ્ય લક્ષણ પણ સ્વયંસેવકે તો વધુ ગુણ કેળવવાની જરૂર છે પથ્થરના જેવી દ્રઢતા, અસીમ પુરુષાર્થ, ગમે તેવું ભારે કામ જોઈને પણ હિંમત નહિ હારવાની અડગતા, મૂંગે મોઢે શાન્તિથી કામ ખેંચ્યે જવાનો ખંત અને ક્યારે પાછા પગ ન કરવા જેટલી નીડરતા. પણ આ બધાથી યે ભારે અગત્યના ગુણ તે તો વિનય અને નમ્રતા સેવા કરનારે ખોટી શરમ તો મૂકવી જ જોઈએ સ્વયંસેવક એટલે હલકામાં હલકું કામ પણ કરી શકે તેવો મજૂર કોઈની પણ સરસાઈ કે બરોબરીનો વિચાર સરખો સ્વયંસેવકના મનમાં ન આવે '

ઉચિત શોભનચિત્ર સાથે આ મર્મબોધક મુક્તક એમાં આવેલું

આથમતો રવિ પૂછે 'મારું કાર્ય હવે કરશે તે કોણ?
સુણી જગત સૌ રહ્યું સ્તબ્ધ ત્યાં ચિત્ર સમાન બનીને મૌન,
મૃત્તિકા-દીપ હતો ટમટમતો, કહે વિનયથી જોડી હાથ
'મુજ શિખાએ, કાર્ય બજાવીશ યથાશક્તિ એ હું દિનનાથ'

પણ સૌથી આગળપડતો લેખ તો, જેના પરથી પહેલાં જ અંકથી 'કુમારે' તેનો 'માધુકરી' વિભાગ શરૂ કર્યો તે, મહારાષ્ટ્રની 'માધુકરી'ની પ્રથા વિષેનો હતો. એ ટૂંકાવીને આ નીચે ઉતાર્યો છે:

## માધુકરી

મહારાષ્ટ્રમાં એક અદ્ભુત સાર્વત્રિક સંસ્થા છે. ગરીબ વિદ્યાર્થીઓને ભણવાની સગવડ માટે એ પ્રથા ત્યાં જૂના કાળથી ચાલતી આવેલી છે. આ સુંદર પ્રથાનો લાભ ફક્ત બ્રાહ્મણ છોકરાઓ જ લઈ શકે છે એટલી તેમાં ખામી છે. પણ 'માધુકરી' એટલે શું?

એક ગામડાનો છોકરો દસ વરસનો થયો. એના મનમાં થયું કે ભણીએ તો જ આપણો ઉદ્ધાર થાય. શહેરમાં જઈ બેચાર ઘરમાં રહેવા માટે તપાસ કરી. મફત જગ્યા તો મળી નહિ. છોકરો સીધો ગયો મંદિરમાં, અને ત્યાં પોતાની પથારી પાથરી. બીજે દિવસે સવારે નહાઈધોઈ તિલક કરી નિશાળમાં શાસ્ત્રી પાસે ગયો...

ભણવાનું નક્કી કરીને દસ વાગ્યે છોકરો ગુરુજી પાસેથી આવ્યો. હાથપગ ધોઈ પીતામ્બર પહેરીને હાથમાં ઝોળી પકડીને બહાર નીકળ્યો. બે હાથ ચોરસ લુગડાના બબ્બે છેડાની ગાંઠ વાળેલી અને વચ્ચે થાળી મૂકેલી ઝોળી એક હાથમાં અને બીજા હાથમાં અંદરથી કલાઈ કરેલો એક લોટો. (આ લોટાને મહારાષ્ટ્રમાં તપેલી કહે છે.) આટલું સાહિત્ય લઈને પોળમાં એક બારણા આગળ ઊભા રહીને તેણે સ્પષ્ટ ને શુદ્ધ અવાજથી પુકાર કર્યો: 'ૐ भवति भिक्षां देहि'. તરત જ મોટું પીતામ્બર પહેરેલી એક સ્ત્રી બહાર આવી અને પૂછ્યું, 'અરે છોકરા! તું કોઈક નવો લાગે છે. તું ક્યાંથી આવ્યો? અને કોને ત્યાં ભણે છે?' પ્રશ્નોમાં તિરસ્કાર બીલકુલ નહિ; અને સહાનુભૂતિ પણ નહિ તે તો છોકરાએ મેળવવી જોઈએ. છોકરાએ ટૂંકામાં પણ નિખાલસ જવાબ આપ્યા, એટલે કાકુ અંદર ગઈ અને મૂઠીભર ભાત, રોટલાનો એક નાનો કટકો અને એકબે કડછી ખાટી દાળ છોકરાને આપી. રોટલા ઉપર ઘીના એકબે ટીપાં તો હોય જ.

તમે કહેશો કે કેટલી કંજુસાઈ! હા, કંજુસાઈ તો ખરી; પણ આવા પાંચદસ છોકરાઓ રોજ માધુકરી માટે તો આવે જ, અને ઘરની કાકુ બધાને થોડુંથોડું આપે. આટલું લીધું અને ગયો છોકરો બીજાને ત્યાં. ત્યાં પણ એવા જ સવાલ અને જવાબ. ત્યાંથી પણ એને એટલું જ મળ્યું. ખાટી દાળને બદલે અહીં શાક હતું. ત્રીજે ઘેર ગયો. ત્યાંની કાકુએ કહ્યું, 'હજી રસોઈ તૈયાર થઈ નથી પણ જો જોઈતો હોય તો થોડો ગોળ આપું.' છોકરો પાંચ ઘર ફર્યો એટલે તેને બે ટંક પૂરતું ખાવાનું મળી ગયું. ઉતારે આવીને જે મળ્યું હતું એમાંથી કેટલાક રોટલાના કટકા, ગોળ અને શાક તેણે સાંજને માટે કેળના પાંદડા ઉપર જુદા રાખી દીધા. બાકીનું ખાઈ, થાળી ઝટકી, એ જ થાળીમાં સાંજનું ખાવાનું મૂકી ઝોળી ખીંટી પર ટાંગી દીધી. ફરી બપોરે ભણવા ગયો ત્યાં કેટલાક છોકરાઓ સાથે દોસ્તી કરી.

મહારાષ્ટ્રમાં આવી માધુકરી માગી ખાવું અપમાનભરેલું મનાતું નથી. ગરીબાઈ એ કાંઈ પાપ નથી; આળસ પાપ છે. છોકરો કોઈ એક ઘર ઉપર આધાર રાખતો નથી, કેમકે તેથી એને પરતંત્ર થવું પડે અને ઘણો વખત પણ ગુમાવવો પડે. જમવાનો, ભણવાનો, નિશાળે જવાનો વખત ત્યાં ન સચવાય માટે જ એ પાંચદસ ઘર ફરે. જાતજાતનું ખાવાનું એને મળે છે, બધા લોકો સાથે એને ઓળખાણ થાય છે, અને સૌથી વિશેષ તો એ કે જેટલાને ત્યાંથી એ ખાવાનું લઈ આવે છે તેટલાની એના પર દેખરેખ રહે છે. આ બધા લોકોની માયા મેળવવી કે મળતી માધુકરી ગુમાવવી એ એના ચારિત્ર ને હથિયાર પર છે. છોકરો માંદો પડે તો એમાંથી કોઈ ને કોઈ તેની સારવાર કરે જ. પણ માધુકરી માગતો છોકરો માંદો પડે જ શાનો?

ત્રીજે દિવસે રજા હતી. છોકરો નવા કરેલા મિત્રોને ત્યાં ગયો, ત્યાં તેને જોઈતી જૂની ચોપડીઓ ~~મળી ગઈ~~. છોકરાનું ભણતર ઠીક ચાલ્યું પણ એને વ્યાકરણ કંઈ ઠીક આવડે નહિ. હવે શું કરવું? પેલો દેશપાંડેનો ગણપત હોશિયાર છે. એ રોજ અરધો કલાક આપશે તો બે મહિનામાં હું તૈયાર થઈ જઈશ. છોકરો ગયો ગણપતને ત્યાં, અને કહે, 'ગણપત, હું તારે ત્યાં રોજ દેવપૂજાને માટે ફૂલ અને તુલસી આણી આપીશ. મને તું વ્યાકરણ ભણાવીશ?' ગણપતે કહ્યું, 'ખુશીથી.'

બે મહીનામાં છોકરો વ્યાકરણમાં હોશિયાર થયો. એક દિવસ ગણપતના દાદાએ છોકરાને પૂછ્યું, 'તને દેવપૂજા આવડે છે?' તેણે કહ્યું, 'ના જી; હું તો ફક્ત સંધ્યા ને રામરક્ષા ભણ્યો છું.' ડોસાએ કહ્યું, 'ત્યારે અમારા ગણપતને પુરુષસૂક્ત ભણવવા રામભટ શાસ્ત્રી આવે છે એની પાસે તું પણ આવીને ભણજે.' ડોસો મનમાં વિચારવા લાગ્યો: છોકરો હોશિયાર લાગે છે. બે મહીનામાં વ્યાકરણ શીખી ગયો. ગણપત સાથે વેદ ભણશે તો ગણપત પણ ખંતથી અભ્યાસ કરશે.

ધીમે ધીમે છોકરાનું શરીર, એનું ભણતર, એનું ચારિત્ર્ય અને કીર્તિ વધતાં ગયાં. એના ચારિત્ર્ય ને હોશિયારી જોઈ ગણપતના દાદાએ કહ્યું, 'તું મંદિરમાં રહે છે એના કરતાં અમારે ત્યાં આવીને રહે, જમ અને રોજ સવારસાંજ પૂજા કર.' છોકરો કહે તમારે ત્યાં જમવાનું બહુ મોડું થાય છે, માટે હું તો માધુકરી માગીને જ ખાઈશ. તમારે ત્યાં હું દેવપૂજા કરીશ. તેને બદલે તમે મને પહેરવાનાં કપડાં અને લાયબ્રેરીના ચાર આના આપશો તો ઠીક થશે.'

ઘણાં વરસ આવી રીતે વીતી ગયાં. હવે છોકરો શહેરના એક જ છોકરાને ગણિત ભણાવે છે. તેમાંથી એને દસબાર રૂપિયા મળે છે. છતાં એણે માધુકરી તો છોડી જ નહિ. માધુકરી તો અન્નપૂર્ણા દેવી છે. છસાત વરસ પછી તે છોકરો ગણપત સાથે કૉલેજમાં ગયો. ત્યાંની રેસિડેન્સી (છાત્રાલય)માં સાત ક્લબ છે. ત્યાં પણ ગણપતની ઓળખાણને લીધે બધી ક્લબમાં એને 'વાર' મળ્યા. 'વાર' એટલે અઠવાડિયામાં એક એક ક્લબમાં એક એક દિવસ મફત જમવાની છૂટ. આ રીતે દરેક ક્લબમાં મહીનામાં તે ચાર દિવસ મફત જમે છે. તેથી તે હવે કોઈ ખાસ વ્યક્તિનો ઓશિયાળો નથી. વાદવિવાદની સભામાં તે આગળપડતો ભાગ લે છે, પ્રતિસ્પર્ધીઓનો તે સખત વિરોધ કરે છે અને પોતાના મત વિષે અભિમાન ધરાવે છે. છોકરાઓને ભણાવીને મેળવેલા પૈસાથી એણે પ્રથમ સત્રની ફી આપી. સત્રાંત પરીક્ષામાં એનો નંબર ત્રીજો આવવાથી એને છાત્રવૃત્તિ (સ્કૉલરશિપ) મળી. ધીમે ધીમે તે પ્રખ્યાત વિદ્વાન બની ગયો. આજે એને સારો પગાર મળે છે. એને ત્યાં ત્રણ વિદ્યાર્થીઓ રહે છે અને દસ વિદ્યાર્થીઓને રોજ માધુકરી મળે છે.

મારા એક વિદ્યાગુરુ આ જ રીતે ભણેલા, ને ત્યાં જ અમારી હાઈસ્કૂલના હેડમાસ્તર થયા. જે તપેલીમાં તેઓ માધુકરીની ખાટી દાળ લેતા તેમાં રૂપિયા ભરીભરીને તેમણે દાન આપ્યાં! ઘરમાં તે બહુ જ કંજુસાઈથી રહેતા એટલા માટે પડોશીઓ તેમની નિંદા કરતા. પણ જ્યારે તેઓ ગુજરી ગયા ત્યારે તેમણે પોતાની જિંદગીની કમાણી પોણો લાખ રૂપિયા શિક્ષણના કાર્યને માટે દેશને આપી દીધા! શ્રદ્ધાપૂર્વક હું તેમને પ્રણામ કરું છું.

કાકા કાલેલકર

લેખક

કેશવરામ કાશીરામ શાસ્ત્રી

# રાષ્ટ્રભાષા ટાઈપરાઈટરોમાં

હિંદની સાર્વભૌમ લોકસભાએ 'હિંદુસ્તાની શીઘ્રલિપિ' અને 'સર્વમાન્ય હિંદી ટાઇપ-રાઈટર પદ્ધતિ' માટે એક ખાસ સમિતિ નીમી છે તેણે તદ્વિદો પાસે આ વિષયમાં અભિપ્રાય માગ્યા છે એમાં મેં 'ટાઈપરાઇટર પદ્ધતિ' વિશે સૂચનાઓ મોકલી છે. દસબાર વર્ષ ઉપરથી એ વિશે ચર્ચા કરેલી, પરંતુ પરદેશી ધૂંસરી નીચે આવા વિષયોને મહત્ત્વનું સ્થાન મળ્યું નહોતું આજે દેશની સાર્વભૌમ લોકસભાએ જ એ પ્રશ્ન ઉપાડી લીધો છે એ ગૌરવની વાત છે.

મુદ્રાક્ષરશાસ્ત્ર (છાપવાનાં બીબાંના શાસ્ત્ર—typography)ની દૃષ્ટિએ જોતાં આપણી ભાષાની લિપિઓમાં છાપકામ માટે લગભગ ૬૦૦ જેટલાં બીબાંની જરૂર પડે છે! કેમકે મુદ્રણસૌંદર્ય લાવવાની દૃષ્ટિથી પ્રેરાઈને આ દિશામાં બીબાંની સંખ્યા વધતી જ રહી છે પણ અક્ષરરચનાની દૃષ્ટિએ એ સંખ્યાવધારો બહુ અનુકૂળ નથી. એ બધાં માટે અક્ષરોના ખાનાંઘરોમાં ખાનાં ખૂબ વધતાં જ ગયાં છે જ્યારે અંગ્રેજી અક્ષરો માત્ર ૨૬ હોવાથી તેમાં પુષ્કળ લાઘવ અનુભવાય છે,—તેમાં કૅપિટલ ને ચાલુ એવી નાનીમોટી બે માળા હોવા છતાં. એથી અંગ્રેજી બીબાં ગોઠવવાનું ખૂબ સરળ છે, જ્યારે નાગરી (મરાઠી-હિંદી) તથા ગુજરાતી અક્ષરો ગોઠવવામાં આ સરલતા નથી. અંગ્રેજી બીબાંમાં અક્ષરમેળણી (typesetting) માત્ર એક જ માળની છે, જ્યારે આપણી આ લિપિઓમાં (અખંડદેહી અક્ષર-બીબાં બનાવ્યાં છતાંય) લગભગ ત્રણ માળની અક્ષરમેળણી કરવી પડે છે: એક, મુખ્ય અક્ષરનો માળ વચ્ચે; તેના ઉપર માત્રા, મીંડું, રેફ વગેરેનો બીજો; અને ત્રીજો તેની નીચે વરડુ, ઋકાર વગેરેનો. મુદ્રણમાં જ આ સ્થિતિ છે, તો ટાઇપરાઇટરની ચાવીઓની સંખ્યા તો ખૂબ મર્યાદિતમાં જ હોય છે; એથી તેમાં આ ત્રણ માળની અક્ષરમેળણી ખૂબ મૂંઝવી રહી છે અને ભલે તેની સરળતા લાવવાનો પ્રયત્ન છતાં એવી સ્થિતિને હજી સુધી ટાળી શકાઈ નથી. આ મૂંઝવણમાંથી ઉગારવાનો પ્રયત્ન આજના ઝડપી સમયમાં જરૂરી બન્યો છે.

આપણી લોકસભાએ સમગ્ર હિંદી સંઘના અનેક પ્રાંતોમાં લિપિની દૃષ્ટિએ એકવાક્યતા જળવાય એ માટે નાગરી-હિંદી અક્ષરન્યાસ પસંદ કર્યો છે આ લિપિની રચના એવા પ્રકારની કરવી જરૂરી માની જણાય છે કે ભ્રાંતિ વિના પ્રત્યેક સંકેત તેનો તે જ છે એવી રીતે બધા પ્રાંતવાસીઓ સરળતાથી વાંચી શકે. ટાઇપિસ્ટ લોકો જેટલી સરળતાથી અત્યારે ટાઇપ કરે છે તેનાથી વિશેષ ઝડપથી અને સરળતાથી સંસ્કૃત સહિત એ બધી પ્રાંતીય ભાષાઓ ટાઈપ કરી શકે એ પણ ઇષ્ટ માનવામાં આવ્યું છે. એ માટે હાલના રોમન ટાઈપરાઇટરોનો જ ઉપયોગ થઈ શકે એ રીતે વિભિન્ન સંકેત એમાં બધા જ આવી જાય એવું પણ ઇચ્છવામાં આવ્યું છે. આ દૃષ્ટિ પ્રધાન રાખી આ એક પ્રયત્ન કરવામાં આવ્યો છે.

હાલ આપણે ત્યાં અન્ડરવુડ ને રેમિંગ્ટન એ બે ટાઇપરાઈટર વપરાય છે. નાગરી ગુજરાતી માટે અંડરવૂડ ને રેમિંગ્ટનનાં યંત્ર આજે મળે પણ છે આ યંત્ર સામાન્યરીતે ૪૨ ચાવીઓનાં હોય છે. રેમિંગ્ટન ટાઈપરાઈટર ૪૪ ચાવીઓનાં—ખાસ કરી રોમન અક્ષરો માટે—પ્રચલિત છે. આ ૪૪ ચાવીઓનો ઉપયોગ નાગરી તેમજ ગુજરાતી અક્ષરો માટે કરી શકાય એ રીતે અહીં વિચારણા રજૂ કરી છે

નીચેનું ચિત્ર જોવાથી ૮૮ જુદાજુદા સંકેત ૪૪ ચાવીઓમાં કયા અને કેવી રીતે વહેંચ્યા છે તેનો ખ્યાલ આવશે.



આ પ્રકારની આયોજના કરવામાં હાલની પદ્ધતિમાં કેટલોક ફેરફાર અનિવાર્ય બને છે એ નીચે પ્રમાણે છે:

(૧) બધાં જ સ્વરચિહ્ન વર્ણની જમણી બાજુએ આવી રહે છે અત્યાર સુધીની પદ્ધતિ પ્રમાણે હ્રસ્વ ઇ જતુ ('ઇ'ની માત્રા) ડાબી બાજુ આવતી હતી તેને પણ નવો આકાર આપી જમણી બાજુ રાખી છે હ્રસ્વ ને દીર્ઘ વરડુ ('ુ ૂ'ની માત્રા) વર્ણની નીચે આવતી હતી તે પણ જમણી બાજુ જ, નીચલા અર્ધ ભાગમાં જરા સ્થાન બદલ્યે ઇષ્ટ માની છે. એ-ઐ-ઓ-ઔની ઉપલી માત્રા પણ ઉપરને બદલે જમણી બાજુ જ રાખી છે. માત્ર અનુસ્વાર-ચિહ્ન ઉપર આવશે, જે પ્રથમ નાખી, પછી તેની નીચે વર્ણ પાડવામાં આવશે. જુઓ નીચે:

अ आ अ७ आ७ अ९ अ१ अट अ' अ" आ' आ" अं अ:

क का क७ का७ क९ क१ कट क' क" का' का" कं क:

'ક્ષ'ની સ્વતંત્ર બારાખડી જ સરળતાથી ખાતર કરી નાંખી છે. એ રીતે ग તેમજ फ વગેરેની બારાખડી પાછળ મુજબ થશે.

(૨) જોડાક્ષરોના વિષયમાં શોભાની દૃષ્ટિએ આપણે ત્યાં ઘણા સ્વતંત્ર સંયુક્ત વ્યંજનો યોજવામાં આવ્યા છે. એ મનમોહક તો છે જ, પણ એને લીધે સંખ્યાબંધ સ્વતંત્ર બીબાં વધી પડ્યાં છે. આ વસ્તુ ટાઇપ-રાઇટરોમાં કેમ રીતે પોસાતી નથી. એથી અહીં જોડાક્ષરો રચવા માટે એવી યોજના કરી છે કે કાનાવાળા અક્ષરોનો કાનો કાઢી નાખી બાકી રહેલા અરધા ઘાટની બાજૂમાં તે પછીનો પૂર્ણ વ્યંજન મૂકવો. આમાં क फ ના જમણી બાજુના વળાંક કાપી પ્રચલિત રીત કાયમ રાખી છે. જે વર્ણોને પોતામાં કાના જેવું કશું નથી તેઓની નીચે હલ્-ચિહ્ન (ખોડાનું ચિહ્ન) મૂકવું ઇષ્ટ માન્યું છે ટાઇપ પાડતી વખતે પ્રથમ એ હલ્-ચિહ્ન પાડી, તેની ઉપર અક્ષર પાડી લેવાનો છે.

(૩) ચાલુ દેવનાગરી (મરાઠી-હિંદી) અક્ષરોમાંના થોડાના આકારોમાં પણ ફેરફાર જરૂરી માન્યો છે. આ યોજના સમગ્ર હિંદને માટે હોઈ બીજી બીજી પ્રાંતીય લિપિઓના મળતા આકારના જેવા વર્ણોની ભ્રાંતિ ટાળી નાખવા આમ કરવું વાજબી ગણ્યું છે: એ રીતે

(૧) હિંદીના પાંખડિયા 'अ'ને સ્થાને મરાઠી ઘાટનો 'अ' સ્વીકારવામાં આવ્યો છે.

(૨) रव થી જુદો પાડવા 'ख'નો આકાર ગુજરાતી 'ખ'ને મળતો કર્યો છે; પણ 'ज'ની સાથે તે એકરૂપ થવા ન જાય એ માટે એના ઉપલા ડાબા પાંખડામાં મીંડું વાળી લીધું છે.

(૩) क તથા फ ને જમણે ભાગે વળાંક નીચે સીધો લીધો છે.

(૪) झ મરાઠી સ્વીકારવામાં આવ્યો છે.

(૫) ण હિંદી મરોડનો પણ જરા ટૂંકો કરી લીધો છે.

(૬) ध અને घમાં સ્પષ્ટ તફાવત રહે એ માટે 'ध'ના પાંખડામાં મીંડું વાળવામાં આવ્યું છે.

(૭) भ મરાઠી યોગ્ય માન્યો છે, પણ मની સાથે સ્પષ્ટ તફાવત રાખવા ઉપલા પાંખડામાં મીંડું કરી લેવામાં આવ્યું છે.

(૮) નાગરી કે હિંદી लમાં થતી ગુજરાતી 'લ'ની ભ્રાંતિ ટાળવા જૈન દેવનાગરીનો 'ल' ઇષ્ટ માન્યો છે.

(૯) रमां 'र'ની ભ્રાંતિ હોઈ 'श' મરોડ યોગ્ય ગણ્યો છે.

(૧૦) હિંદી ભાષામાં નુકતાવાળા અક્ષરોની વારંવાર જરૂર પડે છે, તેમ ભાષાશાસ્ત્રીય ગ્રંથોમાં જુદાંજુદાં ઉચ્ચારણ સ્પષ્ટ બતાવવા પણ નુકતાની (ટપકાંની) જરૂર પડે છે. આ નુકતો ખાસ યોજ્યો છે. પહેલા નંબરની ચાવીમાં હલ-ચિહ્નને મથાળે 'નુકતો' છે.

(૧૧) ક્રૉસ નવો જ યોજ્યો છે કે જેથી એક જ આકાર બંને બાજૂ મૂકી શકાય.

સ્વર ચિહ્નો, વિરામ-ચિહ્નો વગેરેની ચાવીઓને યંત્રમાં અક્ષરોની ચાવીઓ કરતાં અર્ધી 'ખસક'ની યોજની પડશે, જેથી ખાંચા વધતા ન લાગે. વળી નુકતા તથા હલ્-ચિહ્ન અને અનુસ્વાર ચિહ્નની ચાવીઓ સ્થિર પ્રકારની કરવી પડશે, જેથી તેની પછીનો વર્ણ પાછળથી ન પડતાં એ જ સ્થાને પડી શકે. આ સિવાય, ઉપરની આયોજનામાં બધી ચાવીઓ એકેકાનુસારી જ રહેશે.

રાષ્ટ્રલિપિની આ યોજનાને અનુસરી ગુજરાતી અક્ષરોનાં પણ રૂપ બદલીને ચાલુ ટાઈપરાઈટરોમાંની બેડોળ યોજનાને બદલે નવી યોજના વિચારવી સુકર બની છે. તેનો નકામો વિસ્તાર ન કરતાં અહીં એ આયોજના જ નીચે આપી છે. પ્રકાર બધો જ ઉપર આવી જાય છે તેવો જ છે:



ગુજરાતી ટાઈપરાઇટરમાં વધારામાં વિવૃત (પહોળા) ઉચ્ચાર માટે ઊંધી માત્રાની પણ આયોજના કરવામાં આવી છે. (જુઓ ડાબે હાથે ઉપર રહી ચાવીમાં નીચેની ઊલટી માત્રા.)

આજે મુદ્રણકાર્યમાં પણ સંખ્યાતીત બીબાંને લીધે દેવનાગરી-મરાઠી-હિંદી-ગુજરાતી છાપવાનું સરળ તો નથી જ. એમાં જો વધુ ઝડપ લાવવી હોય તો એ અસંખ્ય બીબાંનો ત્યાગ જરૂરી છે. એમાં પણ જો ઉપરની ટાઈપ-રાઇટરની યોજના પ્રમાણે જ અક્ષરનાં રૂપ પ્રચલિત બને તો એ માટે હાલની અક્ષરપદ્ધતિમાં થોડા ફેરફાર કરી લેવો પડશે. પણ એ તો સમય એની મેળે જ સાધી લેશે.

વળી આજે નાગરી-ગુજરાતી ટાઇપોમાં ક્યાંય વૈવિધ્ય નથી, જ્યારે અંગ્રેજીમાં કેટલું વૈવિધ્ય છે! આ વૈવિધ્ય જો બીબાંની સંખ્યા ઓછી હોય તો જ સાધી શકાય. અંગ્રેજીમાં બીબાંની સંખ્યા ઓછી હોવાનું કારણ જ વિવિધતાનું પોષક બન્યું છે એ હકીકત છે. આપણે ત્યાં 'ટહેરા' ટાઈપ પણ થોડા જ અપવાદ સિવાય સંધાયા નથી, તો બીજા સુંદર મરોડની તો વાત જ ક્યાં રહી? 'રાવત-મરોડ' જેવો સુંદર મરોડ 'મથાળાં'માં હોય તો યે કેટલું સૌંદર્ય વધે?*

[*લિપિ-સૌંદર્ય સાથેના મારા લિપિ-સુધારના પ્રયત્નમાં શ્રી શાસ્ત્રીજીનો હમેશાં સહકાર રહ્યો છે. એ બાબતમાં એમનો ઉત્સાહ અદમ્ય છે. ઉપરની એમની યોજનામાં અમુક ફેરફાર સાથે મારી સંમતિ છે. ગુજરાતી લિપિ એ દેવનાગરીની એટલી વધારેમાં વધારે નજીકની, વધારેમાં વધારે લેખનસુલભ અને વધારેમાં વધારે સુંદર એવી દેવનાગરી-પુત્રી છે કે ભવિષ્યમાં તે આપમેળે રાષ્ટ્રલિપિનું રૂપ ધારણ કરી શકશે એ મારી વર્ષોની માન્યતાને સ્થાપિત કરતો એક લેખ ભવિષ્યમાં આપવાની ધારણા છે. —બચુભાઈ રાવત]

# Our Friends Abroad



## આ વિભાગ વિષે

આ વિભાગમાં હિંદી પત્રમિત્ર તરીકે નોંધાવવા સંખ્યાબંધ નામ અમારી પાસે આવે છે તેમાં કેટલાક તો માત્ર પોતાનું નામ છપાયેલું જોવાના મોહથી પ્રેરાઈને જ આવે છે તે અમે જાણીએ છીએ, અને તેમને લખાયેલા પરપ્રાંતોના તેમજ પરદેશના પત્રોના ઉત્તર લખવાની તસ્દી નહિ લીધાની ફરિયાદ પણ અમારી પાસે આવે છે હમણાં જ એક ભાઈ લખે છે 'થોડા અનુભવ ઉપરથી મને લાગ્યું છે કે પરદેશના મિત્રો જવાબ આપવામાં ઘણા આતુર હોય છે, જ્યારે હિંદી પત્રમિત્રો તો જવાબ આપવાની પણ દાનત રાખતા નથી મને આથી 'કુમાર'માં નામ છપાવવાનો શોખ નથી, નામ છપાવ્યું સુઝાય નથી હવે ઇચ્છા પણ મરી ગઈ છે'—આને માટે કોણ જવાબદાર છે આ વિષે હોંશેહોંશે પોતાના નામ છપાવવા ઈચ્છનારા પત્રમિત્રો પોતાની જાતને પૂછે આ કોઈ રીતે સૌમાર રદ નથી આપણામાં હેતુની પ્રામાણિકતા તો હોવી જોઈએ.

વળી કેટલાક નામો અમે આ વિભાગ માટે ઠરાવેલા નિયમો મુજબ લખાઈને આવતા ન હોવાથી અમારે રદ કરવા પડે છે એની એટલી ચોકસાઈ અમે શા માટે રાખીએ છીએ તે સમજાવીને ગયા વર્ષના જાન્યુઆરીમાં અમે એ નિયમો પ્રગટ કર્યા હતા આ વર્ષમાં (ઘણા નવા વાચકો પણ વધ્યા છે એ દૃષ્ટિએ) આ નીચે ફરીથી એ નિયમો આપીએ છીએ તેનું પાલન નહિ થયેલા પત્રો રદ ગણાશે.

(૧) ઇચ્છુકે પોતાના જ હસ્તાક્ષરમાં પોસ્ટકાર્ડ (ર અંગ્રેજીમાં કેપિટલ એ બી સી ડી માં જ) પોતાનું સંપૂર્ણ નામ, પોતાના ઘરનું (શાળા અગર દુકાનનું નહિ) પૂરું સરનામું ઉંમર અને શોખ જણાવવા, (ર) પોતે ક્યાં સુધી ભણેલા છે અથવા ભણે છે તે જણાવવું માત્ર અંગ્રેજી છઠ્ઠું કે મૅટ્રિક ભણતા કે ભણી ચૂકેલા લોકોના જ નામો પ્રગટ થશે, કારણકે પરદેશમાં પત્રવ્યવહાર કરવા ઓછામાં ઓછું અંગ્રેજીનું એટલું જ્ઞાન હોવું આવશ્યક છે (૩) આ માહિતી નીચે પોતાના વાલીની અગર શાળાશિક્ષકની સહી કરાવવી ઉપર પૈકી એકાદ પણ વિગત લખવી રહી ગઈ હશે અથવા જે પત્ર અમને શંકા પડતો લાગશે તેને રદબાતલ ગણવામાં આવશે અને તે બાબતનો કોઈપણ પત્રવ્યવહાર કરવામાં નહિ આવે (૪) આવા પત્રોમાં કાર્યાલયની વ્યવસ્થા અંગેની કે બીજી કોઈ વિગત લખવી નહિ (૫) આ વિભાગને લગતી બીજી કોઈ પણ પૂછપરછ માટે જવાબી કાર્ડ સાથે જ બીડવું

## પ્રકટ કરવાના પત્રો વિષે નિયમો

(૧) અહીં પ્રકટ કરવા માટેના પરદેશી પત્રમિત્રોના પત્રો ખાસ નવી માહિતી કે દૃષ્ટિવાળા હોય તે જ (બને ત્યાં સુધી ટૂંકા) પસંદ કરીને મોકલવા (૨) સાથે ફોટો કે ચિત્રસામગ્રી હશે તો તે પણ આવકારપાત્ર થશે (૩) પોતે કરી શકે તેવો ગુજરાતી અનુવાદ પણ સાથે કરી મોકલવો જરૂરી છે એમાં ઘટતા સુધારા અમે કરી લઈશું, (૪) અગાઉથી સામગ્રી નક્કી કરાવી પાછી મેળવવા માટેનું પૂરતું પોસ્ટેજ પણ સાથે બીડવું કીમતી સામગ્રી હોય તો વળતી વખતનું રજિસ્ટર્ડ કરવા સાથેનું પોસ્ટેજ મોકલવું (૫) જરૂરી પોસ્ટેજ વિના આ વિભાગને લગતી કોઈ પણ પૂછપરછનો ઉત્તર આપવામાં નહિ આવે

## પરદેશનાં પત્રમિત્રો

હિંદમાં પત્રમિત્રો કરવા આતુર બે અમેરિકન કુમારીઓના સરનામાં નીચે આપ્યાં છે એમાંના પહેલા સરનામાવાળી બાળાએ પોતાની શિક્ષિકા મારફત મુંબઈના કેળવણીપ્રધાન ઉપર પત્ર લખેલો તે ત્યાંથી અમને મોકલવામાં આવ્યો છે, બીજું સરનામું મરાઠી 'બાળ'ની મારફતે ડૉ કૃષ્ણલાલ શ્રીધરાણી મારફત આવ્યું છે પત્રવ્યવહાર કરનાર કુમાર કે કુમારીઓ બંનેના ઉલ્લેખ કરવો

(૧) Miss Rosalie Longo 178 Main Ave Passaic, New Jersey (U S A) (૨) Miss Eloera V Chilik 802 West Paterson Flint 4 Mich (U S A)

### ન્યૂઝીલૅન્ડના સરનામાં

ભાઈ જ્યોતીન્દ્ર કુબાવત (રાજકોટ) તરફથી ન્યૂઝીલૅન્ડની કેટલીક કુમારીઓનાં સરનામાં મળ્યાં છે કોઈપણ ભાઈ કે બહેન પત્રવ્યવહાર કરી શકશે 'કુમાર' માસિક સાથે ભાઈ જ્યોતીન્દ્રના નામનો ઉલ્લેખ કરવો (૧) Miss Waveney Williams Waikino, Waihi Line North Island (New Zealand) swimming &c reading stamp collecting drawing & painting (૨) Miss Rata G Morris Rangimarie' 407 Dinmond Rd Gisborne (New Zealand) 16 years—sports stamp collecting (૩) Lynette Mayer 35 Boundary Rd Hamilton North Island (New Zealand) 16 years—athletics tennis &c music, singing stamps & reading (૪) Miss Hazel Sullivan, Beach Road, Kaikoura (New Zealand) 17 years stamps autographs & film star photoes collecting tennis & drawing

### લંડન તથા જર્મનીનાં સરનામાં

(૧) Miss Joya Jones 11 Garthway N Finchley, London N 12—18 sport dancing (૨) Marjorie Humphreys 54 Ashburnham Grove, Greenwich London S E 10—Girl Likes to correspond with a boy aged about 28-30 (૩) Gertrude Brauer, Husum Ander Nordsee Schiffbrucke 16 Schleswig-Holstein (Br Zone Germany)—Girl 22 (૪) Paul Stolt Flensburg, Glucks Burger Strasse 56 (Br Zone Germany) —male 28 Literature travelling philosophy artistic skill (ઉલ્લેખ બસી શાહ વડોદરા) જર્મનીનું એક વધુ સરનામું (૫) Mr Wolfgang Herskel Rahden 55, in Westfalen (Germay)—Politics Asiatic Problems mainly Indian

દેશ દેશના પત્રમિત્રો કરવા ઇચ્છનાર (૧૪ થી ૨૧ વર્ષના જ) કુમારકુમારીઓએ નીચેને સરનામે પોતાનું નામ ઠામ જાતિ (કુમાર કે કુમારી) ઉંમર શોખ વગેરે વિગતે લખી મોકલવા Dr Sven V Knudsen, The Directory of Boys & Girls of all Nations Copenhagen (Denmark) ઉલ્લેખ ઘનશ્યામ શાસ્ત્રી

### આફ્રિકાના મિત્રો

(૧) Subhashchandra Sanghvi P O Box 592, Mombasa Kenya Colony (B E Africa) 16 Stamp Reading (૨) Rasiklal A Patel c/o A V Patel P O Box 9 Kilindini Mombasa Kenya Colony, (B E Africa)

નીચેના બંગાળી સજ્જન (વય ૩૪ વર્ષ) આજ ત્રીસ વર્ષથી અનેક પરદેશી પત્રમિત્રો સાથે સંબંધ રાખતા આવ્યા છે અને તેમની

પારોપી ઘણી માહિતી જાણવા મળશે, એમ ભાઈ ચીમનલાલ શ્રોફ (મુંબાઈ) લખી જણાવે છે: Sri Kamal Bannerjee P.O Khagra, (Murshidabad-Bengal).

### ટિકિટ સંગ્રહના શોખીનો માટે

ભાઈ અંબાલાલ ડી. પરમાર પોતાના સંગ્રહમાંથી સ્વીડનની ... ટિકિટો કુમારના વાચકો પૈકી ટિકિટ સંગ્રહમાં રસ ધરાવનારને વિના મૂલ્યે આપવા ઇચ્છે છે. મેળવવા ઇચ્છનારે પોતાનું પૂરું નામ-સરનામું જણાવી નીચેના સરનામે તેમને લખવું: ઠે. બહારપુરા, મજમુદાર નિવાસ, મ્યુનિસિપાલિટી પાસે, ખેડા (ગુજરાત)

નીચેના ભાઈ, ટિકિટસંગ્રહમાં રસ લેનાર કોઈપણ 'કુમાર'ના ગ્રાહકને પરદેશની ટિકિટો મફત આપવા ચાહે છે. જવાબી પોસ્ટેજ બીડી મંગાવવી. એમની પાસે મોટો સંગ્રહ છે, અને થોડી થોડી આપી શકશે. Rev. David Bruno, Sacred Heart College, Shembaganur (Madura Dist.)

### હિંદી પત્રમિત્રો

(154) Mahesh C. Marfatia, 783 Santhaveeriah Lane, Chickpet, Bangalore City-18, Science, swimming, (155) Shantilal Shamji c/o Shamji Narsidas & Sons, Danapith, Rajkot (Saurashtra)—16, Stamps, Science (156) Thakordas C. Shah, Lucky House, Opp. Post Office, Botad (Saurashtra)—16, Stamps, Nature; (157) Farhad R. Khambatta, Manekwadi, Bhavangar (Saurashtra)—20, Stamps, Coins, Music, Journalism; (158) Indulal P Shah, *Pravin Stores, Vankaner, Saurashtra)* —Stamps, Coins, View-Cards, (159) Nathalal Manji Dattani, Near Ramtekri, Porbander-19, Literature, collection of Quotations. Autographs, (160) Rev. David Bruno, Sacred Church College, Shembaganur (Madu*ra)—22, Stamps Books; (161) Ramanlal* C. Shah C/o Mansa Middle School, Std V Mansa,-15, Stamps, Matchlabels, (162) Manubhai S. Shah, c/o Mansa Middle School, Std III Mansa—15, Stamps, Coins, Match lables; (163) Babulal C Shah, Maru Street, Mansa —15, *Stamps, Coins, Match-labels; (164) Kantilal D.* Shah, Mansa Middle School, Std. V Mansa—15. Stamps, Coins, Match labels: (165) Rasiklal Chunilal Shah, Mansa Middle School Makakhad, P.O. Mansa—15, Match labels, Stamps, Photography, Coins; (166) Gandhi *Sumantkant Dwarkadas, Bhansali Timba, Mahudha*— 15, Photography, Cricket; (167) Anil C. Parikh, C/o C. C. Parikh, 233, Walkeshwar, Malbar Hill, Bombay, 6—16, Stamps, Coins; (168) Gandhi Vinodkumar Keshavlal, 1214, Vasan Sheri. Saraspur, Mojilal's Bldg., Ahmedabad-2—16, *Reading, drawing, stamps, sports;* (169) C. G Gandhi, 86/4, Hararwalla Bldg., Sandhurst Rd, Bombay, 4—20, Stamp collecting, Literature; (170) Jayantkumar Bhailalbhai Patel, Station Plot Dhoraji—18, Drawing, Cricket, Reading, Music; (171) Arun Vrandavandas Sheth *c/o Dr. V. D. Sheth, Sheth* street, Mahuva—16, Stamps, Coins; (172) Chandra- ... Station Plot, Dhoraji—18, Music, Drawing, ... Science; (173) Rasiklal Ranchhodlal Bhatt c/o Dep Educational Inspector, Plot no. 149, Dhoraji—19, Literature, Poems; (174) Sanat B. Bhatt c/o B. D. Bh... L.C.P.S. (Bom.) *Halol*—17, Cricket, Music, Reading (175) Jaswantlal P. Desai c/o M. G. S. High School V. Kalol —16, Science, Drawing; (176) Lalloobhai R. Patel, Bhulia Falia, Kuwafalia, Matwad, (Surat)—15 Stamps; (177) Indulal Hathiram Vyas, Kayasth Street Bhuj (Cutch)—18, Hindi and Gujarati literature, Astronomy; (178) Upendra N. Bhatt, c/o Nandkishor H. Bhatt, 552, Premkunj, Manekwadi, Bhavnager-18, Stamps, Sports, Reading, Touring, Photography (179) T. M. Vohra c/o M. G. Vohra, 38, Lajpatrai Rd. Vile Parle, Bombay—13, Cricket, Stamps; (180) Jyotibala T. Patel c/o T. D. Patel, 113, Mogal St. Rangoon (Burma), Girl, Stamps, Photography; (181) *Mahesh R. Shah, 19 B, Allenby Rd, Elgin Rd. P.O.* Calcutta 20—18, Stamps, Photography, Games, Drawing· (182) Arvind C. Parikh, 40 c, Ridge Rd, Malbar Hill Bombay 6.—14, Stamps, Sports; (183) Miyajiwala I. S. T. c/o Sunrise Pen-friends' Club, Near Shifakhana Siddhpur. (N.G.)—20, Stamps, Painting; (184) Sammasvala I. S. T. c/o Mulla Abdul Taiyab. Gulamali, Mithikui, Siddhpur—19, Stamps, Photography, Literature; (185) Rasiklal Nyalchand Doshi, Rughnathji Mandir Rd, Wankaner—18, Politics, Stamps, Travelling, Drawing; (186) Indulal Prabhudas Shah, Baniya Street, Wankaner—18, View cards, Coins, Stamp-collecting, Correspondence; (187) Champakkumar V. Vora c/o B. N. Kapol Niwas, Room no. 33, Vincent Rd., Matunga (G.I.P.) Bombay 19—17, Stamps, Politics; (188) Soni Chhotalal Narbheram, Vaniwad, Bhuj (Cutch)—15, *Stamps, Matchlabels; (189)* Soni Jamnadas P. c/o Soni Narbheram Valji, Vaniwad, Bhuj (Cutch)—16, Stamps, Coins, Drawing; (190) Prafulchandra Adityaram Thakkar, 1851 Goti's Sheri. Khadia, Ahmedabad—18, Stamps, Science, (191) *Jaysukh D. Pandya, Near English School, Jam-Kan*dorna—22, Film music. Photography. Bird's Feathers. (192) Kantilal R. Dhruva, Near General Post Office. Dharmashala Plots, Rajkot C. S—31, Stamps, Coins, Foreigncorrespondence, SpiritualScience; (193) Jairam *Champsey Ved c/o Champsey Virjee, Manek Bhuvan* Bunder Rd Cutch Mandvi-18, Stamps, Drawing; (194) Hasmukhlal M. Kapasi c/o B. Nagindas & Co. Tanki Chowk, Wadhwan Camp-17, Stamps, Matchlabels, Drawing; (195) Vinodkumar Bhailalbhai Patel, Bhayli-*(Baroda) 16, Photography, Stamps; (196) Rashmi* Kalidas Mehta, 448/23, Sion Rd. Matunga, Bombay, 19-

શિક્ષકને છાજે એવી રીતે બજાવી છે અને અનેક વિદ્યાર્થીઓને પૂર્ણ ભાવથી તૈયાર કર્યા છે. એ ઉપરાંત તેમણે દિલ્હીના સરકારી મહાલયોનાં મોટાં ભીંતચિત્રોમાં બહુ અગ્ર ભાગ લઈને સુંદર ચિત્રનિર્માણ કર્યું છે તેમની ચિત્રણામાં હિંદી કળાનું લાલિત્ય અને કાવ્યમયતા સારા પ્રમાણમાં પ્રગટ થયાં છે અને કળાના ક્ષેત્રમાં તેમણે અગ્રગણ્ય સ્થાન સિદ્ધ કર્યું છે ઇંગ્લેંડનાં પ્રદર્શનોમાં પણ તેમની કળાની યોગ્ય સ્તુતિ થઈ છે. મુંબાઈમાં આ એક જ એવા ચિત્રકાર છે જે ચુસ્તપણે પોતે પસંદ કરેલા માર્ગને પકડી વિકાસ ને શક્તિ બતાવી શક્યા છે આ અંકમાં આપેલું 'સંદેશ' નામનું ચિત્ર એમની પીંછીનું એક સુંદર દૃષ્ટાંત છે.

### વર્મિક્યુલાઈટ : એક અદ્ભુત ખનિજ

દુનિયાભરના ભૂપૃષ્ઠમાં રહેલું આ ખનિજ હજી પચ્ચીસ વરસ પહેલાં તો વેપાર-વપરાશની દૃષ્ટિએ બિનઉપયોગી લેખાતું હતું. સૂર્યના પ્રકાશમાં તે સોનાની જેમ ચળકતું હોવાથી ઈ સ. ૧૮૦૦ સુધી તો તે 'મૂરખાઓનું સોનું' નામે ઓળખાતું પણ વિજ્ઞાનના ક્ષેત્રમાં તેની ઉપયોગિતા શોધવા ભૂસ્તરશાસ્ત્રીઓની શોધખોળો ચાલુ હતી. તેમાં તે બાંધકામ માટે ઉપયોગી સાધન તરીકે જણાયું. અત્યારે તો તે છબિઘરો, રંગભૂમિ, સ્ટૂડિયો, લાઇબ્રેરી, કારખાનાંઓનાં છાપરા, વસવાટનાં મકાનોના ખંડોની સજાવટ વગેરે બાંધકામો માટે અત્યુત્તમ લેખાવા માંડ્યું છે.

ખાણમાંથી ખોદી કાઢેલું વર્મિક્યુલાઇટ (Vermiculite) અબરખિયા કે શ્યામરંગી, ખાડાઢોળ વગરના, સરખા, નાના ટુકડા રૂપે હોય છે સખત ગરમીની અસરથી તે છીવડાની જેમ વળ ખાતું, મૂળ કદ કરતાં પંદરગણું મોટું અને રૂપેરી કે ઝાંખા પીળારંગનું બની જાય છે. પણ વજનમાં હલકું ફૂલ બનવા છતાંયે સખ્તાઇમાં તો કોઈ પણ ધાતુને ટક્કર મારે તેવું હોય છે. વળી તે અગ્નિથી ન બળે તેવું, પાણીથી ન કહોવાય તેવું અને જંતુઓથી ન ખવાય એવું હોય છે. આવા વિશિષ્ટ ગુણધર્મોથી ઉત્તમ ખનિજોમાં એની ગણના થાય છે.

પીંછા જેવા હલકા વજનનું છતાં પોલાદ જેવું સખત આ વર્મિક્યુલાઈટ પ્લાસ્ટર ને કૉંક્રીટમાં રેતી તથા મરડિયાની જગ્યાએ વજન ઓછું કરવા વપરાય છે. એક ઘન ફૂટ વર્મિક્યુલાઇટનું વજન છ-આઠ રતલ જેટલું થાય છે, જ્યારે એટલી જ રેતીનું વજન સો રતલ થાય ! એટલે ગગનચુંબી ઈમારતો ચણાવામાં નીચેની ભીંતો પર વજન ઓછું કરવાની દૃષ્ટિએ તેનો વપરાશ અતિ ઉપયોગી ગણાય છે.

તેનું ગલનબિંદુ (melting point) પણ અજાયબી પમાડે તેવું છે: છેક ૨૫૦૦ ડિગ્રીએ તે પીગળવા માંડે છે આથી સીમેન્ટ અને વર્મિક્યુલાઈટના મિશ્રણના કૉંક્રીટની દીવાલ વજનમાં હલકી હોવા સાથે અગ્નિથી સુરક્ષિત (ફાયરપ્રુફ) બને છે, અને તેનું એક ઇંચી પ્લાસ્ટર, સાધારણ પ્લાસ્ટર કરતાં બારગણું વધુ રક્ષણ આપે છે. અને તેનું એક ઇંચી કૉંક્રીટ તો એટલું અગ્ન્યાભેદ્ય બને છે કે ભીંત પર તેવી અસર માટે સાધારણ કૉંક્રીટનો દોઢ ફૂટ થર ચડાવવો પડે.

વળી વર્મિક્યુલાઇટ પ્લાસ્ટરવાળો ખંડ અવાજથી પણ અભેદ્ય બને છે બહારનો અવાજ ઘોંઘાટ તેમાં પ્રવેશી શકતો નથી. આથી ફિલ્મ તથા રેડિયો સ્ટૂડિયો, લાયબ્રેરીઓ અને થીએટરોના બાંધકામમાં તેના ઉપયોગની વિશેષતા રહેલી છે. ઉપરાંત, બીજા પ્લાસ્ટરની જેમ તે ભીનું થવાથી ઓગળતું નથી, વાસ મારતું નથી કે સુકાયા બાદ પોપડા વળતા નથી કે તેમાં તરાડો પણ પડતી નથી. સીમેન્ટના પ્લાસ્ટર કે કૉંક્રીટની ભીંતમાં ખીલી ઠોકતાં કેટલી મુશ્કેલી અને નુકસાન વેઠવાં પડે છે તેનો સૌને ખ્યાલ હશે; પણ વર્મિક્યુલાઇટની ભીંતમાં સહેલાઈથી ખીલીઓ ઠોકી શકાય છે. હથોડા મારવામાં આવે ત્યારે તેમાં માત્ર સહેજસાજ ગોબો પડે પણ પ્લાસ્ટર તૂટી પડતું નથી. વર્મિક્યુલાઇટની દીવાલવાળો ખંડ શિયાળામાં ગરમ અને ઉનાળામાં ઠંડો રહે છે. કારણ ઠંડીમાં શૂન્ય અંશ નીચે પારો ગયો હોય ત્યારે એના ખંડમાં પારો ૫૦ અંશ ઉપર આવેલો હોય છે. ઉનાળામાં બહારનું ઉષ્ણતામાન ૧૦૨ અંશ જેટલું હોય ત્યારે એના ખંડનું ઉષ્ણતામાન ૮૫ અંશ જેટલું જ રહે. ગરમી ઠંડીના ત્રાસથી રાહત આપે એવાં મકાન બનાવવામાં ઉપયોગી આ ખનિજ ઠંડા પ્રદેશોના લોકો માટે તો કલ્યાણકારી થઇ પડવાનું.

બાંધકામના સાધન ઉપરાંત તેનો ઉપયોગ શરીરને ઉષ્મા બનાવનારાં પ્રસાધનો તથા રેફ્રીજરેટરોની બનાવટમાં; પાઇપો બૉઈલરો ઉપર પેડ ચડાવવામાં, બૉમ્બની બનાવટમાં તથા યુદ્ધ જહાજોને અગ્ન્યાભેદ્ય બનાવવામાં થાય છે.

રાસાયનિક પૃથક્કરણ કરતાં માલૂમ પડયું છે કે વર્મિક્યુલાઇટ એ અબરખનું પરિવર્તન પામેલું, વજનમાં હલકું એવું નિષ્ક્રિય અધાતુ ખનિજ છે તે અસંખ્ય પાતળાં પડો (એટલાં બધાં કે એક ઈંચમાં દસ લાખ !)નું બનેલું છે. અને તેની કિંમત પણ બહુ ભારે નથી: સારી જાતની રેતી કે મરડિયાની કિંમત કરતાં વધારે પડતી નથી.

વર્મિક્યુલાઈટનો મોટો જથ્થો અમેરિકાના મૉન્ટાના પ્રાંતમાંથી નીકળે છે. અમેરિકાના બીજા પ્રાંતો (કોલોરાડો, ટેનેસી, વર્જિનિયા) ઉપરાંત આફ્રિકાના ટ્રાન્સવાલ, ટાંગાનાઈકા અને રશિયાના યુરલ પ્રદેશમાં પણ તેની ખાણો છે

### ગંધ-કોષ

ઇશ્વરે મનુષ્યને પાંચ મુખ્ય જ્ઞાનેન્દ્રિયો આપેલી છે અને તેમાં સૂંઘવાની ક્રિયા નાક વડે થાય છે એ તો બધા જાણે છે. પણ એ ક્રિયા એટલી સૂક્ષ્મ અને ગૂઢ છે કે વિવિધ ગંધને એકબીજીથી ભિન્નપણે ઓળખવી તથા તેમના વિભાગો પાડવા એ કાર્ય અત્યંત મુશ્કેલીભર્યું હતું. પરંતુ વૈજ્ઞાનિકોએ હવે તેના દીર્ઘ અભ્યાસ બાદ કુલ ૫૦૦ પ્રકારની ગંધો શોધી કાઢી છે. તેમણે સર્વ ગંધોને ૪ પ્રકારની મૂળભૂત ગંધમાં વહેંચી નાખી છે: એક ફૂલોની વાસ, બીજી વિનેગર યા સરકા જેવી ગંધ, ત્રીજી ડામરના જેવી બળી ગયેલી વસ્તુની વાસ અને ચોથી કૂતરાં-બિલાડાંનાં શરીરમાંથી નીકળતી વિશિષ્ટ ગંધ. કોઇપણ પ્રકારની ગંધ, ઉપરની મૂળભૂત ૪ ગંધના મિશ્રણમાંથી જ બનેલી છે અને તેથી તેને લખવી હોય તો ૪ આંકડાવાળી સંખ્યાથી લખાય છે જેમાં દરેક આંકડો તે ૪ મૂળ ગંધની તીવ્રતા દર્શાવે છે. સરખામણી માટે જે કેટલાંક પ્રમાણિત માપ તૈયાર કર્યાં છે તેની મદદથી કોઈ પણ પ્રકારની સુગંધનો 'ગંધ-આંક' શોધી શકાય છે. એ રીતે દરેક જાતની ગંધની માપણી કરીને અમેરિકાના એક ઔદ્યોગિક ક્ષેત્રમાં કાર્ય કરતા વૈજ્ઞાનિકે ૫૦૦ ગંધોનો કોષ રચ્યો છે ! રસાયનશાસ્ત્રીઓને તેમજ ઉદ્યોગો તથા બીજાં વૈજ્ઞાનિક ક્ષેત્રોમાં કાર્ય કરતા લોકોને આ 'ગંધ-કોષ' ઘણો ઉપયોગી નીવડશે.

## વિકસતું વિજ્ઞાન

ઉ. ખેડૂતો માટે મોટામાં મોટી મુશ્કેલી ખેતરમાં ઊગતું નકામું ઘાસ તથા જંગલી છોડ વગેરેનું નીંદામણ છે. પાકને એ ઘણું નુકસાન પહોંચાડે છે. આ મુશ્કેલી દૂર કરવા વૈજ્ઞાનિકોએ એક પદાર્થની શોધ કરી છે તેનું નામ છે ૨, ૪-ડાઇક્લોરોફીનોક્સીએસેટિક ઍસિડ, જે ટૂંકામાં '૨,૪-ડી' તરીકે ઓળખાય છે. આ પદાર્થ ઘાસ વગેરે ઉપર છાંટવાથી તે નાશ પામે છે પણ તેનાથી પાકને કંઇ નુકસાન થતું નથી અમેરિકામાં કેટલાક સ્થળે આ પદાર્થના ઉપયોગથી ૧૫થી ૨૫ ટકા જેટલું પાકનું ઉત્પાદન વધારી શકાયું છે.

નિરન્તર સોનું ભેગું કર્યા જ કર્યું છે. એક બાજુ આફ્રિકા, મેક્સિકો, ઑસ્ટ્રેલિયા, ચીન, હિંદ આદિ દેશોની ખાણમાંથી મજૂરો ભૂગર્ભમાંથી સોનું બહાર કાઢતા જતા હતા અને બીજી બાજુ અમેરિકાના રાજનીતિજ્ઞો તેને ભૂગર્ભમાં સમર્પિત કરવામાં પ્રયત્નશીલ હતા!

કૉંક્રીટ અને પોલાદની તિજોરીઓમાં ૨૨ બિલિયન ડૉલરની કિંમતનું સોનું અમેરિકાએ સંઘર્યું છે. પીળી ધાતુના આ ભંડાર પર કડક ચોકી પહેરો તો છે જ, પણ તેની દીવાલો એવી તો વજ્ર સમ બનાવી છે કે બૉમ્બના પ્રહાર પણ તેની કાંકરી ખેરવી શકે નહિ એ ખજાનાના માત્ર બારણાંનું વજન ૨૦ ટન છે આનો મોટો ભંડાર કેન્ટકીમાં ફોર્ટ નૉક્સમાં છે. ત્યાં ૨૪ વિશાળ તિજોરીઓમાં ૨૭ા પાઉન્ડના વજનની ઈંટોના રૂપમાં એ સંઘરવામાં આવ્યું છે. તેની ચોકી માટે સશસ્ત્ર સૈનિકોના સતત પહેરા ઉપરાંત અશ્રુવાયુ છોડનારાં યન્ત્રો, માઈક્રોફોન આદિ અનેક સાધનો સુસજ્જ હોય છે.

### ચીણો

થોડા સમય પર આ નવું અનાજ ગુજરાતમાં રૅશનિંગમાં અપાતું હતું એ બંટીની જાતનું અનાજ છે. એના છોડ ૫૬" જેવડા ઊંચા થાય છે. આજથી ૪૦ વર્ષ પહેલાં 'વસંત' માસિકના એક અંકમાં છબાભાઈ પરીખ નામના એક શિક્ષકે આપણા દેશની દીનદરિદ્રી સ્થિતિ જોતાં ચીણાના વાવેતરની હિમાયત કરી હતી, કારણ કે એ જલદી ઊગે છે. એક વાર વાવો તો ચાર વાર એના પાક ઊતરે છે.

એના દાણા લીસા અને નાના છે. એ ખાંડી કે દળી શકાતા નથી, કારણ કે તુરત જ સરી જાય છે. કહેવાય છે કે ચીણાવાળી કોઠીમાં માણસને નાખો તો તે તુરત જ અંદર સરી જશે ને ગૂંગળાઈ મરશે.

ચીણો દળવામાં અત્યંત મુશ્કેલી હોવાથી તેનો ખીચડીમાં ઉપયોગ થાય છે. વીરમગામ તાલુકામાં આજે ૫ ગામડાંઓમાં એની ખેતી થાય છે કાઠિયાવાડમાં તો મકાનની પુરણીમાં પણ એનો ઉપયોગ થતો, એટલો બધો સસ્તો એ હોય છે.

પચવામાં ચીણો હલકો નથી. એનાથી કબજિયાત જેને ઝાડા થતા હોય એને માટે ચીણાની ખીચડી સારી.

### આખો માનવી અને આખી દુનિયા

બાપની એ બોલકી દીકરી સવાલોની ઝડી વરસાવ્યા જ કરતી. એટલે, બાપે એ બાળકીને શાંત રાખવા માટેનો એક ઉપાય શોધી કાઢ્યો. બાપે એક કાગળમાં દુનિયાનો નકશો દીઠો એ નકશાને એણે કાતરથી જુદાજુદા આકારમાં કાપી નાખ્યો. એ પછી કાપેલા કટકા બાપે દીકરીને સોંપી દીધા અને કહ્યું : 'બહેન આ કટકામાંથી તું દુનિયાનો નકશો બનાવ જોઉં.' બાપે માની લીધું કે આ કામ પાર પાડતાં ઘણી વાર લાગશે એટલે દીકરીના સવાલ-સંકટમાંથી પોતે ઊગરી જશે. પણ દીકરીએ થોડી જ મિનિટમાં નકશો બરાબર ગોઠવી દીધો. બાપને નવાઈ લાગી. એના જવાબમાં દીકરી બોલી : 'બાપુજી, આ તો સાવ સહેલું છે. નકશાની પાછળ માણસનું ચિતર હતું એ માણસને મેં બરાબર આખો ગોઠવી દીધો એટલે દુનિયા બરાબર ગોઠવાઈ ગઈ.' (વંદેમાતરમ)

### દાઝ્યા પર તાત્કાલિક ઉપાય

(૧) તાજા બટાટાને છૂંદી લૂગદી કરી દાઝેલા ભાગ પર લગાડવાથી બળતરા શમી જશે ને ફોલ્લા ઊઠશે નહિ. બટાટાની એ લૂગદી વારેવારે બદલતા રહેવી. (૨) દાઝેલા ભાગ પર કુંવાર પાઠાનો ગર્ભ લગાડવાથી પણ બળતરા થતી નથી ને પાકવાનો ભય રહેતો નથી. (૩) દળેલી ખાંડમાં સહેજ પાણી નાખી મલમ જેવું વાટી ચોપડવાથી રૂઝ આવે છે ને ફોલ્લા પણ ઊઠતા નથી. (૪) ધોએલા ઘીમાં, શંખજીરાની બારીક ભૂકીનો મલમ બનાવી ચોપડવાથી આરામ થાય છે. (૫) ત્રણ શેર ઠંડા ચૂનામાં ૭ શેર પાણી નાખી ૪ કલાક હલાવી રાખી મૂકવું. પછી પાણી નીતારી લઈ તેમાં તલનું તેલ નાખતા જવું અને ફીણતા જવું. ઘોળું સફેદ થાય એટલે દાઝ્યા પર ચોપડવું યા લૂગડાનાં પોતાં મૂકવાં.

## આ માસ ઇતિહાસમાં

### ફેબ્રુઆરી

તા. ૩ સાઇમન કમિશનના વિરોધમાં હિંદભરમાં બેનમૂન સાર્વત્રિક હડતાળ, ૧૯૨૮
તા. ૬ પં. મોતીલાલ નેહરુનું અવસાન, ૧૯૩૧
તા. ૭ જહાંગીરે ઈસ્ટ ઇંડિયા કંપનીને હિંદમાં વેપાર કરવાની મંજૂરી આપી, ૧૬૧૫
તા. ૧૦ એક્સ રેના શોધક જર્મન પ્રો. વિલિયમ કૉનરાડ રૉન્જનનું અવસાન, ૧૯૨૩
તા. ૧૨ વીજળીશોધીના 'જાદુગર' ગણાતા અમર શોધક એડિસનનો જન્મ, ૧૮૪૭
તા. ૧૪ અકબર તખ્તનશીન થયો, ૧૫૫૬
તા. ૧૭ તૈમુર લંગનું મૃત્યુ, ૧૪૦૫
તા. ૧૯ પ્રતિભાવાન દેશભક્ત ભારતસેવક ગોપાળ કૃષ્ણ ગોખલેનું અવસાન, ૧૯૧૫
તા. ૨૧ શીખો સાથેના છેલ્લા યુદ્ધમાં કોહીનૂર હીરો અંગ્રેજોને હાથ ગયો, ૧૮૪૯
તા. ૨૨ કસ્તૂરબા ગાંધીનું અવસાન, ૧૯૪૫
તા. ૨૬ કવિ 'કલાપી'નો જન્મ, ૧૮૭૨
તા. ૨૮ મિસર સ્વતંત્ર થયું, ૧૯૨૨

### આ માસની વ્યક્તિવિશેષ: ગોપાળરાવ હરિ દેશમુખ



અમદાવાદમાં લગભગ ૧૫ વર્ષ સુધી જજ તરીકે કામ કરી ચૂકેલા બાહોશ સરકારી અમલદાર, પણ વધુ તો સમાજને આકરા ચાબખા મારનારા એમના નીડર અને નિખાલસ લખાણોને લીધે એમના તખલ્લુસ 'લોકહિતવાદી'ના નામથી મહારાષ્ટ્રમાં બંડખોર વિદ્વાન તરીકે જાણીતા, મહારાષ્ટ્રના એ કાળના આ અગ્રણી જ્યોતિર્ધરનો જન્મ ૧૮૨૩ની ૧૮મી ફેબ્રુઆરીએ પૂનામાં થયો હતો. ૭ વર્ષની વયે ૪ વર્ષની પત્ની સાથે તેમનું લગ્ન થયું. ૧૩ વર્ષની વયે પિતા ગુમાવીને નિરાધાર બનેલા એ બાળકે ૩–૪ વર્ષ કોર્ટમાં ઉમેદવારી કરી લઈ બીજાં ૩–૪ વર્ષ અંગ્રેજી શિક્ષણ લીધું; અને ૧૮૪૪માં સરદાર એજન્ટ કચેરીમાં માસિક રૂ. ૭૦ની નોકરી લીધી. એ દરમ્યાન અભ્યાસ કરી ૧૮૪૬માં મુન્સફની પરીક્ષા આપી. ૧૮૫૨માં વાઈમાં મુનસફ નીમાયા પછી ૧૮૫૬માં ઇનામ કમિશનર, ૧૮૬૨માં અમદાવાદમાં જજ, ૧૮૭૧માં દિલ્હી દરબારમાં રાવ બહાદુર, ૧૮૭૭માં જે.પી. ૧૮૭૮માં મુંબઈ યુનિવર્સિટીના ,૧૮૭૯માં સેવાનિવૃત્ત, ૧૮૮૦માં ગવર્નરની કાઉન્સિલના સભાસદ, ૧૮૮૧માં ફર્સ્ટક્લાસ સરદાર અને ૧૮૮૪માં રતલામના દીવાન થયા. ૧૮૮૫માં પત્ની ગુજરી ગયા પછી નિવૃત્ત થયા અને ૧૮૯૨માં ૯મી ઑક્ટોબરે અવસાન પામ્યા

એમણે પુષ્કળ ગ્રંથો લખ્યા છે; પણ મહારાષ્ટ્રમાં ખળભળાટ મચાવી મૂકીને ઘેરેઘરમાં તે જાણીતા થયા તેમના 'શતપત્રો' નામે નિબંધોથી. આજથી સો વર્ષ પર જ્યારે રાનડે જેવા વિચારકનો ઉદ્ગમ નહોતો થયો એ કાળમાં, માત્ર ૨૫ વર્ષની વયે આપણા રાજકીય અને સામાજિક જીવનનું અન્વેષણ કરી, પોતાના નિર્ભય અને વિલક્ષણ વિચારો વડે ચમચમાટી ઉપજાવે તેવા આકરા ચાબખા એમણે એ નિબંધોમાં માર્યા છે.




## સમજદાર માણસો.

એકેએક ઝેનિથ ઘડિયાળ ઉમદા કારીગરીનો નાદર નમૂનો હોય છે: પાતળિયું ને ખૂબસૂરત, તથા રાત ને દિવસ બિનચૂક ચોક્કસાઈ જાળવનારું. દુનિયાભરના માણસો ઝેનિથ જ પસંદ કરે છે, કેમકે ભરોસાપાત્ર તરીકે પ્રખ્યાત અને છતાં કિંમતમાં માફકસર ઘડિયાળ એ જ છે.

નં. ૧૨૫૪–ડાબી બાજુએ, ૧૫ જુએલનું ઝેનિથ મૂવમેન્ટ, ક્રોમપ્લેટેડ કેઇસ તથા સ્ટીલની પીઠવાળું. ચિત્રમાં દર્શાવ્યા મુજબ અરેબિક આંકડાવાળું. રૂ. ૧૭૦

નં. ૧૨૩૪–જમણી બાજુએ, ૧૫ જુએલનું ઝેનિથ મૂવમેન્ટ, ક્રોમપ્લેટેડ કેઈસ તથા સ્ટીલની પીઠવાળુ ચિત્રમાં દર્શાવ્યા મુજબ રોમન આંકડા તથા ઉપસેલા બિલ્ડવાળાં ટપકાં સાથેનું રૂ. ૧૭૦




ફાવર-લ્યૂબા ઍન્ડ કંપની લિમિટેડ
મુંબાઈ અને કલકત્તા






આહકોને

કોઇ આકસ્મિક કારણે અંક મોડો ન થયો હોય તો 'કુમાર' દર માસની ૧૫મી તારીખે બહાર પડે છે, એટલે તે અરસામા અંક ન મળે તો તરત તેની ફરિયાદ કરવી. અકસ્માતે ગુમ થએલા અંકોની ફરિયાદોને, અમારી પાસે નકલો હોય છે ત્યા સુધી તો પહોચી વળવાનો અમે પ્રયત્ન કરીએ છીએ. પરંતુ એવા ગુમ થએલા કોઈપણ અંકો ભરપાઇ કરી આપવાનુ કશું બંધન અમારે માથે રહેતુ નથી

કુમાર કાર્યાલય લિમિટેડ વતી તંત્રી મુદ્રક અને પ્રકાશક બચુભાઈ પોપટભાઈ રાવત
મુદ્રણ પ્રકાશનસ્થાન કુમાર પ્રિન્ટરી કુમાર કાર્યાલય લિ, ૧૪૫૪ રાયપુર, અમદાવાદ
વાર્ષિક લવાજમ રૂા ૭ાા પરદેશમાં રૂા ૯ાા અથવા ૧૫ શિલિંગ છૂટક નકલના બાર આના.

તમારા બાળકો માટે ઉત્તમ સાબુ



# કાન્તિ

ન્હાવાનો સાબુ

- એટલો શિતળ
- એટલો તાજગીદાયક
- એટલો સ્વચ્છ





સ્વસ્તિક ઑઇલ મીલ્સ લી., મુંબઇ.

HILPI SOM 37 Gujarati




આવતી
કાલનાં
નાગરિકોનું
માસિક

વર્ષ ૨૬ · અંક ૪
એપ્રિલ
૧૯૪૯.


## વેળા

જાય રે વેળા જાય!
જોઈ ઝલેતી હરણી જાણે તૃષ્ણાને તીર ધાય!
જાય રે વેળા જાય!

ચંચલ એનાં ચરણ ચાંપે
મનની ગરજોમ,
એના રે આઘાતમાં કાંપે
અંગેણુ રોમેરોમ;
પડછાયો જ્યાં પાથરતી ત્યાં પ્રગટે લૂને લ્હાય!
જાય રે વેળા જાય!

એક આંક્યું ચિહ્ન એને
બીજું ચરણ હોય,
શી ય હવેતી હરણી જેને
આડનાં નથી ભોંય,
પડતા પ્હેલાં પલકમાં તો ઊપડે, એવા પાય!
જાય રે વેળા જાય!

નિરંજન ભગત



## વિષાદ

વસંતતિલકા ·

આ ઝૂકતાં દ્રુમ, નિબીડ વનપ્રદેશ
ત્યાંની સ્મૃતિ મગજમાં ભૂતકાળ કેરા
મંત્રધ્વનિમુખર આર્યતપોવનોની:
આકાશ યજ્ઞધૂમથી થતું ધૂંધળું ને
ધેનુરજે દબાતી સૌમ્ય મગાગ સંધ્યા;
વિશ્રબ્ધભાવથી જહીં ચરતા હરિણો;
દ્રષ્ટા, ઋષિ, પરમોચ્ચતણા વિહારી
જ્યાં પ્રેરતા ઉતરતા દિવની સુધાને.

ને આજ જોઉં: વનમાં વસતા ક્ષુધાર્તો
આહુતિ અર્થ જઠરાગ્નિતણી મળ્યું તે
રાંધી રહ્યા; શિર પરે ગરજે વિમાન.
થોડીક ભેંસ, બકરાં અહીં શુષ્ક પાન
ચાવી રહ્યાં, ભયથી નાસી જતા કપિઓ:
આ ભેદ જોઈ કયમ જાણું નહીં તથાપિ
ઊંડા વિષાદથી જરા થતી આંખ ઝાંખી.

જયન્ત પાઠક

## પ્રાણનાં મોતન

· કવિત ·

મહેલ ભરી તારી સૂરત જાય
આ મ્હેકતા સૂવતા ગોડળે ફેરી,
બંકિમ નેન કમાનના નર્તને
જાય ગુમાની ઓ, પાગલી વેપે

વાટના ઘોર અંધાર વિહારની
સ્હેજ ઝગી મુજ રંકની જ્યોતિ,
એક ઘડી તારી નીરખી મૂરત
નીરખ્યા નેન ને પ્રાણના મોતી.

નીરખી લીધ એ મોતન પ્રેમના
મોહના થોક ઉછાળતા નીરે,
આંધીમાં ડૂબતા જાય અભાન
ન સૂઝતું દીસદ્ગ જ્ઞાન લગીરે

'આવ,' કહ્યું, 'અવરોધ નથી કરો,
શોધી છે મેં તારી ગૂઢ પિપાસા.'
એક ઘડી ગાડી નેન, ગુ નીસરી,
કાન ચડ્યા ન એકે ય નિસાસા.

ઝગાઝગા થાતી બીજ શી વ્યાકુળ
ઓગળો તારી અહીંકાર કાયા,
પૂર્ણીપૂર્ણી પછડાટ ખાતા પાછે
વંનના મૂક રહ્યા પડછાયા

શોરના સોબની ઠેક ગાજી તારા
રૂપના ફાગ મધુપ શા ગારી,
ચેનભર્યા તારા ફૂલ પ્રફુલ્લ
વિલાશે ને સાજના આજા છવાશે

રંગીન રોશની ગુલ બની જાય
પોઢશે એક અંધારે બિછાને,
હાય! અભાગિણી કોઈ હરો નહિ
દેખ, બિઓપણું રાતને માને

કોઈ વેળા, ત્યારે, કોઈ ઘડી તને
આવશે યાદ ફકીરની વાણી,
વનની વાટમાં પારખી'તી જેણે
એક દા મોતનજીવ આતણી

વાટ જતી, મધરાત રોતી, ફરી
શોધશે મૂરખ પ્રીત પુરાણી

મકરન્દ દવે

# સર તેજબહાદુર સપ્રુ



ડાબી બાજુ : સર તેજબહાદુર સપ્રુ અલ્લાહાબાદ હાઈકોર્ટમાં વકીલાત કરતા હતા ત્યારે • તેમની કારકિર્દીના મધ્યાહ્ને

સ્વરાજ્યસિદ્ધિ પહેલાની પચ્ચાસીના એક પ્રખર રાજપુરુષ, વિદ્વાન ધારાશાસ્ત્રી, અંગ્રેજી, ઉર્દૂ અને અરબી સાહિત્યના ઊંડા અભ્યાસી, નિષ્ણાત બંધારણજ્ઞાતા,—અને એ સર્વ ગુણોને ઉજાળતા ઉચ્ચ ખાનદાનવાળા સમ્માન્ય અને શીલવંતા સજ્જન અને ચારિત્ર્યવાન નાગરિક સર તેજબહાદુર સપ્રુના ગયા જાન્યુઆરીની ૨૦મીએ (રાત્રે ૧૧-૩૫ વાગ્યે) થયેલાં અવસાનથી આપણી પ્રતિભા-સમૃદ્ધિમાં પડેલી ખોટ જેવીતેવી નથી. રાજકારણની આગલી હરોળ પર જ નજર રાખવા ટેવાએલા આપણને ઘણીવાર પાછલી હરોળો ને સંસ્કારિતાના શાંત ખૂણાઓમાં પ્રકાશતી પ્રતિભાની પરખ હોતી નથી. જોકે સર તેજ તો રાજકારણમાં પણ ઘણો અગત્યનો ને આગળપડતો ફાળો આપી ગયા છે. અને છેલ્લા ત્રીસ વરસમાં દેશના રાજ્યબંધારણની એવી એકપણ યોજના ન હતી કે જેમાં એમના મતનો આદરપૂર્વક વિચાર થયો ન હોય. માણસની રાજકીય કારકિર્દી જ એને મહાન ઠરાવી શકે એવી માન્યતા આપણા પારતંત્ર્યકાળ પૂરતી સંજોગવશાત્ યોગ્ય હશે, પણ હવે સ્વાધીન હિંદમાં તો તેમ ન હોવું જોઈએ. સ્વાધીન દેશોમાં તો પોતપોતાનાં આગવાં ક્ષેત્રોમાં પ્રતિભા બતાવનારા પણ સમાજના નેતાનું સ્થાન પામે છે, અને રાજકારણનો જેમણે સ્પર્શ પણ ન કર્યો હોય એવા વિદ્વાનો, વિજ્ઞાનીઓ, ન્યાયપુરુષો, વેપારીઓ અને સાહિત્યસેવકો સુદ્ધાં દેશના સમ્માન્ય અગ્રણીઓ ગણાય છે. સ્વાધીન પ્રજાના સર્વતોમુખી વિકાસ માટે આવી દૃષ્ટિ બહુ જરૂરની છે.

ધારાશાસ્ત્રીઓના જગતમાં તો પ્રેરણા સમાન ગણાતા એવા આપણા એક નામાંકિત ધારાશાસ્ત્રી અને સમતોલ વિચારો ધરાવતા વિનીત છતાં ઉગ્ર દેશદાઝવાળા એ રાજદ્વારી પુરુષ સર તેજબહાદુર સપ્રુનો જન્મ કાશ્મીરી બ્રાહ્મણ કુટુંબમાં ઈ. ૧૮૭૫ની ૮મી ડિસેમ્બરે અલીગઢમાં થયો હતો. એમના દાદા પંડિત રાધાકૃષ્ણ મધ્ય પ્રાંતમાં એક્ઝીક્યુટિવ અમલદાર હતા અને સરકાર

લઈને ૧૮૯૦માં માત્ર ચૌદ વરસની ઉંમરે મૅટ્રિકની પરીક્ષા એમણે પસાર કરી ને આગ્રા કૉલેજમાં દાખલ થયા અને ત્યાંથી અંગ્રેજી ઑનર્સનો વિષય લઈ ૧૮૯૪માં આખી યુનિવર્સિટીમાં પહેલે નંબરે બી. એ. પાસ થયા ૧૮૯૫માં એ જ રીતે પ્રથમ વર્ગમાં પ્રથમ આવીને તેઓ એમ. એ. થયા, અને સાથોસાથ એલએલ. બી. પણ થયા.

૨૧ વરસની ઉંમરની વયે ઉજ્જવળ ધારાકીય ઉપાધિ મેળવીને થોડો સમય મુરાદાબાદમાં વકીલાત કરી, ૧૮૯૮માં તેઓ અલ્લાહાબાદ હાઈકોર્ટમાં વકીલાત કરવા આવ્યા. જ્યાંની ૫૦ વરસની કારકિર્દીમાં એ ધંધામાં તેઓ જે પ્રતિષ્ઠા ને પૈસા કમાયા તેટલાં બીજું કોઈ એટલા ગાળામાં નહિ કમાયું હોય. છતાં શરૂઆતમાં થોડા દિવસ તો તેમને કાંઈ જ કામકાજ મળતું ન હતું પણ એ નવરાશનો સમય એમણે કાયદાના સિદ્ધાંતોનો ઊંડો અભ્યાસ કરવામાં ગાળ્યો, જે એમના જીવનકાળમાં એમને ઘણો ખપ લાગ્યો. ઈ. ૧૯૦૨માં તેમણે 'ડૉક્ટર ઑવ લૉઝ'ની પદવી મેળવી; અને તે પછી ઉત્તરોત્તર ધંધામાં એવી ઊજળી નામના મેળવતા ગયા કે ધારાશાસ્ત્રના જગતમાં તેઓ એક પ્રેરણા રૂપ ગણાયા.

અલ્લાહાબાદ ઉપરાંત કલકત્તા, લાહોર, પટણા, મદ્રાસ અને છેક હૈદરાબાદ સુધી એમની ધારાનિપુણતાનો ધ્વજ ફરકતો, એટલું જ નહિ પણ કાયદાના જ્ઞાન અંગેની તેમની નિપુણતા એટલી ઉચ્ચ હતી કે યુક્ત પ્રાંતની સરકાર અલ્લાહાબાદ હાઈકોર્ટના ન્યાયમૂર્તિઓની નિમણૂક કરવામાં પણ તેમની સલાહ લેતી. હિંદની લગભગ બધી વિદ્યાપીઠોએ એમને 'ડૉક્ટર ઑવ લૉઝ'ની માનદ પદવીઓ આપેલી, અને ઇંગ્લંડની ઑક્સફર્ડ યુનિવર્સિટીએ સુદ્ધાં એમને ડી. સી. એલ. ની ઉપાધિથી વિભૂષિત કરેલા.

ધંધાની આવી ઉજ્જવળ કારકિર્દી ઉપરાંત જાહેર જીવનમાં પણ તેઓ સાથોસાથ ભાગ લેતા આવેલા હતા. ૧૯૧૩માં તેઓ યુક્ત પ્રાંતોની ધારાસભામાં ચુંટાયા તે પહેલાં વર્ષોથી તેઓ કૉંગ્રેસમાં આગળપડતો ભાગ લેતા થયા હતા, અને ઈ. ૧૯૦૬માં તેઓ કૉંગ્રેસની મહાસમિતિના સભ્ય ચુંટાયા હતા, જેમાં લાગટ ૧૧ વર્ષ સુધી સેવા આપેલી, ને ૧૯૧૩-૧૪માં યુક્ત પ્રાંતની રાજકીય તથા સામાજિક પરિષદોના પ્રમુખ તરીકે પણ ચુંટાએલા. પણ પછી કૉંગ્રેસે ઉદ્દામ વલણ ધારણ કરતાં એમના બંધારણપ્રિય સ્વભાવને એ ઉગ્ર પગલાં ન રુચ્યાં અને કૉંગ્રેસમાંથી રાજીનામું આપી તેઓ

## અંગ્રેજો પણ જેની અદબ જાળવતા
## એવા ન્યાયનિષ્ઠ રાજપુરુષ
## પ્રતિભાસંપન્ન ધારાશાસ્ત્રનિષ્ણાત
## ઊંડા સાહિત્યાભ્યાસી અને
## પોતાના ક્ષેત્રમાં
## મૂંગી પણ મોંઘી સેવાઓ આપનાર
## ભારતના સમર્થ સપૂત



જમણી બાજુ સર તેજબહાદુર સપ્રુ એમની ઉત્તરાવસ્થામાં અલ્હા[illegible] નિવૃત્તિના છેલ્લા દિવસોમાં

★

**લિબરલ ફેડરેશનના પ્રમુખસ્થાનેથી તેમણે સેવા આપેલી**

દરમિયાન, ૧૯૨૩માં બ્રિટિશ સરકારે લંડનમાં બોલાવેલી ઈમ્પીરિયલ કૉન્ફરન્સમાં તેમને હિંદના પ્રતિનિધિ તરીકે અહીંથી મોકલવામાં આવેલા. આ સામ્રાજ્ય પરિષદમાં તેમણે સર્વપ્રથમ જાહેર કરેલું કે 'બ્રિટિશ સામ્રાજ્યને સામ્રાજ્ય બનાવનાર મારો દેશ છે.'

૧૯૨૬માં યુક્ત પ્રાંતની ધારાસભામાંથી એમને હિંદ સરકારની વડી ધારાસભામાં—લેજિસ્લેટિવ કાઉન્સિલમાં ચૂંટવામાં આવ્યા ને ત્યાં ૧૯૩૦ સુધી એમણે કાર્ય બજાવ્યું. આ ઉપરાંત લૉર્ડ સ્કારબરોની ફ્રેન્ચાઈઝ કમિટી તથા લંડન ખાતેની લૉર્ડ સેલ્બોર્ન કમિટિમાં પણ મુખ્ય સભ્ય તરીકે તેમણે કામ કરેલું. મોન્ટેગ્યુ ચેમ્સફર્ડ સુધારા દ્વારા બંધારણીય છૂટછાટો આપવાના ખરડાની વિગતો તૈયાર કરવાનું કામ પણ તેમને સોંપવામાં આવેલું અને એમના ધારાકીય તથા બંધારણીય જ્ઞાનની ઉત્કૃષ્ટતાને લીધે ૧૯૨૩માં તેઓ હિંદ સરકારના કાયદા પ્રધાન નીમાયેલા.

૧૯૩૦માં ગાંધીજીની દાંડીકૂચ પછી દેશભરમાં ચાલેલી સત્યાગ્રહની લડતને અંતે લંડનમાં સરકારે બોલાવેલી હિંદી નેતાઓની ગોળમેજી પરિષદમાં પણ તે અગ્રભાગે હતા, અને પરિષદ પછીના ચાર વરસની જહેમતને પરિણામે જે ૧૯૩૫નો 'હિંદી ધારો' ઘડાયો તેમાં સર તેજે અગત્યનો ભાગ ભજવેલો. પણ આખરે કૉંગ્રેસવાદીઓએ જ્યારે એ ધારાની સામે જોવાની સુદ્ધાં ના પાડી ત્યારે તેમને પારાવાર દુઃખ થયેલું એમ કહેવાય છે. પાછળથી ૧૯૩૧ પછી તો વિનીત પક્ષના નેતાઓ સાથે મતભેદ થતાં એ પક્ષમાંથી પણ એમણે રાજીનામું આપેલું અને જાહેર કરેલું કે કોઈ પણ રાજદ્વારી નીતિ કે પક્ષથી પોતે પર છે, અને એમ અંતકાળ સુધી તે નિષ્પક્ષ ને સ્વતંત્ર રાજકારણી પુરુષ રહ્યા. જો કે [illegible] દેશનું હિત એમને હૈયે સદા રહ્યું હતું. સમાધાનના સહાયક તરીકે તો એમની પ્રતિષ્ઠા જાણીતી છે. ૧૯૩૦ના સત્યાગ્રહ પછી બ્રિટિશ હકૂમત તથા દેશના મહાન નેતાઓ વચ્ચે સમાધાન કરાવવાના એમણે શ્રી જયકર સાથે મળીને તેમજ એકલે હાથે કરેલા પ્રયત્નો, તથા મુસ્લિમ લીગની પાકિસ્તાનની માગણી સામે સમાધાન માટેની 'સપ્રુ સમિતિ' પાછળની તેમની મથામણ જાણીતી છે.

આ બધી સેવાઓ છતાં જાહેર જીવનમાં તે કદિ આગળ આવવા મથતા કે ઝૂઝતા નહિ. 'લોકનેતા' થવાની તેમનામાં વૃત્તિ જ ન હતી. માનપત્રો તેઓ સ્વીકારતા નહિ, અને સભાઓ, હારતોરા તથા જાહેર બેઠકો અર્થે સામે એમને અણગમો હતો. છતાં અનેક લોકનેતાઓ કરતાં ક્યાંયે ચડિયાતી એવી દેશદાઝ, ઊંડી સમજ, વેધક બુદ્ધિ તથા ન્યાયપ્રિયતાને લીધે [illegible] સમાનતા દૃષ્ટિના ગુણો [illegible] એવા હતા કે તેમાં રાષ્ટ્રને ખરે વખતે ખૂબ ઉપયોગી નીવડતા. તેઓ પ્રથમ પંક્તિના મુત્સદ્દી હોઈને બ્રિટિશ સત્તા સાથેની ચર્ચા મંત્રણા, નવા સુધારાના મુસદ્દા કે લડતમાં સમાધાનની ભૂમિકાની તૈયારીમાં તેઓ હંમેશાં અગ્ર ભાગે જ રહેલા છે અને એ રીતે રાષ્ટ્રની મૂંગી પણ ઘણી મોંઘી સેવા એમણે કરી છે. અંગ્રેજ હાકેમો સાથેની વાટાઘાટોમાં પણ દેશનું કે નેતાઓનું સ્વમાન હણાય એવું કદિ પણ એમણે કર્યું ન હતું. એમને હાથે દેશનું [illegible] અનિષ્ટ થવું અશક્ય જ હતું. અને ગાંધીજી સુદ્ધાંને વિશ્વાસ હતો. દેશની પરિસ્થિતિ [illegible] જોઈ જતી ન હતી. તેથી જ તે હંમેશાં સમાધાનના પ્રયત્નો કરતા ગયેલા. છેલ્લો પ્રયત્ન ૧૯૪૧માં એમણે સર્વપક્ષ પરિષદ બોલાવીને કરી જોયો ને ૧૯૪૨માં તો પછી એ સાવ [illegible] થયા. 'હિંદ છોડો'ની ચળવળને અને દમનના એ કાળા દિવસોમાં પરદેશી સરકારે આદરેલી જંગાલિયતથી એમને અત્યંત આઘાત થયો અને ૧૯૪૩માં એમણે કૉંગ્રેસની [illegible] જે વકીલાત કરી તેથી કૉંગ્રેસીઓમાં પણ તેમનું માન હતું તેથી [illegible] વધી ગયું, જે એમના જીવનના અંત સુધી અકબંધ રહ્યું.

સર સપ્રુનું અંગત તેમજ ગૃહ જીવન પણ [illegible] ચારિત્ર્યશુદ્ધ, સુખી, સમૃદ્ધ, અને સંસ્કાર [illegible] શિષ્ટ અને સંસ્કૃત પરિવારના તેઓ વડા હતા, અને [illegible] આર્યોની આતિથ્યભાવનાનું સર્વોત્કૃષ્ટ દર્શન થતું. ઈ. ૧૯૧૦માં, ૩૫ વર્ષની વયે વિધુર થયા પછી તેમણે નિર્મળ ચારિત્ર્યવાન સજ્જન અને આતિથ્યશીલ અભિજાત ગૃહસ્થ તરીકે આગેવાન જીવનની સુવાસ ચોમેર ફેલાવી. રોજ સાંજ પડ્યે સુગંધિત તમાકુનો હુક્કો ગગડાવતા એ પરસાળમાં બેઠા હોય અને ચોમેર વીંટળાઈ બેઠેલા નાનામોટાંને જ્ઞાન તથા ગમ્મતનું પાન કરાવતા હોય. તેમાં [illegible] 'આલ્બર્ટ રોડ' ઉપર પડતી પરસાળમાં ભરાતો એમનો એ 'દરબાર', લોકોમાં જાણીતી એક 'સંસ્થા' જેવો થઈ પડ્યો હતો. એવા જુદી જુદી (અનુ૦ પૃ ૧૨૪મે)



આંખો મધપૂડા પર ચોંટેલી રાખીને નિતાઇએ હાથ આગળ લંબાવ્યો. નીચેનાં માણસો તો આ હસી કિશોરની હીલચાલ જોઇને દંગ થઈ ગયા.

ઘોડેસવારની જેમ એક જાડી ડાળની બેઉ બાજુ પગ ઝુલાવતા બેઠાબેઠા નિતાઈબાબુ ગંભીરપણે કંઇક ચિંતવી રહ્યા હતા. કંઇ જ વિચાર્યા વિના મનમાં જેમ આવ્યુ તેમ કરી નાખવાની ઉમર હવે એમની ન હતી. કુશળ સેનાપતિની જેમ ચારે બાજુ જોઇ, આગળપાછળનો વિચાર કરીને કામ કરવાનું હતું વિશેષ કરીને આજની વાત તો ખરે જ જરા ગુંચવાડાભરેલી હતી.

બહુ નીચે વડલાની ઘેરી ઘટાએ એના થડની ચારે બાજુ અંધારું પાથરી રાખ્યું છે, અને એની વડવાઇઓ ચોમેર દોરડાંની જેમ ઝૂલી રહી છે. બપોરા થઈ ચૂક્યા છે. નિતાઈબાબુના પેટમાં ગલુડિયાં બોલી રહ્યાં છે. ભૂખ બરાબરની લાગી હોઇને એણે ખમીસના બેઉ ખિસ્સાં એક વાર ધ્યાનપૂર્વક ફંફોળી જોયાં, પણ કંઈ જ મળ્યું નહિ. જે થોડાંક બોર ને જામફળ ખિસ્સામાં હતાં, એ પણ પૂરાં થઈ ગયાં હતાં. એણે ચિન્તિત થઇને ઉપર નજર કરી. અત્યાર સુધી એકધારું એક ગુંજન એને કાને અથડાતું હતું, પરંતુ માનસિક ચિન્તાને કારણે એનું કારણ એ શોધી શક્યો ન હતો. હવે ઉપર નજર કરતાં એણે જોયું કે બરાબર એના માથાથી હાથભાર ઊંચે એક જાડી ડાળ ઉપર એક જબ્બર એવો મધપૂડો અર્ધચંદ્રાકારે ઝૂલી રહ્યો હતો. થોડીવાર માટે એ પોતાની ભૂખ અને વર્તમાન મૂંઝવણ ભૂલી કુતૂહલપૂર્વક એ મધપૂડા તરફ જ જોઈ રહ્યો; ને પછી ખૂબ જ જાળવીને એ ડાળ નીચે ઊતરીને બેઠો. મધમાખીની નજીક ફરકવું આફતવિહોણું નથી એ વાત એ પોતાના જાતઅનુભવે સારી પેઠે જાણતો હતો.

એ પછી ડાળીએ બેઠાબેઠા નિતાઈબાબુ ફરી માલ પર હાથ મૂકી વિચારે ચડ્યા. વડલા પાસે થઇને એક પાકી સડક જતી હતી. સડકની બીજી બાજુ, બરાબર વડલાની સામે જ, વિશાળ ચોગાનવાળા મકાનનો લોઢાનો દરવાજો હતો. અને દરવાજાની પાસે જ દરવાનની ઓરડી હતી. નિતાઈ જ્યાં બેઠો હતો ત્યાંથી મકાન અને તેની ચારે બાજુની વંડીનો બધો ભાગ બરાબર નજરે પડતો હતો, એટલું જ નહિ પણ મકાનમાં મોટે સાદે કોઈ બોલતું હોય તો તે પણ સંભળાતું. ઘરમાં કોણકોણ જાય-આવે છે તે પણ ઝાડની ડાળે બેઠાં બરાબર જોઈ શકાતું હતું.

પણ મોટી તકલીફ નિતાઇબાબુ માટે એ ઘરમાં પ્રવેશ કરવાની જ હતી. સૌપહેલાં તો દરવાજે દરવાન ઊભો છે. પરિણામે, ત્યાંથી અંદર જવામાં સલામતી નથી. પાછળથી વંડી ઠેકીને બગીચામાં થઈને અંદર જઈ શકાય તેવું છે. પણ એ પછી ? અંદર ઘરમાં કઈ રીતે જવું ? ત્યાં બિન્દુડી છે. જોતાં જ દોડી જઈ એને પકડાવી દેશે. ને પછી કોઈ દયા-માયા-મમતા નહિ રાખે. વળી કાકા પોતે જ હાથમાં ચાબુક ઝુલાવતા ચારે બાજુ નજર નાખતા મકાનમાં ચોમેર ફરી રહ્યા છે, અને વચ્ચેવચ્ચે રોષથી ગરજી પણ ઊઠે છે, એટલે એમની આંખથી બચવું સહજ નથી. બેશક, જો કોઈ પણ ઉપાયે એક વાર મોટીબા પાસે પહોંચી જાઉં તો પછી...

હં, પણ એક વાત કહેવાની તો તદ્દન રહી જ ગઈ. નિતાઈબાબુને નવ વર્ષ હજુ હમણાં થોડા દિવસ પહેલાં જ પૂરાં થયાં છે.

આજ સવારે એમણે એક ભયંકર કામો કરીને ઘર છોડ્યું છે. કાલ સાંજે અગિયાર વર્ષની મોટી બહેન બિન્દુ સાથે એને કજિયો થયો હતો. પરિણામે, હમેશાં જેમ બનતું આવ્યું છે તેમ, બિન્દુએ બાપુને અને કાકાને ફરિયાદ કરી મામલો પોતાને પક્ષે જીતી લીધો. રોષે ભરાએલો નિતાઈ ત્યારે તો ચૂપ રહ્યો, પણ આજ સવારે પથારીમાંથી ઊઠતાં જ એણે એ પરાજયનો ગજબનો બદલો લીધો. રાત્રે બેઉ ભાઈબહેન બાજુબાજુની પથારીમાં સૂતાં હતાં. સવારે ઊંઘ ઊડતાં બિન્દુએ જોયું તો એને માથે અંબોડો ન હતો ! વિહ્વળ થઇને આ તરફ-તે તરફ જોતાં સામેની ભીંત પર અંબોડો એમ ને એમ છાણાની જેમ વળગેલો એની નજરે પડ્યો !

નિતાઈ પોતાના કામનું પરિણામ જાણવા અહીંતહીં ફરી રહ્યો હતો. બિન્દુની ચીસાચીસ અને રો-કકળ કાને પડતાં જ એને ભાન થયું કે પોતે કરેલું કામ સારું નથી થયું; કંઇક વધુપડતું થઈ ગયું છે ! અને એણે બિલ્લીપગે ઘર છોડ્યું.

તે પછી અહીંતહીં થોડા આંટા મારી, પડોશીઓની વાડીમાંથી થોડાંક બોર જામફળ ભેગાં કરી, દશેક વાગ્યે જ્યારે એણે જોયું કે ઘરનાં નોકરચાકર એની તપાસમાં બહાર નીકળ્યાં છે ત્યારે એણે છાનામાના આ વડલાની ડાળે આવી આશ્રય લીધો, અને પોતે અદૃશ્ય રહીને સામાવાળાના વ્યૂહ જોતો રહ્યો.

પણ મુસીબતની વાત તો એ હતી કે હવે ખાવાનું એકદમ ખૂટી ગયું હતું. અને ખાલી પેટે ક્યાં સુધી લડી શકાય ? હવે નિતાઇબાબુ અત્યારે ઘરમાં શું શું ખાવાનું તૈયાર થયું હશે તે કલ્પનાની આંખે

**કિશોરકાળના તોફાનીઓમાંથી સાહસવીરો ને ગણેશિયા બંને પાક્યા છે.**

નિકળવા લાગ્યા, અને એ જોઈ એમના મોંમાં પાણી આવ્યું, ને મોં દયામણું થઈ ગયું. છતાં એ ડાળ ઉપર જામીને બેઠાબેઠા જોરથી પગ ડોલાવતા જ રહ્યા. કારણ, કલ્પનાની આંખે ખાવાની સુંદર સામગ્રીઓની સાથે એક બીજી ચીજ પણ દેખાતી હતી, અને તે હતો કાકાના હાથમાં ઝૂલતો પાતળો ચાબુક!

અલબત્ત, માર ખાવો એ નિતાઈબાબુ માટે કંઈ નવું ન હતું. સામાન્ય 'ધબ્બો' કે 'તમાચો' તો જવા જ દઈએ, કારણ એ તો રોજનું થયું; પણ જેને 'બરાબરનો મેથીપાક' કહેવાય એવો માર પણ એમને માટે વિરલ નહોતો. ઘરનાં માણસોને કેમ જાણે ટેવ જ ન પડી ગઈ હોય, તેમ આજુબાજુમાં ક્યાંયે કંઈ પણ તર તોફાન થતાં કે સહુને નિતાઈ પર જ શંકા આવતી; અને એ શંકા સાચી છે કે ખોટી તે જાણ્યા પહેલાં જ સહુ પોતાને ફાળે તેમ ગડદા-પાટુ-તમાચા લગાવવા મંડી પડતાં! હજુ થોડા દિવસ પહેલાં જ તદ્દન વિનાકારણે સહુએ એને ખૂબખૂબ વગોવણી સાથે ફટકાર્યો હતો.

એ વાતમાં એનો જરા યે વાંક ન હતો. એટલે સુધી કે કઈ રીતે અને કેમ એમ થયું એ પ્રશ્ન એના મનમાં હજુ યે અણઉકલ્યો જ રહ્યો હતો. બિન્દુએ અગાશીમાં એનું રમકડાનું ઘર ગોઠવ્યું હતું. તે દિવસે રમતમાં બિન્દુને ત્યાં ઘણાં પરોણાં આવવાનાં હોઈ બિન્દુ રસોઈમાં પરોવાઈ ગઈ હતી. એ ઉતાવળમાં ને ઉતાવળમાં હાર ત્યાં જ મૂકી ઘરમાંથી કંઈ લાવવા નીચે ગઈ હતી. આ તક મળતા નિતાઈએ તદ્દન રમૂજમાં એ હાર ગોળના પાણીમાં બોળીને પાછો હતો ત્યાં જ મૂકી દીધો. એના મનમાં બીજો કંઈ જ વિચાર ન હતો, સિવાય કે ગોળથી હાર પર કીડીઓ ચોંટશે અને પછી બિન્દુ જ્યારે જોયા વિના જ એ પહેરશે, ત્યારે એક જોવા જેવું નાટક થશે.

પણ નાટક ધાર્યાં કરતાં તદ્દન વિપરીતરીતે થયું. થોડી વાર પછી બિન્દુએ ચીસો પાડતાં નીચે આવીને કહ્યું કે એનો હાર લઈને નિતાઈ ભાગી ગયો છે! નિતાઈને પકડી લાવવામાં આવ્યો. પણ એણે જોરથી માથું ધુણાવી અપરાધનો ઇન્કાર કર્યો. ગોળમાં હાર બોળ્યાની વાત પણ ગભરાટમાં જરા યે ન કરી. પરંતુ એની વાત કોઈએ માની નહિ. ઊલટાનું કાકાએ જોરથી કાન આમળીને કહ્યું કે 'જા, જ્યાં રાખ્યો હોય ત્યાંથી લઈ આવ. લાવીશ તો કંઈ નહિ કરું.'

પણ જે ચીજના ઠેકાણાની જ ખબર ન હોય તે કઈ રીતે લાવી શકાય? નિતાઈ હાર લાવી ન શક્યો. કાન સુજી ઊઠ્યો તોપણ જ્યારે હાર ન જડ્યો ત્યારે કાકાએ સોટી ઉપાડી ને નિતાઈને સારી પેઠે ફટકાર્યો. ને ત્યારે નિતાઈને મનમાં થએલું કે જો કોઈ જાદુઈ વિદ્યાથી સોનાનો હાર બનાવી શકાતો હોય તો તેમ કરતાં હું ન અચકાઉં. પણ જાદુકળાથી અજાણ્યું એ બીચારાનો, પડ્યાપડ્યા માર ખાવા સિવાય બીજો કંઈ ઉપાય ન હતો.

આખરે થાકીને કાકાએ એને મુક્તિ આપી, અને કહ્યું 'મોટો થઈને આ છોકરો એક નંબરનો ગજવેકાતરુ થવાનો: એકદમ 'ક' વર્ગનો. ના કાળું કર વારું, અહીંથી.'

એ દશબાર દિવસ પહેલાંની વાત છે. તે પછી બિન્દુએ એની ઘણી ખુશામદ કરી છે. પણ આટલો માર પડ્યા પછી હવે બિન્દુ માટે એને જરા યે સદ્‌ભાવ રહ્યો નથી. એણે ગૌરવભરીરીતે બિન્દુના સમાધાનના પ્રયાસોને પાછા ઠેલ્યા છે. અને હાર વિષે એક રહસ્યમય ચુપકીદી પકડી છે. એ પછી ફરી પાછો ગઈ કાલે રાત્રે એને કોઈ બિષે બિન્દુ સાથે ઝગડો થયો છે અને પોતાના એકત્ર થએલા ક્રોધ અને રોષને બદલામાં ચરિતાર્થ કરતાં નિતાઈએ કાતર વડે બિન્દુના અંબોડાને માથાથી જુદો પાડી દીધો છે!

ઝાડની ડાળે મોજથી બેઠાબેઠાં પગ ડોલાવતાં ડોલાવતાં, બિન્દુનું ચોટલા વિનાનું માથું યાદ આવતાં એના પડી ગએલા, ભૂખના દુઃખે શુષ્ક બનેલા મોં પર હાસ્ય ફરકી ઊઠ્યું. બીજું ગમે તેમ હોય, પણ બિન્દુને બરાબરની સજા થઈ છે એમાં શક નથી. હવે ઓછામાં ઓછા છ મહીના સુધી તો એ ચોટલો ગૂંથી નહિ જ શકે!

પણ એનો એ આનંદ વધુ ટકી ન શક્યો. પેટની પીડા ને ભૂખનું દુઃખ વધવા લાગ્યું, અને ભમ્મર ખેંચીને એ ચારે બાજુ નજર નાખવા લાગ્યો. એક ખિસકોલી ઘણાં વખતથી ચડઊતર કરતી એને બાજુમાં જ જણાઈ. અવારનવાર આંખે ચડતી હોવા છતાં યે નિતાઈએ ધ્યાનપૂર્વક એને જોઈ ન હતી. ઝડપથી આવતીજતી ખિસકોલી એની પાસે આવતાં પળવાર માટે એકદમ અટકી જતી, અને પોપૈયાનાં બી જેવી કાળીકાળી આંખે તેના તરફ જોઈ, કિચિકિચિ શબ્દે પોતાનું મંતવ્ય જાહેર કરી, એ ચાલી જતી. નિતાઈ હવે એની હીલચાલ પર ધ્યાન દેવા લાગ્યો. ને એણે જોયું કે એ ખિસકોલી નીચેથી ઉપર આવતી વેળા પ્રત્યેક વાર એક નાનું ફળ એના મોંમાં લઈ આવતી હતી, અને એને ઝાડની એક બખોલમાં મૂકી ફરી નીચે ઊતરતી હતી.

ભૂખ અને કુતૂહલને કારણે નિતાઈ રહી ન શક્યો. એ જરા નીચે ઊતરી, ખિસકોલી જે ડાળ પર બખોલમાં પેલાં ફળ નાંખતી હતી ત્યાં જવા લાગ્યો. એને પોતાની બખોલ ભણી આવતો જોઈ પેલી ખિસકોલી કિચિકિચિ કિચિકિચિ કરતી ગુંજી ઊઠી. છતા નિતાઈને નજીક આવતો જોઈ આખરે એ ખિસકોલી ત્યાંથી નાસી છૂટી, અને બહુ ઊંચે એક પાતળી ડાળે બેસી અવિરામપણે નિતાઈ ઉપર ગાળોનો વરસાદ વરસાવવા લાગી.

નિતાઈ એ ખિસકોલીના બધા યે તિરસ્કારને અવગણીને પેલી બખોલ પાસેની ડાળ પર બેઉ બાજુ પગ ઝુલાવતો બેઠો. બખોલમાં ડોકિયું કરીને જોયું તો અંધારું. કંઈ જ દેખાતું નહોતું. એક મારના ભય સિવાય બીજો કોઈ જ ભય નિતાઈને સ્પર્શતો નહિ. એથી એણે મોજથી એ બખોલમાં હાથ નાખ્યો, અને ઉપલી ડાળ પરની ખિસકોલીની ચીસો અને ગાળો વધુ તેજ બની.

કોણી સુધી હાથ અંદર જતા નિતાઈને જણાયું કે એ બખોલ એ ખિસકોલીનું દર હતું. થોડી વારે એનો હાથ રૂ જેવી સુંવાળી એક જગ્યાએ જઈ અટક્યો. ફંફોળતાંફંફોળતા એને લાગ્યું કે ખિસકોલીએ

(પૃષ્ઠ ૧૧૪મે)

# સંધિ અને વિગ્રહ

## નિતાઈનું નસીબ નાનાકાકા ઘડશે કે બિન્દુ?

'કુમાર'ના ચિરપરિચિત
શ્રી શરદીન્દુ વંદ્યોપાધ્યાયની વાર્તા

અનુવાદક • રમણિક મેઘાણી

# ગુજરાતમાં પટ્રોલિયમની શકયતા દેખાઇને આજે તેની શોધ ચાલી રહી છે ત્યારે . . .




થોડા દિવસ ઉપર છાપાંમાં સમાચાર હતા કે ખંભાતથી ઘોઘા સુધીના દરિયાકિનારા પ્રદેશમાં તેલના કૂવા નીકળી શકે તેમ છે એવે સરકારી ભૂસ્તરશાસ્ત્રી પ્રો. વાડિયાનો અહેવાલ પ્રકટ થયા પછી બર્મા શેલ કંપનીએ પણ એ દિશામાં આગળ પ્રયત્નો શરુ કર્યા છે. ગુજરાતની ધરતીમાં રહેલા એ પ્રવાહી સોના અંગેની વિસ્તૃત, શાસ્ત્રીય ને અભ્યસનીય માહિતી આપતો આ લેખ લેખકે જ દોરેલા તેના નકશા, ચિત્રો તથા આલેખો સાથે રસમય ને ઉપયોગી નીવડશે.[1]


લેખક

રામસિંહજી રાઠોડ

કચ્છ ગવર્નમેન્ટ રીસર્ચ સ્કૉલર

ડીપાર્ટમેન્ટ ઑવ જીઑલૉજી • બનારસ હિંદુ યુનિવર્સિટી


પ્રથમ બ્રહ્મદેશ અને પછી પાકિસ્તાન હિંદથી અલગ થયા પછી જ્યાંથી પેટ્રોલિયમનું ઉત્પન્ન મળતું હોય તેવું એકમાત્ર આસામમાં ડિગ્બોયનું ખનીજ તેલનું ક્ષેત્ર હિંદને ફાળે રહ્યું છે. પેટ્રોલિયમના આ ક્ષેત્રમાંથી હાલ દર વરસે લગભગ ૮ થી ૯ કરોડ ગૅલન તેલ નીકળે છે. હિંદની તેલની ખપત જોતાં તો આ પેદાશ નાગરની જ ગણાય. એટલે આજે જૂનાં શોધાએલાં ક્ષેત્રોમાંથી તેલનું ઉત્પાદન વધારવાની, ખનીજ તેલને બદલે તેવાં જ બીજા રાસાયનિક દ્રવ્યો ઉત્પન્ન કરી વપરાશમા લેવાની, ને નવા સંભવિત ક્ષેત્રો વિકસાવવા મોટા પાયે સંશોધનકાર્ય હાથ ધરવાની હિંદની જરૂરત અનિવાર્ય બની ગઈ છે.

જગતના સર્વ ખનીજ-વપરાશમાં અત્યારે પેટ્રોલિયમ સૌથી વિશેષ વ્યાપકપણે વપરાતુ ખનીજ છે. ગામડાંમા પણ બાળવામાં આવતા કેરોસીનના દીવા જેવા ઘરવપરાશથી માંડી આપણા તમામ ઉદ્યોગ-ધંધા, વાહનવ્યવહાર અને ખેડાતાં વર્તમાન યુદ્ધોમાં પેટ્રોલિયમ એક આવશ્યક વસ્તુ બની ગઈ છે. રાષ્ટ્રીય ને આંતરરાષ્ટ્રીય સબંધોમાં હાલ બીજી બાબતો સાથે પેટ્રોલિયમના પ્રશ્ન ઉપર પણ જગતશાંતિ અવલંબે છે. આ રીતે પેટ્રોલિયમ આધુનિક સંસ્કૃતિનું મહત્ત્વનું અંગ બની જતાં આપણા નૈતિક જીવન સુધી તેની અસર પહોંચી છે. અણુયુગ પહેલાંની આજની માનવ સભ્યતાનો પેટ્રોલિયમ આધારસ્તંભ છે.

## પ્રાચીન ઇતિહાસ

માનવજાત પુરા-પાષાણ યુગથી એક કે બીજા રૂપે પેટ્રોલિયમને જાણતી આવી છે. પેટ્રોલિયમની રચનાનાં ઉપયોગી અંગો હાઇડ્રો-કાર્બનનું એક નિષ્પન્ન શિલાજીત* તો હિંદમાં પણ પુરાણા કાળથી ઉપચાર માટે ઉપયોગમાં લેવાયું છે. ચાર હજાર વર્ષ પહેલાંની હિંદની સુમેરિયન સંસ્કૃતિનાં મકાનોમાં ડામરની સંધાએલી ઈંટો વપરાએલી પુરાવિદોએ મેળવી છે. મીસરમાં મૃત શરીરો સાચવવા ડામરનો જ ઉપયોગ થતો. ડામરને તેઓ 'મમી' કહેતા, જે પરથી એ રીતે સચવાએલાં એ મુડદાં પણ 'મમી' કહેવાયાં. યુફ્રેટિસ નદી પર વહાણોના બાંધણીમાં છેક પ્રાચીન કાળથી આજ સુધી તે વપરાતો આવ્યો છે. ગ્રીસ અને ઈરાનની ધરતીમાંથી ઝમીને બહાર નીકળતા તેલનો ઈ.સ. પૂ ૪૫૦માં હિરોડોટસે નિર્દેશ કરેલો છે. રોમન લોકો પ્રકાશ માટે ખનીજ તેલ કેમ મેળવતા તે વિષે રોમન ઇતિહાસકાર પ્લીનીનો ઉલ્લેખ મળે છે. મેસોપોટેમિયામાં ખનીજ તેલ, તેનો ભરાવો, અને વાયુરૂપે તે બળીને તેના થતા ભડકાઓ ઈ.પૂ. ૩૩૧માં સિકંદર કેમ ભડકેલો તેનું વર્ણન પ્લુટાર્ક કરે છે. જાપાનમાં બે હજાર વર્ષ પહેલાં પણ ખનીજ તેલના દીવાનો ઉપયોગ થતો; અને ચીનાઓએ ઈ. પૂર્વે ૨૨૧માં ધરતીમાં છેદ પાડયાની નોંધ મળે છે. ઇસુ યુગની શરૂઆતમાં કાસ્પીઅનના કાંઠે બાકૂમાં જમીનમાંથી સ્રવી ઉપર આવતું તેલ જલતી જ્વાલામાં પરિણમતું; ને બાકૂવાસીઓ એ જ્વાલાની ભરમાત્ કરતી શક્તિ જોઈ એવા ગભરાએલા કે તેને શાંત કરવા તેમણે નરમેધ કરેલો. તે પછી આજ બે હજાર વરસે પેટ્રોલિયમની એ શક્તિએ આધુનિક યુદ્ધોમાં તો કેટલા યે નરબલિનો ભોગ લીધો હશે?

## પેટ્રોલિયમના ઉદ્યોગનો વિકાસ

ઉપર અપાઈ તે થઇ ધરતીમાંથી કુદરતી બળે બહાર આવી ઉપયોગમાં લેવાયલા પેટ્રોલિયમની પ્રાચીન વાતો. વર્તમાનકાળમાં ૩૦૦ વર્ષ પહેલાંથી બાકૂમાં ખનીજ તેલ વપરાવા લાગ્યું હતું. ઈ.સ.૧૬૨૭

[1] અગાઉ પણ ૧૪૭મા અંકમાં એક વિસ્તૃત લેખ આવી ગયો છે. *પેટ્રોલિયમની રચનામાં રહેલા હાઇડ્રો-કાર્બનનાં તત્ત્વો શિલાજીતના હાઇડ્રો-કાર્બન કરતાં પુરાણા હોઈ તે સાથે તેમને સબંધ નથી. શિલાજીત તો હિમાલયના પહાડો પર સ્વયં બહાર નીકળેલું હાથે આવે છે

મા અમેરિકાના પેન્સિલ્વાનિયા પરગણામાં પેટ્રોલિયમની પરખ થઈ હતી. અઢારમી અને ઓગણીસમી સદીમાં વૈદકીય ઉપચાર તરીકે ઔષધોમાં વપરાતા તેનું વિશેષ મહત્ત્વ હતું. ઇ. સ. ૧૮૫૦થી તે પ્રકાશ મેળવવા કેરોસીન રૂપે દીવામાં બાળવાના કામમાં લેવાયું. અમેરિકામાં મીઠાવાર મીઠું બનાવવા માટે ખારું પાણી મેળવવા સારુ ખોદાતા કૂવાઓમાંથી તેલ મળી આવ્યું, અને પછી તેલ મેળવવા માટે જ ખાસ બનાવાએલો પહેલવહેલો તેલનો કૂવો તૈયાર થયો. ઇ. ૧૮૫૮માં પેન્સિલ્વાનિયાના ટિટસ્વિલમાં ૭૦ ફૂટ ઊંડો કૂવો 'ડ્રેકના કૂવા'ના નામે વિશ્વખ્યાત થઈ ઐતિહાસિક બની ગયો. પછી તો પેટ્રોલિયમના ઉદ્યોગનો વિકાસ આજ સુધીમાં કૂદકે ને ભૂસકે થતો ગયો છે અને પેટ્રોલિયમની તેના ભિન્નભિન્ન રૂપે થતી ઉપયોગિતાનું ક્ષેત્ર પણ એટલું જ વ્યાપક ને વિશાળ બન્યું છે.

## ભૂગર્ભમાં પેટ્રોલિયમની રચના

જીવનની જરૂરતોમાં અનેકવિધ રીતે ઉપયોગી બનનારું આ પેટ્રોલિયમ ધરતીમાં ક્યાંથી આવ્યું એ તો હજુ યે અણઉકેલ્યા કોયડા જેવી ઘટના છે. કંઈ કેટલા યે વાદવિવાદના અંતે એક સિદ્ધાંત ઉપર તો તજ્જ્ઞો સહમત થાય છે, કે પેટ્રોલિયમ માત્ર કોઈ જડ પદાર્થોનું રૂપાંતરિત રૂપ નહિ, પણ ચેતન તત્ત્વોનું નિષ્પન્ન છે. કરોડો વર્ષ પહેલાં સમુદ્રને તળિયે થતી સૂક્ષ્મ જીવાત તથા તેવી જ નાજુક વનસ્પતિ નદીઓમાં ધસડાઈ આવતા જળમળ ને કીટાણુઓ સાથે સૂર્યપ્રકાશ ને હવામાનની અસર તળે તે સડે તે પહેલાં, ત્વરિતપણે દટાતી ગઈ. છીછરા સમુદ્રો ને દરિયાઈ નાળોમાં પ્લૅંક્ટન (Plankton) જેવા આવા સૂક્ષ્મ કીટાણુઓને દાટતા રેતી, માટી અને કીચડના કાંપના થર પર થર બાઝતા ગયા. એમ ઊંડે ઊંડે દબાણમાં દટાઈને અમુક બૅક્ટેરિયા (જીવાણુઓ)ની પ્રક્રિયામાં તથા પ્રાણવાયુની અનુપસ્થિતિમાં આ કીટાણુઓ હાઇડ્રોકાર્બન-સંયુક્તોના રૂપમાં ફેરવાયા અને હાઇડ્રોજન તથા કાર્બન પરમાણુઓના જોડાણથી બનેલા આ સંયુક્તો ભિન્નભિન્ન ગરમીના પ્રમાણમાં વિવિધ ગુણધર્મો ધરાવતા અનેકવિધ વાયુ, પ્રવાહી ને ઘનરૂપ પેટ્રોલિયમની રચનાના મૂળ તત્ત્વોમાં રૂપાંતરિત થયા. સાથેસાથે યુગાંતરે માટી અને રેતી વગેરેના થર ઉપર જામેલા થર પણ ધીમે ધીમે ભાર, દબાણ અને ઉષ્ણતાની પ્રક્રિયામાં કઠણ શિલા રૂપે ફેરવાયા. પછી આ સમતળ જામેલા પડો, ભૂગર્ભમાંની કોઈ આંતરિક હલચલને કારણે દબાણના જોરથી વળાંક લેતા થતા ગયા. તો ક્યાંક તૂટ પડવાથી ઊંચાનીચા થયા. છૂટાછૂટા તૈયાર થઈને કીચડકણોમાં બાઝેલા પેટ્રોલિયમના ટીપાં પણ આ પ્રક્રિયામાં તેની જનક શિલાઓમાંથી નીચોવાઈ એકઠાં થવા લાગ્યાં. એ રીતે તૈયાર થએલો પેટ્રોલિયમ પદાર્થ તેના હલકાપણાને લીધે તથા તેના પરમાણુઓના પરસ્પરના ચુંબક ગુણધર્મ મુજબ એકબીજાને બાઝેલા રહી સર્વાંવાકર્ષણમાં ઉપર ચડતો ગયો, ને જ્યાં તેને ઉપર ચડતો રોકે તેવું ઘટ્ટ પડ આડું આવ્યું ત્યાં તેનો ભરાવો થયો, અને જ્યાં તેને ધરતીમાંથી બહાર નીકળવાનો માર્ગ મળી ગયો ત્યાં વાયુરૂપે તે હવામાનમાં પણ ભળી જવા માંડ્યું. અગણિત વર્ષોથી ચાલતી, કુદરતથી અકળ એવી આ ક્રિયા તેના ભિન્નભિન્ન તબક્કે ભૂગર્ભમાં ગતિશીલ રહી હશે. (જુઓ આની પછીના પાના ઉપરની વિસ્તૃત આકૃતિ)







ગુજરાતના ભૂગર્ભના પેટાળમાં, જ્યાં પેટ્રોલિયમ સંભવી શકે તેવા, આર્ય કલ્પના ત્રેતાયુગના પડોનો વિસ્તાર દર્શાવતી ગુજરાતની ભૂસ્તરીય રચના આ નકશામાં દર્શાવી છે. ૩૦૦માં અંકથી શરૂ થએલી 'ગુજરાતનું સર્જન' નામે લેખમાળા જેઓ વાંચતા હશે તેઓને, આ નકશામાં દર્શાવેલા જુદાજુદા યુગોના નામ અપરિચિત નહિ હોય. એ 'યુગો' અને 'કલ્પો'નો એક આલેખ પણ ૩૦૦મા અંકમાં આપ્યો હતો. છતાં જેમને એ નામો નવા લાગે તેઓને પણ ધીરજ ને મનનપૂર્વક આ આખો લેખ વાંચવા તથા સમજવાની આગ્રહી ભલામણ છે, કેમકે . (વાંચો આ પાના નીચેની ઘેરી લીટીઓ) —આલેખક રામસિંહજી (ભૂગોળ)

### ધરતીનાં પડોમાં પેટ્રોલિયમ-સંગ્રહ થવાના સંજોગો

આ રીતે મુખ્યત્વે જળજ શિલાઓ જ્યાં ગુંબજ આકાર ધારણ કરે છે ત્યાં, તેની તાસળી ઘાટની બખોલમાં કે ઉભો ઊંધા ને ગોળાકારે રચાએલા ઢળતા નાવાકાર પડોના પેટાળમાં નીચેથી નીચોવાઈ

**કુદરતના ખજાનામાં ગુજરાતની આ સમૃદ્ધિ આડે હજી તો તકદીરનાં તાળાં છે. લક્ષ્મીને કોડમાં મૂકી નસીબ સાથે ખેલવામાં ગુજરાત પાવરધું છે. પ્રકૃતિનાં પારખાં લેવાની માણસની અક્કલે છેલ્લામાં છેલ્લી હદે ખીલવેલા વિજ્ઞાનની ચાવી વડે એકદિલીથી એ તાળું ખોલવા ગુજરાતમાં પ્રયત્નો થાય, ગુજરાતનું નસીબ ખુલી જાય, ધરતીનું એ ધન ઉભરાઈ ગુજરાતમાં પેટ્રોલિયમનું પૂર વહેવા માંડે,—તો હિંદને સમૃદ્ધ કરતાં ગરવી ગુજરાતનો જગતમાં જયવારો બોલી જાય તેમ છે**












ભૂગર્ભમાં પેટ્રોલિયમની રચના કેમ થાય છે તે, તથા પેટ્રો-
લિયમના સર્જક હાઇડ્રો-કાર્બન પરમાણુઓના રચાતા સંયુ-
ક્તો સમજાવતો આલેખ: પાછળના પાના પર પેટ્રોલિયમની
રચનાનું જે વર્ણન કર્યું છે તેની સાથે આ આકૃતિ જોતા જ-
વાથી સમજણ સરળ બનશે. (આલેખક-રામસિંહજી)

ઊંચે ચડતા પેટ્રોલિયમનો ભરાવો થાય છે ઘણુંખરું તો ભૂસ્તરનાં પડોની આવી ઉન્નતોદર ઘાટની રચનામાંથી જ પેટ્રોલિયમ હાથ લાગે છે. પણ કુદરત થોડી જ નિયમાધીન રહે છે? ભૂસ્તરમાં શિલાઓની થતી પડક્રમ (Stratigraphical) કે પડબંધ (Structural) રચનામાં બીજી પણ ઘણી રીતે રચાતા બંધિયાર પડોમાંથી યે પેટ્રોલિયમ મળી આવે છે. કીચડની બનેલી જનક શિલાઓમાંથી છૂટું પડેલું પેટ્રોલિયમ વેણુપાષાણના કે ક્વચિત ચૂનાપાષાણના અછિદ્ર થરમાં એકઠું થાય છે; અને ઉપરના ભાગે આવી રહેલી મૃણ્મય પાષાણની કે એવી જ કોઈ ઘટ્ટ શિલાઓ, વચ્ચે પેટ્રોલિયમ અને સૌ નીચે ખારું પાણી આવી જતાં પેટ્રોલિયમ ત્યાંથી છટકી જતું અટકી સચવાય છે. ક્યારેક ચીકણી જેવો પદાર્થ, ઘટ્ટ જામેલો ઍસ્ફાલ્ટનો જથ્થો વગેરે પણ આ કામ કરે છે. પડો જો સપાટીને સમરેખ હોય તો તો તેમાં પેટ્રોલિયમ વેરણછેરણ વેરાએલું પડ્યું હોય. પેટ્રોલિયમ ભૂગર્ભમાં જે સંજોગોમાં સંઘરાયું હોય તેમાં જરા જેટલો વિપરિ-ણામ થતાં તેનું રૂપાંતર થઈ જાય છે. ક્યારેક આંતરિક ઉપાધિઓથી તેનો નાશ પણ થઈ જાય છે. પેટ્રોલિયમ-સંગ્રાહક પડોમાં અલ્પ ફેરફાર થતાં તેને ખસવાના સંજોગો પ્રાપ્ત થાય તો ક્ષણભરમાં સરી જઈ તેનો સ્થાનફેર થઈ જાય છે. ધરતીની ઉપલી સપાટી ઉપર એક ક્ષેત્રમાં નક્કી થઈને એકની મિલકત તરીકે રહેવાએલું પેટ્રોલિયમ વારેવારં કુદરતી રીતે બીજાના ક્ષેત્રમાં સરકી જતાં માલિકીમાં ફરક પડી જાય છે! આકારમાં પેટ્રોલિયમ-જે.ના માલિકી-હકના ખ્યા- લો રાખો પણ સર્વના હક સુરક્ષિત રહે એ નજરે પડાય છે એવું આવું ક્ષણભંગુર, ભાગેડુ ને બહુરૂપી પેટ્રોલિયમ, વાંકાચૂંકા આકાર ના ભૂસ્તરના થરોથી રચાએલા પાકા બંધિયાર પડોમાં જ્યાં વિપુલ જથ્થામાં એકઠું થાય છે ત્યારે તે આર્થિકરીતે વિકસાવ યોગ્ય ગણાય છે. આમાં સંગ્રાહક પડ જેમ વિશેષ છિદ્રાળુ, તે તેમાં તેલનો વિશેષ જમાવ થાય છે. આ સછિદ્રતાનું પ્રમાણ શિલા બાંધતા કણોના ઘાટ ને કદ ઉપરથી મપાય છે. એ રીતે મપાએલા ર ટકા સછિદ્ર વેણુપાષાણમાં એક એકર ફુટે ૨૫૫૦ બૅરલ (બૅરલ=૪ગૅલન) ખનીજ તેલ હોવાનો અંદાજ કઢાય છે.

## પેટ્રોલિયમ માટે ભૂસ્તરનું સંશોધન

આવી ખનીજતેલની શોધ કરતી વખતે ભૂસ્તરમાં આવા તમામ અનુકૂળ સંજોગોનો એકસામટો જમાવ છે કે નહિ તે જોવું જરૂરી છે. પેટ્રોલિયમ રચનાર તેના જનક અને સંગ્રાહક આવાં તત્ત્વો, અનુભવે પુરવાર થયું છે તેમ, ત્રેતાયુગની જલજ શિલાઓમાં વિશેષ પ્રમાણમાં મળી આવે છે. જેથી શિલાબંધારણની ઢળ તથા અગત્યભૂત અવરોધો ઉપરથી ભૂસ્તરશાસ્ત્રીઓ આવા થરો હોવાની પ્રથમ તો ખાત્રી કરી જુએ છે અને પછી તેમાં પેટ્રોલિયમનો ભરાવ થાય તેવા ઉપર જણાવેલા સાનુકૂળ સંજોગો છે કે નહિ તે તપાસે છે. જ્યાં જ્યાં ભૂસ્તરનાં પડો કુદરતીરીતે ખુલ્લાં થએલાં હોય, ત્યાં ત્યાં તે તપાસી લઇને પછી હવાઈ જહાજમાંથી એ ભૂતળના અંતરિક્ષ ફોટાઓ લઇને તે વડે ભૂસ્તરના આકાર અને પ્રકાર નક્કી કરાય છે. ઘણીવાર એવું પણ બને છે કે ઉપરક નજરે ભૂતળ તદ્દન સપાટ લાગે; પણ તેનાં પડો નીચે તેના ઘેરા ઊંડાણમાં ભૂગર્ભમાં પેટ્રોલિયમ સંઘરાય તેવા સંજોગો ધરાવતા વળાંક લેતાં કે તેવાં જ કોઇ પ્રકારનાં પડો આવી રહેલાં હોય. એવે વખતે ભૂ-ભૌતિક (geophysical) સાધનો વડે તપાસ કરવાથી, ઊંડે ઊંડે ભૂગર્ભમાં કેવા પ્રકારનાં પડો આવેલાં છે તેનો ખ્યાલ આવે છે. આમાં ગુરુત્વાકર્ષણ, વિદ્યુત્પ્રસરણ, લોહચુંબકત્વ, રેડિયો ઍક્ટિવિટી, ભૂગર્ભના ઊંડાણમાં સુરંગ ફોડીને મેળવાતી કંપનક્રિયા અને તેના ધડાકાના પ્રતિધ્વનિ વગેરે સિદ્ધાંતોની અસર નાજુક યંત્રો દ્વારા નોંધીનોંધીને ભૂસ્તરનાં પડોની પરખ કરાય છે. ક્યારેક તો ભૂતળની ખુલ્લી ધરતીના નમૂનાનું પૃથક્કરણ કરતાં તેમાં મળતાં હાઇડ્રો-કાર્બન પણ પેટ્રોલિયમના અસ્તિત્વના સૂચક બની જાય છે. *પડોના બંધારણની કોઈ તૂટ કે* ચિરાડવાળી રચનામાંથી જ્યારે પેટ્રોલિયમ વાયુ કે પ્રવાહીરૂપે છટકીને જમીન ઉપર દેખા દે છે ત્યારે તો તે ધરતીમાં પેટ્રોલિયમ અવશ્ય અસ્તિત્વમાં છે એમ સહેલાઇથી ખાત્રીબંધ કહી શકાય; પણ એવે વખતે, સાથેસાથે એ પણ નક્કી કરવું રહે કે એ રીતે ઊડી જઇને છટકી જતાં પાછળ પેટ્રોલિયમનું કેટલું પ્રમાણ બચ્યું હશે. ખનીજ તેલનાં તત્ત્વો એ પ્રમાણે જો પાણી સાથે ભળીને ઉપર ચડી આવી દેખા દે, તો પાણી ઉપર તે મેઘધનુષ્યના રંગોનાં અસ્તર રચતું તરતું રહે અને ઊડતું જાય. લોહભસ્મ ભળેલા કાઇઆવાળા પાણીમાં પણ એવું જ મેઘધનુષ્યરંગી અસ્તર તરતું દેખાય છે. પણ જો તેલનું અસ્તર હોય છે તો તેને લાકડીથી કે કોઈ સાધન વડે તોડતાં પણ તે પાછું જોડાઇ જાય છે, જ્યારે કાઇઆની તર તૂટતી અલગ-પડી રહે છે આ તેનું પારખું છે.

## પેટ્રોલિયમનાં બોરીંગો

આ રીતે ભૂસ્તરમાં તેલની સંભવિતતા જણાય તો પછી ત્યાં ખાતરી કરવા માટે જમીનમાં ઊંડું બોરીંગ કરવામાં આવે છે. આ રીતે કરેલા બોરીંગના ખોદાણમાં, ભૂસ્તરના ઊંડાણના થરોના જે નમૂના નીકળતા જાય તેને વિશેષ બારીકાઈથી તપાસવામાં આવે છે; અને એમાં જો ખનીજ તેલનું અસ્તિત્વ સાબિત થાય તો પછી ત્યાં વિશેષ બોરીંગો કરી ભૂગર્ભના ઊંડાણની ભૂસ્તરીય રચના નક્કી કરવામાં આવે છે. આ રચનામાં પછી ગરમીના પ્રમાણની સ્થિતિ, દબાણ, પેટ્રોલિયમ નીચે પાણી હોય તો તેમાં ક્ષારનું પ્રમાણ, પડની સછિદ્રતા, વગેરેનું માપ કાઢી તેલનો વિસ્તાર અને તેનું પ્રમાણ અંદાજવામાં આવે છે. એ ઉપરથી એ વિસ્તાર ખનીજ તેલના ક્ષેત્ર તરીકે વિકસાવવા યોગ્ય છે કે નહિ તે નક્કી થાય છે. પેટ્રોલિયમની શોધ માટે કરાતી આવી ભૂસ્તરીય તપાસ અને બોરીંગો વગેરેમાં અઢળક ખર્ચ થાય છે અને ઘણીવખત તો તેમાં નિષ્ફળતા પણ મળે છે. પણ પૂરતી ચોકસાઈ કરેલાં બોરીંગોમાં દસ બોરીંગે એક બોરીંગ પણ જો સફળ નીવડે તો મૂડીના રોકાણનું વળતર મળી રહે છે

આમ, પેટ્રોલિયમની શોધ માટે જેમ જેમ ઊંડે ને ઊંડે ઊતરવાની જરૂર પડી તેમ તેમ બોરીંગ-યંત્રના પ્રકારોમાં પણ સુધારા થતા ગયા. અત્યારે આ માટે અદ્યતન પ્રકારની ઘુમરી-શારડી (rotary drilling) વપરાય છે. તેની મદદ વડે ૧૫,૦૦૦ ફૂટ જેટલે ઊંડે સુધી સહેલાઈથી છેદ પાડી શકાય છે; અને જો સરખાઈ હોય તો એ કામમાં એક દિવસમાં ૨૫૦૦ ફૂટ ઊંડો છેદ પણ પડી શકે છે આમ, પેટ્રોલિયમની તલાશ માટે થતા એક કૂવાનું ખર્ચ લગભગ ૧૫,૦૦,૦૦૦ રૂપિયા થઈ જાય છે એ કૂવાઓની સરેરાશ ઊંડાઈ અત્યારે ત્રણ હજાર ફૂટથી વધારે ગણાય છે ૧૯૨૦માં ૪,૦૦૦ ફૂટની ઊંડાઈનો કૂવો તો અસાધારણ ઊંડો લેખાયો હતો; પણ ૧૯૪૦ સુધીમાં તો અમેરિકામાં કૅલિફૉર્નિયામાંથી ૧૫,૦૦૪ ફૂટની ઊંડાઈએથી અને મિડ-કૉન્ટીનેન્ટમાંથી ૧૪,૯૫૨ ફૂટની ઊંડાઈએથી તેલ શોધાયું હતું તેલના દરેક ક્ષેત્રમાં કૂવાઓની ઊંડાઈમાં ઘણો ફેરફાર હોય છે. ઘણી વખત તો એક જ ક્ષેત્રમાં ભિન્ન ભિન્ન ઊંડાઈના થરોમાંથી અલગ અલગ તેલ મળી આવે છે. ઊંડા કૂવાઓમાં કુદરતી દબાણથી તેલ ઊંચું ચડે છે, તો છીછરા કૂવાઓમાં તેને પંપથી ઊંચે ખેંચવું પડે છે. કેટલાક ક્ષેત્રોમાં તેલની નીચેની સરવાણીમાં ખારૂ પાણી હોય છે. જેમ તેલ કઢાતુ જાય છે તેમ પાણી ઉપર ચડતુ આવે છે; અને પાણીનું આ ચઢાણ તેલનું પ્રમાણ ઘટવાનું સૂચક બને છે.

### પેટ્રોલિયમની વિવિધ બનાવટો અને તેના ઉપયોગો

ધરતીમાંથી પેટ્રોલિયમ ઊંચે ચડાવવાની ક્રિયા પણ સીધી સાદી નથી પણ તેથી વિશેષ જટિલ ક્રિયા તો કાચા પેટ્રોલિયમને શુદ્ધ કરી તેને જુદાંજુદા રૂપાંતરોમાં ફેરવવાની છે. પેટ્રોલિયમ સાફ કરવાનાં આ કારખાનાં, ધરતીમાં જ્યાંથી પેટ્રોલિયમ નીકળે છે એ ક્ષેત્રોથી ઘણુંખરું બહુ દૂર હોય છે એટલે ક્ષેત્રમાંથી એ કારખાનાં સુધી કાચું પેટ્રોલિયમ પહોંચાડવાની સગવડ વળી વધુ વિકટ હોય છે. ઉપલબ્ધ એવાં સાધનો વડે, જળ વાટે, રેલવેમાં, મોટર-ટ્રકોમાં કે નળો મારફતે તે કારખાનામાં મોકલવામાં આવે છે. આ કારખાનાંઓમાં પચાસ હજારથી સવા લાખ બૅરલ તેલ સમાવી શકે તેવડી કૉંક્રીટ અને લોઢાની ટાંકીઓ હોય છે. કાચા પેટ્રોલિયમમાં હાઇડ્રો-કાર્બનનું જે વિવિધ પ્રમાણ હોય તે પ્રમાણમાં વિવિધ સંયુક્તોવાળા અલગ અલગ ગુણધર્મ ધરાવતા પદાર્થો છૂટા પાડવામાં




ભૂગર્ભની રચનામાં ચિત્રવિચિત્ર રૂપે મળતુ પેટ્રોલિયમ. કાળો ભાગ પેટ્રોલિયમ-સંગ્રહ બતાવે છે વિગત ઉપર વાંચો

આવે છે આ માટે તેના પર ગરમી કે દબાણ અને ક્યારેક હાઇડ્રોજન ઉમેરી વિવિધ રાસાયનિક ક્રિયાઓ કરવામાં આવે છે. પહેલાં તો તેને વિવિધ અંશની ગરમી આપી ઉકાળવામાં આવે છે; અને ૧ થી ૪૦૦ અંશ સુધીની ગરમી અપાતાં તેમાંથી નીપજતો વાયુ ઠરતાં ક્રમવાર (૧) ગૅસ, (૨) પેટ્રોલિયમ ઈથર, (૩) વિમાનો માટેનું પેટ્રોલ, (૪) મોટર-પેટ્રોલ, (૫) નેપ્થા, (૬) કેરોસીન, (૭) ડીઝલ ઑઈલ અને (૮) વીજળી ઉત્પન્ન કરવાના તથા એવાં બીજા યંત્રો માટેનું બળતણ, એમ પ્રવાહી વસ્તુઓ એક પછી એક મેળવવામાં આવે છે. આને અંતે જે શેષ રહે છે તેમાંથી પણ યંત્રોમાં ઊંજવાનું ચીકટ (ગ્રીઝ), મીણ, રસ્તાઓ બનાવવાનો ઍસ્ફાલ્ટ વગેરે પદાર્થો બનાવાય છે આ બધાને રાસાયનિક ક્રિયાઓથી કારખાનાંમાં શુદ્ધ કરી, બજારની જરૂરિયાત મુજબના ગુણોવાળા બનાવી, વેચાણ માટે પૂરા પાડવામાં આવે છે આ ઉપરાંત, કેટલાક રસાયણો, ઔષધિઓ, પૅરૅફીન, લાખ, મીણ, રંગરોગાનો, જીવાણુનાશક પદાર્થો (ડામરની ગોળીઓ જેવા), બનાવટી રબર, સુગંધીઓ અને સૅકરીન જેવા મીઠા પદાર્થની બનાવટમાં પણ પેટ્રોલિયમ વપરાય છે તેના મીણમાંથી મીણબત્તી અને જલ-અવરોધક વસ્તુઓ જેવી ચીજો તૈયાર કરવામાં આવે છે ધરતીમાંથી આડબીડ રૂપે નીકળતા કાચા પેટ્રોલિયમનો રંગ વિવિધરંગી હોય છે, પણ ઘણુંખરું તે લીલાશપડતા ઘેરા બદામી રંગનું અને દુર્ગંધ મારતું હોય છે પેટ્રોલિયમમાંથી મેળ-



# નૂતનવર્ષાભિનંદન



આવતી કાલનાં
નાગરિકોનું
માસિક
૧૯૪૯
ઑક્ટોબર



(મંદાક્રાન્તા) **લજ્જા!**

**નિરંજન ભગત**

રે શી સજ્જા, પ્રિય! શિર પરે સિન્દુરે રમ્ય રેખા,
ને અંબોડે અલકલટમાં પુષ્પવેણી ય ઝૂલે;
તારે કાને અધિકતર શોભા ધરી કર્ણફૂલે,
ને ભાલે શી ટમક ટિલડી ચન્દ્રની બીજલેખા!
તારે આંખ્યાં અતલ નયનો અંજને, તોય નીલાં;
ગાલે લાલી, અધર પર શો રાગ! શી રૂપલીલા!

રે તો યે આ સકલ અધુરી પ્રેમની પૂર્ણસજ્જા!
એની સંગે સખીરી તવ મુખ પરે જ્યાં લગી ન્હોય લજ્જા!



## અંધકારનું શિલ્પ

• વસંત •

એ રાત્રિએ નગર આ સરતું જતું'તું
અંધારની વિતરતી જતી સોડ માંહે;
ઉન્મત્ત શો પવન સુસ્ત બની રહ્યો'તો,
ડૂબ્યે જતા ચમકતા જુજ તારલાઓ;
ને મૌનમગ્ન પથશ્રાન્ત વહ્યે જતા'તા
પાસે જ સાગર તણાં જળ સ્વપ્નરમ્ય.

એ રાત્રિએ મખમલી નવલા વણાટે
શી ભાત આ નગરની નિરખી અપૂર્વ!
ક્યારે ય જે નગરને નવ સ્નેહભાવે
ભાળેલ, એ નગરનું કશું ધન્ય દૃશ્ય!
નેત્રો અમીટ, ઉર સ્પંદિત, સ્તબ્ધ ચિત્ત.
જાણ્યું ન મેં નગરનું, પ્રકૃતિતણું વા
સૌન્દર્ય એ અરધ જાગ્રત ચિત્ત કેરું:
મેં અંધકાર તણું શિલ્પ પરંતુ માણ્યું.

અશોક હર્ષ

## ચાંદની

ઝીણી ઝીણી ઝરે ચાંદની રે
એની આખલિયાળી ભાત,
અરુ પરુ એમાં ઊજળી રે
કાંઈ રાત રંગે રળિયાત.

ઓલી શેરીમાંથી આવતા રે
મધમીઠા અમીઆસ સૂર,
ધીમા તે ઢોલક વાગતા રે
ધીમા ઘેન ચડે ઘેપૂર.

ચોખ્ખા આકાશની ચાંદની રે
આજ ભીંજવે ગામનો ચોક,
પૂરણ ખીલ્યાં પોયણાં રે
એમાં તરતાં જાય અશોક
ઝીણાં ઝીણાં એને ઝીલતાં રે
ભાઈ, મુખડાં મલકે કો'ક.

મકરન્દ દવે

## સર્જનહારને દ્વારે

• ગઝલ •

નિહાળી ભવ્ય ટોડલો મહાન કર્દગારનો
કરે ઉચ્ચાર આપથી સુભક્ત દાદગારનો:
ખુશીથી તારી આશકાર, ખોલી દ્વાર દ્વૈતના
ઉતાર દૃષ્ટિ તારી; રાહ જોઉં છું હું ક્યારનો!
મહેલ તારી, માહરી નથી વિશેષ ઝંખના,
મળે જરાક ઓટલો મને કૃપાવતારનો.
અનેક એટ-ગંગને સુહૃત જિંદગી સમી
કરે છતાં ન આજિજી કદી ય રાંક પ્યારનો!
ન છેતર્યો કદી ય મેં બનાવી અંધ ચાહના,
થયો તહારી માથ એ ગુનો કયા પ્રકારનો?
છું યાદ જેહને લીધે કો'ક મિત્રવર્ગમાં
જીવું હું કેમ આશરો આદીદ તેહ યારનો?
તું છે હજુય ઘેનમાંદી તાહરા વિભુત્વનાં,
સુણી શકે નહિ તું જો પુકાર આ કુમારનો:
સુદાવનો ત્રિલોકને વરી પ્રકાશ-ધોડલે
બનાવ કેદી ના મને નિતાંત અંધકારનો.
ખુશી દરેક રોકતો, દિશા દરેક પૂરતો
તને હું ઓળખું છું, ના થયો પતીલ, ત્યારનો!

**પતીલ**

કર્દગાર=પ્રભુ; દાદગાર=નિભાવ કરનાર.
(ન્યાય આપનાર); આશકાર=ખુલ્લું, જાહેર.

## હું

રે! હું પથ્થર!

કોઈ મુરમાં શ્રદ્ધા પૂરી પૂજે કરી પરમેશ્વર:—રે!૦
કદી કો'નું ઠોકર કારણ, કદી શિલ્પે મંત્રેમરમર,
હેત કરી કદી કાદવચોટે, નવાડના કદી નિર્ઝરઃ—રે!૦
યુવતીઅંતર નિરખું કદી યે જવહર નિતાંત સુંદર,
જેલદિવાલે બેસી જોતો નિરઅપરાધી અંતરઃ—રે!૦
શિલા બની શબ્દે આલેખું પનિહારીના અક્ષર,
કારીગરની ઝીણી કરી દે કો યુગચિહ્ન અનશ્વરઃ—રે!૦
ગરિમા માર્યું ગિરિશિખર શાં હું, કિંતુ ઉરે કલકલ સ્વર,
એ શું જાણે વિજનવાટે ત્યાં હું તો કેવલ કંકર!—રે!૦

અમોઘ મહેતા

## ઉત્તર

'શું કરો છો ભાઈ તમે આ જિંદગીના ધૂળમાં?'
'આશના ઓરડમ ઉપર ચીંદાં ચડાવ્યે જાઉં છું:
ને ડાળનાં આ પાન કેરું ગીત હું યે ગાઉં છું:
દર દરખતે લયવારિધે મજનૂ પડે પોઢું મુગામ.'

પ્રિયકાન્ત મણિયાર

# હું અને મારી સરકાર

અમેરિકામાં 'પશ્ચાત્તાપ ખાતું' કરીને એક સરકારી ખાતું છે. દેશના કોઈ નાગરિકના હાથે જો કોઈ કાયદાનો ભંગ થયો હોય ને તેમાટે જો સરકાર તરફથી તેને યોગ્ય સજા થવી રહી ગઈ હોય તો એ નાગરિક જાતે એ ગુનાના પ્રાયશ્ચિત્ત તરીકે અમુક દંડ એ ખાતામા જઈ ભરી આવે છે. એ રીતે એ ખાતામા એક પૈસાથી માંડી હજારો રૂપિયા સુધીની રકમ રોજ જમા થતી હોય છે! આ વાતને આપણે ત્યાં દરેક બાબતમાં સરકારને છેતરવાની જે પ્રવૃત્તિ ચાલી રહી છે તે સાથે સરખાવતાં ગ્લાનિ થયા વિના રહેતી નથી.

સ્વાતંત્ર્ય મળ્યા પછીની પલટાએલી સ્થિતિનું આપણને જાણે કશું ભાન જ થયું નથી. પરદેશી સરકાર પ્રત્યે આપણે જે વિરોધી કલ્પનાઓ સેવેલી તેનો આજે હવે આપણે ત્યાગ નહિ કરીએ તો ઈશ્વરને ઘેર ગુનેગાર ગણાઈશું. પરકીય અમલમા હક માટે લડત ચલાવવી જેટલી ન્યાય્ય હતી તેટલું જ સ્વકીય અમલમા કર્તવ્યને ખાતર નુકસાન સહન કરવું આવશ્યક છે. એ કાળમાં સ્વાતંત્ર્ય-પ્રાપ્તિ માટે કાયદાભંગ કરીને દુઃખ સહન કરવું જેટલું યોગ્ય હતું તેટલું જ, બલ્કે તેથીય વધુ, સ્વતંત્ર થયા પછી કાયદાનું પાલન કરતા તો ત્રાસ સહન કરવો આવશ્યક છે.

ગાંધીજીએ મૃત્યુ પહેલાં રચનાત્મક કાર્યકર્તાઓને ઉપદેશ કરતાં કહ્યું હતું કે 'હવે લોકોને હક કરતાં જવાબદારીનું ભાન પહેલાં કરાવી આપો.' આજે ઘણાખરાને પોતાની જવાબદારીઓ શું છે તેનું ભાન ન હોવાને કારણે બીજાઓના દોષ શોધવાની વૃત્તિ ખૂબ વધી પડી છે. કોઈ સરકારી કાર્યપદ્ધતિને દોષી ગણે છે, કોઈ સરકારના અમલદારોને, તો કોઈ વળી વેપારીઓને અદ્દલ સ્વાર્થી ગણાવે છે. આમ દરેક જણ બીજાઓ ઉપર જ દોષનો ટોપલો ઢોળ્યા કરે છે. પણ પોતાની વર્તણૂક કેવી હોવી જોઈએ એનો જ માત્ર કોઈ વિચાર કરતું નથી.

ખરું જોતાં આપણા કુટુંબમાં આપણે બંધનો પાળવા માટે અને કષ્ટ સહન કરવા જેટલા તત્પર હોઈએ છીએ એટલા જ પોતાની સરકાર માટે હોવા જોઈએ. આપણી રોજિંદી પ્રવૃત્તિ સહજરીતે જ કાયદાનાં બંધનોને માન આપનારી હોવી જોઈએ. કુટુંબના જેવી જ આત્મીયતા જો આપણે સરકાર પ્રત્યે કેળવીને તે પ્રમાણે આચરણ કરીશું તો રાષ્ટ્રપુરુષની આજની પ્રકૃતિમાં ઘણો મોટો ફેર પડ્યા સિવાય રહેશે નહિ. વાસ્તવિકરીતે, સરકાર એટલે શું? કુટુંબનું જ મોટું રૂપ. કુટુંબ થોડીક વ્યક્તિઓ માટે હોય છે જ્યારે સરકાર અનેક કુટુંબો માટે.

પણ આજે તો દરેક વ્યક્તિ સરકારને છેતરવાની ને કાયદામાંથી છટકબારીઓ શોધવાની જ વેતરણમાં દેખાય છે. 'હું વગર ટિકિટે મુસાફરી કરીશ નહિ; રૅશન, કંટ્રોલ આદિનાં બંધનો ગમે તેટલી તકલિફ વેઠીને પણ પ્રામાણિકરીતે પાળીશ; યોગ્ય વહેવારમાં જરૂરી રૅવન્યૂ સ્ટૅમ્પ લગાડવાનું ચૂકીશ નહિ; સરકારે આપેલી ખાસ સગવડોને એટલી જ નિષ્ઠાથી પાળીશ; અને જો આ સંકલ્પોમા ક્યારે ય પણ નિયમભંગ થશે અને જો કોઈ મને એ બતાવી આપશે તો એને માટે મુકરર થએલો દંડ હું જાતે જ સરકારમા જઈ ભરી આવીશ;' આ જાતની અચલ નિષ્ઠા દેશના દરેક જવાબદાર નાગરિકે ખીલવવી આવશ્યક છે.

બે વર્ષ પહેલાં સરકારે ૬૦ હજાર એકર જમીનને પહોંચે એટલું એક વિશિષ્ટ ખાતર ખેડૂતોને સાવ પડતર કિંમતે આપેલું. પણ ખેડૂતોએ તો એ બધું કાળા બજારમાં લઈ જઈ વેચી નાખ્યું! દર વર્ષે ૪૦ હજાર એકર જમીન ખેડાતી, પણ એ વર્ષે માત્ર ૨૦ હજાર એકર જમીનનું જ ખેડાણ થયું. આ કેટલો મોટો રાષ્ટ્રીય ગુનો છે એનો આપણે વિચાર કરવો જોઈએ. ગયાં પાંચ વર્ષમાં રેલવેના નોકરોને ખૂબ સસ્તા દરથી અનાજ તથા ઇતર વસ્તુઓ આપવામાં આવતી; પણ આપણી ખોરી દાનતને લીધે એનું એવા અનૈતિક સ્વરૂપનું પરિણામ આવ્યું કે ૯૦ ટકા રેલવે નોકરો કાળાબજાર વાળા દુકાનદાર બન્યા! સરકારને છેતરવાની આપણી મનોવૃત્તિનો એવો જ એક બીજો દાખલો છે. એક ગૃહસ્થને બીજા પાસેથી ૨૧ રૂપિયા લેવાના હતા. તેના પર એક આનાનો સ્ટૅમ્પ લગાડવો પડે. એ બચાવવા એ ગૃહસ્થે સાતસાત રૂપિયાની ત્રણ પાવતીઓ કરી આપી! વ્યવહારમાં આવા તો અનેક પ્રસંગો આવે છે જેમાં આપણે સરકારને ડગલે ને પગલે છેતરતા હોઈએ છીએ.

આને પડછે મુંબાઈમાં વેપાર કરતા એક યુરોપિયન વેપારીનો દાખલો મનન કરવા જેવો છે. એણે પોતાના દેશમાથી બે પ્રકારની વસ્તુઓ મંગાવેલી. તેમાંથી એક વસ્તુ પર ત્યાના કસ્ટમ અમલદારે જકાત લીધી અને બીજી પર લીધી નહિ. આ વેપારીને લાગ્યું કે બીજી વસ્તુ પર પણ કાયદાથી જકાત લેવી જરૂરી હતી. તેથી એણે પોતાની ગણતરીથી થતી એ વસ્તુ પરની જકાતની એકંદર રકમ પોતાના સરકારી અમલદાર પર મોકલી આપી. સાથે પત્ર લખ્યો કે 'મારા મત પ્રમાણે આપે બીજી વસ્તુ પર પણ જકાત લેવી જરૂરી હતી. અને તેથી હું મારા અંદાજથી રકમ મોકલું છું. જો જકાત ન હોય તો પૈસા પાછા મોકલશો. તમારા અજ્ઞાનને કારણે આપણી સરકારને નુકસાન થાય એ મને ઠીક લાગતું નથી.' દેશમાં જો આવા પ્રકારના પ્રામાણિક માણસો હશે તો આપણો દેશ ખરા અર્થમાં સ્વતંત્ર ને લોકરાજ્યવાળો ગણાશે; નહિતર સેતાન પણ એવા રાજ્યનો નાગરિક થવાની હિંમત કરશે નહિ.

આજની ઘડીની સૌથી પહેલી ને મુખ્ય કોઈપણ જરૂરત હોય તો તે આપણી સરકાર પ્રત્યે નિતાંત આત્મીયતા કેળવવાની છે. આપણા રોજિંદા વર્તન પરથી જ આખા રાષ્ટ્રની દાનત અને શીલની પરખ થતી હોય છે.

ઉપર્યુક્ત દાખલા જેવો જ એક બીજો બોધપ્રદ દાખલો છે. બે હિંદી માણસો જાપાન ગએલા. ત્યાંથી તે એક જાપાની સ્ટીમરમાં બેસીને અમેરિકા જવા નીકળ્યા. હિંદુસ્તાનની એક બૅંકની ભૂલને લીધે એમને એમના પૈસા સ્ટીમરમાં બેસતાં પહેલાં મળ્યા નહિ. આગલા બંદરે એ મળશે એવી આશાથી એ સ્ટીમરમાં બેઠા, પણ ત્યાં પૈસા મળ્યા નહિ. બંને ગૃહસ્થ સ્વાભિમાની હોઈ સ્ટીમરમાંથી ઉધાર ન લેતાં તદ્દન ભૂખ્યા જ બેસી રહ્યા. સ્ટીમરમાં ઘણા જાપાનીઓ હતા. તેમાંના એકનું ધ્યાન તેમના તરફ ગયું. એણે તેમની પાસે જઈ તેમની મુશ્કેલી જાણી લીધી, ને તરત જઈને કેટલીક ખાવાની વસ્તુઓ લાવી તે લેવાની વિનતિ કરી. બંને ગૃહસ્થોએ તે લેવાનો સંકોચ દર્શાવતાં એ જાપાની ગૃહસ્થે કહ્યું, 'તમારી ગમે એ મુશ્કેલી હોય કે ભૂલ તમારી બૅંકની હોય; પણ તમે જ્યારે હિંદ પાછા જશો ત્યારે તમારા મોંમાથી સહજ જ શબ્દો નીકળશે કે જાપાની સ્ટીમરમાં અમને કાંઈ ખાવાનું ન મળ્યું. એથી જાપાનની સરકારની ને મારા દેશબાંધવોની મોટી અપકીર્તિ થશે. માટે તમે આ વસ્તુનો સ્વીકાર કરો. આમાં તમને ઓછું આવવાપણું કાંઈ જ નથી. બીજાની મુશ્કેલીમાં મદદ કરવી એ જાપાની તરીકે મારું પ્રથમ કર્તવ્ય છે.'

આપણે પણ આપણા દેશ ને સરકારના પ્રતિષ્ઠારક્ષણ માટે આટલા જ દક્ષ રહેવાની જરૂર નથી? (મરાઠી 'એકતા'ના આધારે)

એવામાં એમના મોટાભાઈ ભાણજી મથુરાની યાત્રાએ ગયા, તે એમને પણ પોતાની સાથે લઈ ગયા. ત્યાં અનુકૂળ ક્ષેત્ર જણાતાં તેમણે વૈષ્ણવ સંપ્રદાયનાં તેમજ બીજાં જૂનાં-નવાં પુસ્તકો વેચવાની દુકાન માંડી આપી અને જયકૃષ્ણ ત્યાં જ રોકાઈ ગયા. એમાં કેટલાંક પ્રાચીન હસ્તલિખિત તથા બીજાં જૂનાં પુસ્તકો લોકો તેમને નજીવી કીમતે વેચવા આપી જતા; તેમાંથી પોતે પણ કેટલાંક રાખી લેતા. દુકાને ઝાઝું કામ નહિ, એટલે વાચન ખૂબ વધ્યું. આ રીતે મથુરામાં તેમને વ્રજભાષા અને હિંદીનો અનુભવ મળ્યો. ઉપરાંત તેમણે વૈષ્ણવ હવેલીમાં ગવાતાં કીર્તનો ઢાળ સહિત કંઠસ્થ કર્યાં અને મથુરામાં જમનાજીના મૈયાની શ્રદ્ધાભક્તિ કેળવી જીવનમાં સ્વચ્છતાનો ગુણ ઉતાર્યો.

આ ધંધાને અંગે તેઓ મુંબઈવાળા વિદ્વાન પુસ્તકવિક્રેતા પંડિત જયેષ્ઠારામ મુકુંદજીના પરિચયમાં આવ્યા અને તેમની સાથે કાશી, બરેલી, અયોધ્યા વગેરેની યાત્રાનો તેમને લાભ મળ્યો. આ પ્રવાસમાંથી તેઓ મુંબઈ પહોંચ્યા ત્યારે જયકૃષ્ણને પેટનો સખત દુખાવો શરૂ થયો અને તબિયત તદ્દન નંખાઈ ગઈ. આ વખતે આપણા પ્રખર પુરાવિદ્ સ્વ. ભગવાનલાલ ઇંદ્રજી મુંબઈમાં રહેતા હતા. તેમને વનૌષધિનો શોખ હતો અને વૈદકનું કામ પણ કરતા. આથી જયેષ્ઠારામે એમને ભગવાનલાલભાઈ પાસે મોકલ્યા. એમની દવાથી જયકૃષ્ણને સારું થયું અને એ બન્નેનો પરિચય કેળવાયો.

ભગવાનલાલભાઈ એ વેળા જૂનાગઢથી મુંબાઈ આવીને પુરાતત્ત્વ અને શિલાલેખ-સંશોધનનું કાર્ય કરતા હતા. રોગમુક્ત કર્યા પછી ભગવાનલાલભાઈએ એમને વ્યવસાય તરીકે પોતાની પાસેના શિલાલેખોની નકલો કરવાનું કામ સોંપ્યું. જયકૃષ્ણે તેમાં રસ લઈ વધુ જિજ્ઞાસા દેખાડી, એટલે હિંદના આર્કીઑલૉજિકલ સર્વેયર (પુરાતત્ત્વ અધિકારી, સર જેમ્સ બર્જેસ સાથે જ્યારે ભગવાનલાલભાઈ સર્વેકામ (મોજણીકામ) માટે નાશિક ગયા ત્યારે જયકૃષ્ણને પણ સાથે લઈ ગયા. આ દરમ્યાન જયકૃષ્ણની અભ્યાસી વૃત્તિ, આચાર તથા વગર સમજ્યે પણ એમનામાં કુદરતીરીતે રહેલો વનસ્પતિ પ્રત્યેનો પ્રેમ જોઈ ભગવાનલાલભાઈએ તેમનું વનસ્પતિજ્ઞાન વિકસે તેવા સંજોગો મેળવી દીધા, અને નાશિકમાં પ્રત્યક્ષ પરિચયથી જયકૃષ્ણ ઘણી વનસ્પતિને પિછાનતા થયા. આથી મુંબઈ આવીને ભગવાનલાલભાઈએ તેમને ગ્રાંટ મેડિકલ કૉલેજના બૉટૅનિસ્ટ (વનસ્પતિવિદ્) ડૉ. સખારામ અર્જુન પાસે મોકલ્યા. જયકૃષ્ણનું વનસ્પતિનું જ્ઞાન અને તેમણે ભેગા કરેલા નમૂનાઓ જોઈ સખારામ ખૂબ પ્રસન્ન થયા. તેમણે જયકૃષ્ણના બધા નમૂના રાખી લીધા, અને બદલામાં પોતાના બીજા થોડા આપ્યા. પછી તો સખારામે ન જોએલા એવા કેટલા યે નવા-નવા નમૂના જયકૃષ્ણ લાવવા માંડ્યા અને એ રીતે મુંબઈની આસપાસની વનસ્પતિનો તેમણે અભ્યાસ કરી લીધો. સખારામ પોતાના હર્બેરિયમમાં જયકૃષ્ણે લાવેલા નવા નમૂના, ઉપરના લેબલમાં 'As identified by Jayakrishna' (જયકૃષ્ણે નિર્ણિત કરેલા) એ રીતનો ઋણસ્વીકાર લખીને સંઘરવા લાગ્યા. આથી જયકૃષ્ણની અભ્યાસની પ્રેરણા વધતી જ રહી અને તેમનો સંબંધ ઉત્તરોત્તર ગાઢ થઈ કાયમી બન્યો. છેવટે સખારામને પણ ખાત્રી થઈ કે જયકૃષ્ણ સમા શિષ્યને પહોંચી વળવું સહેલું નથી.

પછી તો મુંબઈમાં વનસ્પતિજ્ઞાનનો કોઈ પણ રસિયો આવે કે તરત જયકૃષ્ણની પૃચ્છા થતી. સખારામના મૃત્યુ પછી તેમની જગ્યાએ આવનાર ડૉ. ગૅકડોનલ્ડનો પણ જયકૃષ્ણ સાથે એ સંબંધ કાયમ રહ્યો. એવામાં રાજકોટની રાજકુમાર કૉલેજના પ્રિન્સિપલ મિ. ચેસ્ટર મૅકનૉટનને વનસ્પતિશાસ્ત્રનો રસ લાગ્યો. તેમની સાથે વનસ્પતિક્ષેત્રાન્વેષક (Field Botanist) તરીકે જવા મૅકડોનલ્ડે જયકૃષ્ણને ભલામણ કરી અને ભગવાનલાલભાઈની આજ્ઞાથી જયકૃષ્ણ માથેરાન ગયા. ત્યાં મૅકડોનલ્ડ, બર્ડવૂડ, મૅકનૉટન અને જયકૃષ્ણ રોજ વનસ્પતિનાં અભ્યાસ, અવલોકન અને સંશોધન કરવા જવા લાગ્યા. અજ્ઞાત અથવા શંકાસ્પદ વનસ્પતિઓનો તેઓ ત્યાં નિર્ણય કરતા, અને જેને કોઈ ન ઓળખી શકે તે વનસ્પતિ છેવટે જયકૃષ્ણ પાસે રજૂ થતી. તેમની કને તો પરિચય અને પ્રમાણભૂત નિર્ણય આપતો ઉત્તર હમેશાં તૈયાર જ હોય!

માથેરાનથી પાછા આવ્યા એ અરસામાં ડૉ. આર. એન. ખોરી 'મટીરિયા મેડિકા' નામનો વૈદકનો મહાગ્રંથ લખતા હતા. તેમની માગણીથી તે લખાવવામાં જયકૃષ્ણે મદદ કરી. ડૉ. ખોરી આ કાર્ય માટે જયકૃષ્ણને માસિક રૂ. ૩૦નો દરમાયો આપતા. એ કામ પૂરું થયા પછી તેમના યુરોપિયન મિત્રો બર્ડવૂડ અને મૅકનૉટન જયકૃષ્ણને તેમની શક્તિ અને જ્ઞાનસંચયનો સદુપયોગ થાય તેવું તેમને યોગ્ય અને મનગમતું કોઈ કામ અપાવવા ઉત્સુક હતા. એવામાં બરડા ડુંગરની વનસ્પતિઓનો શાસ્ત્રીય અભ્યાસ થઈને તે દેશપરદેશમાં જાણીતી થાય તેમ કરાવવાની પોરબંદરના મહારાણાને ભાવના થઈ. આને માટે મૅકનૉટને જયકૃષ્ણની ભલામણ કરી. જોકે જયકૃષ્ણની ઇચ્છા તો હજુ મુંબાઈમાં રહીને ભગવાનલાલભાઈ વગેરેના સહવાસમાં પોતાનું જ્ઞાન વધારવાની હતી. પણ તે વખતના પોરબંદરના ઍડમિનિસ્ટ્રેટર સર એફ. એસ. પી. લેલીએ પોરબંદરમાં તેમના અભ્યાસ માટેની તથા તેમને મનગમતા કામમાં જરૂરી એવી પૂરી સગવડ આપવાની ખાત્રી આપી અને જયકૃષ્ણભાઈને રોકી લીધા.

આમ, પોરબંદરમાં ૨૯ી ઑક્ટોબર ૧૮૮૬માં 'ક્યુરેટર ઑવ ફૉરેસ્ટ્સ ઍન્ડ ગાર્ડન્સ'ના હોદ્દે જયકૃષ્ણભાઈની નિમણૂક થઈ. અહીં તેમણે એવો તો વનસ્પતિપ્રેમ કેળવ્યો કે વનસ્પતિ સાથે જાણે પ્રત્યક્ષ વાતો કરતા હોય એ રીતે તેનો ઘનિષ્ઠ પરિચય તેઓ અનુભવવા લાગ્યા. આ રીતે તેમણે કેવળ સ્વતંત્રપણે વનસ્પતિવિદ્યાનો અભ્યાસ કર્યો અને સ્વશિક્ષિત વનસ્પતિવિદ્ બન્યા.

તેમણે ત્યાં પુષ્કળ નવાં ઝાડો રોપાવ્યાં અને તેમનાં રક્ષણ માટે પાકો પ્રબંધ કરાવ્યો. પોરબંદરમાં હજુ યે જૂનું ઝાડ દેખાડી કોઈ પૂછે કે 'આ ઝાડ કોણે રોપાવ્યું?' તો ઉત્તર મળે કે 'જયકૃષ્ણભાઈએ!' જાતે સખત કામ કરવું અને બીજા પાસે કરાવવાના કામ પર કડક દેખરેખ રાખવી એ તેમનો સ્વભાવ હતો. તેઓ પરમ કર્તવ્યનિષ્ઠ હતા. જંગલમાં રબારીઓ વચ્ચે ફરતાં તેમની સાથે કુટુંબ જેવો નાતો કેળવેલો. આજે પણ બરડાના રબારીઓ જયકૃષ્ણભાઈને યાદ કરી તેમનાં સ્મરણો તાજાં કરે છે કે "બરડાનું એકેએક ઝાડ એ ઓળખે. બહુ ભલો આદમી. કોઈની પાઈ લે નહિ અને રાજની વસુલાત છોડે નહિ. એની સાથે ચાલતાં રબારી પણ થાકે એવી ખડતલ તો એની કાયા!" જયકૃષ્ણભાઈના પણ આ રબારીઓ વિષેના અભ્યાસ અને અનુભવ ખૂબ હતાં. આ રબારીઓને તે પોતાના વનસ્પતિ-અભ્યાસના સહાયક ગણાવે છે. પોરબંદરમાં તેમણે વનસ્પતિજગત માટે ખરી દિલસોજી અને મમતા કેળવી અને સાચા રાજભક્ત પણ બની રહ્યા.

તેમની કામની ચીવટ, ખંત તથા અભ્યાસ માટેની તમન્ના જોઈ સર લેલીએ મુંબાઈ સરકારની પરવાનગી મેળવી સરકારી જંગલખાતામાં બાર મહીના માટે કામગીરી શીખવા તેમને પૂના મોકલ્યા. ત્યાં તેમણે વનવિદ્યા (forestry)નો અભ્યાસ કર્યો. ઉપરાંત પોતાના ત્યાંના ઉપરી વિલિન્સનને એમણે વનસ્પતિવિદ્યા(botany)નો અભ્યાસ વધારવામાં મદદ કરી. છેવટે એમને પોતાની જ્ઞાનશક્તિ

માટે સાચું આત્મભાન થયું. તેઓ ઘણી વખત કહેતા: 'પ્રેમ જ વિદ્યા શીખવે છે,–કૉલેજ કે શાળાઓ નહિ. આપણામાં સાચો વિદ્યાપ્રેમ નથી એટલે જ જ્ઞાન નથી.'

સં૦ ૧૯૫૪માં પોરબંદરમાં જનતા પ્લેગથી પાયમાલ થઈ ત્યારે એમણે એ આજારીઓની માવજત માટે સ્વયંસેવક તરીકે પોતાની સેવા આપેલી. આ વખતે પોરબંદર પાંજરાપોળના મૅનેજર શ્રાવક સાધ્વીઓને એક જૈન યતિ જડીબુટ્ટીનો એક કકડો આપી ગએલા. તે ઘસીને ગાંઠ ઉપર ચોપડવાથી ગાંઠ ફૂટી જતી અને દરદીને આરામ થતો. આ કટકો ખૂટવા આવ્યો ત્યારે સાધ્વીઓએ તે ત્યાંના ચીફ મેડિકલ ઑફિસરને મોકલ્યો. ઘણા પ્રયત્નો છતાં કોઈ તેને ઓળખી શક્યું નહિ. છેવટે જયકૃષ્ણભાઈ પાસે તે આવતા તેમણે તપાસી તેને ઘોડાકુન (Withania Somnifera)ના મૂળ તરીકે પિછાણ્યું પછી તો પ્લેગની અને બીજી ગાંઠો ઉપર એ વનસ્પતિનો ઉપયોગ થતાં દરદીઓને ફાયદો થવા લાગ્યો અને જનતાને આનો ઉપયોગ કરવાની જાહેરાત પણ પોરબંદર સ્ટેટ ગેઝેટમાં આપવામાં આવેલી. (વ૦ પા૦ ૫૫૨). ઇ. ૧૯૦૨ના ડિસેમ્બરમાં અમદાવાદમાં ભરાએલા પ્રદર્શનમાં એ ઘોડાકુનના મૂળનો નમૂનો મૂકવામાં આવ્યો હતો. પછી તો બરડા ડુંગરની વનસ્પતિના નમૂનાઓનો એમણે સંગ્રહ કરવા માંડ્યો. તેમનો એ અમૂલ્ય સંગ્રહ ઘણાં પ્રદર્શનોમાં મૂકવામાં આવતો. ૧૯મી તથા ૨૦મી હિંદી રાષ્ટ્રીય કૉંગ્રેસનાં તથા વૈદ્ય સંમેલનનાં કેટલાંક પ્રદર્શનોમાં આ સંગ્રહ ખાસ આકર્ષણ બનેલો ને તે માટે એમને પ્રસિદ્ધિપત્રો, માનપત્રો તથા ચંદ્રકો મળેલા. પ્રદર્શનોમાં તેઓ જાતે જઈને જનતાને નમૂનાઓનો પરિચય આપી તેની ઉપયોગિતા સમજાવતા. એ પ્રદર્શનોમાં એમનું પ્રિય પેય કાસુન્દ્રા (Cassia Occidentalis)ની ચીમો કૉફી, અને ઘોડાકકુનનું મૂળિયું તો હોય જ. આ રીતે જયકૃષ્ણભાઈએ બરડાને સુપ્રખ્યાત કર્યો.

'પરદેશ બેઠાંબેઠાં યુરોપિયનો આ દેશની વનસ્પતિ વિષે જાણે ને મારા દેશબાંધવો પોતાને આંગણે ઊગતી ને પગ તળે ખુંદાતી વનસ્પતિને પણ ન ઓળખે' આ પોતાનું મનદુઃખ હળવું કરવા એમણે સ્વભાષા ગુજરાતીમાં જ 'વનસ્પતિશાસ્ત્ર' લખવાની તૈયારી કરી. આ પુસ્તક જો અંગ્રેજીમાં લખાય તો તેનો બહોળો ફેલાવો થઇ એમની અમાપ કદર થાય એવી અનેક યુરોપિયન અને હિંદી મિત્રો તરફથી એમને સૂચના મળી, પણ સ્વદેશાભિમાનથી પ્રેરાઇ તેમણે ગુજરાતીમાં જ એ પુસ્તક લખવા માંડ્યું. ગુજરાતીમાં આ વિષયને લગતું કોઈ માર્ગદર્શક પુસ્તક ન હતું એ કાળમાં, અંગ્રેજી ફ્લોરાઓની મદદથી અભ્યાસ કરી, જાત-અનુભવથી એકઠી કરાએલી બરડાની વનસ્પતિની પૂરતી માહિતી તેમની કને હતી. પોરબંદરની નોકરીમાંથી નિવૃત્તિ મેળવી સને ૧૯૦૪માં લખવું શરૂ કરેલું એ પુસ્તક ૧૯૦૭ સુધીમાં પૂરું કર્યું. વનસ્પતિની માત્ર શુદ્ધ શાસ્ત્રીય માહિતી જ આપતું પુસ્તક તો ગુજરાતીમાં નહિ ખપે એમ સમજી શ્રી ઇચ્છારામ સૂર્યરામની સૂચનાથી તેમાં તેમણે વનસ્પતિના સ્વરૂપદર્શન ઉપરાંત તેના ગુણદોષોનું વિવરણ ને ઉપયોગના નુસખા પણ ઉમેર્યાં; તથા આખ્યાયિકાઓ, દુહા, કવિત, શ્લોકો વગેરેથી તેને અલંકૃત કરી તેમાં રસ લાવવા યત્ન કર્યો વળી એમાં વનસ્પતિની કેટલીકની પરિભાષા પણ ઉમેરી. આમ ગુજરાતીમાં એ વેળા અપૂર્વ એવો એ ગ્રંથ બન્યો.

એવામાં પોરબંદરના મહારાણા શ્રી ભાવસિંહજી અચાનક સ્વર્ગવાસી થઈ જતાં તેમને પોરબંદર રાજ્ય તરફથી બરડા ડુંગરની વનસ્પતિનું આ પુસ્તક છપાવવા કાંઇ મદદ કે ઉત્તેજન મળ્યા નહિ; અને એ વખતના ત્યાંના ઍડમિનિસ્ટ્રેટરે માત્ર ૧૦થી૧૫ નકલ જ ખરીદવા



સંવત ૧૯૮૫ની વિજયા દશમીએ ભૂજમાં શ્રી નાનીબા સંસ્કૃત પાઠશાળાના મકાનમાં જયકૃષ્ણભાઈએ વનસ્પતિનું ભવ્ય પ્રદર્શન યોજ્યું હતું તે સમયની તસ્વીર. ડાબી તરફ પાઘડી વાળા કુમારની ઉપર ધોળી મૂછો વાળા છે તે શ્રી જયકૃષ્ણભાઈ અને એમની જોડે ચશ્માવાળા છે તે કચ્છના દીવાન સ્વ. શ્રી જદુરામભાઈ ભટ્ટ. નીચે જમણી તરફ મહારાજકુમાર શ્રી મનુભા સાહેબ ઊભેલા છે

ઉદારતા દાખવી. આથી પોતાના પુસ્તકની હસ્તપ્રત લઈ તે મુંબઈ જતા હતા. એવામાં રસ્તામાં ટ્રેનમાં તેમને અમદાવાદના સ્વ૦ લાલશંકર ઉમિયાશંકર મળી ગયા. એ પુસ્તકની પોરબંદરના મહારાણાને કરાએલી અર્પણપત્રિકા કાઢી નાખવામાં આવે તો ગુજરાત વર્નાક્યુલર સોસાયટી (હાલની ગુજરાત વિદ્યાસભા) તરફથી તે છપાવવાનો પ્રબંધ કરાવી આપવાની વાત લાલશંકરે મૂકી. પણ એકનિષ્ઠ રાજ્યભક્ત જયકૃષ્ણ બદલ્યા નહિ. તેમણે પોતાની પત્નીના ઘરેણાં ગીરો મૂકી પૈસા મેળવ્યા ને પુસ્તક છપાવવા માંડ્યું. આમ, ૭૩૫ પાનાંનું, ૯૫ વર્ગની ૬૧૧ વનસ્પતિના વર્ણનવાળું આ પુસ્તક 'ગુજરાતી' પ્રિન્ટિંગ પ્રેસમાં છપાઈ સને ૧૯૧૦માં પ્રસિદ્ધ થયું. એ પુસ્તક તૈયાર કરવામાં ખરેખર તો બરડાની ખુદ વનસ્પતિનો અને ત્યાંના રબારીઓની સાહાય્યનો જયકૃષ્ણભાઇ મહત્ત્વભાવે ઉલ્લેખ કરે છે. સર ભાલચંદ્ર કૃષ્ણ ભાટવડેકર ને વનસ્પતિના સમર્થ જ્ઞાતા કર્નલ કીર્તિકર તો આ ગ્રંથ ઉપર ફિદા હતા! સ્વાનુભવે લખાએલા અનન્ય એવા આ ગ્રંથને પ્રો૦ દાવરે બાખૂબ બિરદાવ્યો હતો. ગુજરાતીમાં માત્ર 'ગુજરાતી' પત્રે તેની વિસ્તૃત આલોચના કરી હતી. તે પછી છેક ૧૯૨૪માં ભાવનગરમાં મળેલી સાહિત્ય પરિષદના વિજ્ઞાન વિભાગના પ્રમુખે તેનો ઉલ્લેખ કરેલો નહિ ત્યાં સુધી ગુજરાતના સાહિત્યજગતમાં તેના વિષે ક્યાંયે જરા સરખો પણ નિર્દેશ થએલો નહિ! ગ્રંથની એક હજાર નકલ છપાએલી તેમાંથી ૨૦૦થી૨૫૦ નકલ મફત આપવામાં ગઈ. ને તેને વેચાણ તો કોણ લે? આથી તેને એ પુસ્તક પસ્તીની કીમતે કાઢી નાખવા તે તત્પર થયા; અને તેની જાહેરાત મફત સિવાય તેની વ્યવસ્થા કરવાની તથા ત્રણ ચાર રૂપિઆની કીમતે પણ એ પુસ્તક કોઈ ખરીદે તો તે કાઢી નાખવાની સગવડ સાહિત્યવાળા સ્વ. ભિક્ષુ અખંડાનંદે એમને સલાહ આપી. આ મુજબ એ પુસ્તકની ૭૦૦ નકલ ૧૯૨૮ સુધીમાં માંડમાંડ ખપી! છતાં એમને પોતે આ પુસ્તક લખવા વિષે પૂરતો સંતોષ હતો. આખર અવસ્થામાં તેઓ લખી ગયા છે કે 'વનસ્પતિશાસ્ત્ર લખ્યું ત્યારે એમ માન્યું કે આને કોણ વાંચશે; અને લોકો પણ કહેતા કે કોણ ખરીદશે!–'અંત

વનસ્પતિ-જ્ઞાનનો મોંઘો વારસો સાચવતા. તેમના શિષ્યોમાં અત્યારે 'વનસ્પતિસૃષ્ટિ'ના લેખક શ્રી ગોકુલદાસ ખીમજી બાંસડાઇ અને હાંસોટના વૈદ્ય શ્રી બાપાલાલ અગ્રગણ્ય ગણાવી શકાય.

મટીરિયા મેડિકા લખવામાં ડૉ. ખોરીને એમણે મદદ કરેલી. એ પુસ્તકમાં ડૉ. ખોરીએ તો એમનો નામનિર્દેશ કરવા જેટલી કૃતજ્ઞતા પણ નથી દાખવી. શ્રી ચેસ્ટર મૅકનૉટને પોતાના પત્રમાં આને શ્રમભર્યાં કાર્ય તરીકે જાહેર કર્યું છે. 'ફ્લાવરિંગ પ્લાન્ટ્સ ઑવ વેસ્ટર્ન ઇન્ડિયા'(પશ્ચિમ હિંદની સંપુષ્પ વનસ્પતિ)ના ડૉ. નેર્ઈન, 'મટીરિયા મેડિકા' અને 'ફાર્મેકોપિયા ઇન્ડિકા'ના લેખક ડૉ. ડીમક, તથા 'માથેરાન-ફ્લોરા'ના લેખક ડૉ. થીઓડોર કૂકને પણ એમણે સ્વરીતિએ મદદ આપેલી. ઈ. ૧૯૦૫ના જાન્યુઆરીની ૧૯મી તારીખે રૉયલ એશિયાટિક સોસાએટીની મુંબાઈ શાખાની શત સંવત્સરી પ્રસંગે સ્વ. ડૉ. કીર્તિકરે પણ જયકૃષ્ણભાઇને યોગ્ય અંજલિ આપી હતી. 'ઇન્ડિયન મેડિસિનલ પ્લૅન્ટસ' અને પૉઇઝનસ

## શ્રી જયકૃષ્ણભાઇના કાર્યના નમૂના તરીકે 'કચ્છ સ્વસ્થાનની વનસ્પતિઓ' નામના એમના પુસ્તકમાંથી ઉતારેલો લેખ



ગળો સં-૧
TINOSPORA CORDIFOLIA, Miers.

**નામો:** ગડૂ, ગડુછ વલ (કચ્છી); ગળો (ગુજરાતી); ગુડૂચી (સંસ્કૃત); ગીલોય (હિંદી); (Tinospora Cordifolia (લૅટિન)

**વર્ણન:** ગળોના વેલાને ઘણું કરી સૌકોઈ ઓળખે છે. બારેમાસ તે હોય છે, તોપણ ચોમાસે ઘણા ઊગી આવે છે. એના પારસ-પીપળાનાં જેવાં પાન લીસા, ચળકતા ને ચોળવેથી ચીકણા લાગે છે નર ને માદા ફૂલ જુદાજુદા વેલાઓ પર આવે છે. તે બારીક ને પીળાશ લેતા લીલા રંગના હોય છે. ફળ મરીના દાણાથી કંઈક મોટા, લીસા, ચળકતાં, પ્રથમ લીલા અને પાકે ત્યારે રાતા થઈ જાય છે એ વેલના સર્વાંગ કડવા હોય છે ને તે બધા યે અંગ ઔષધોપયોગી છે

**ઉપયોગ:** ગળોના મૂળ અને દાંડી વિશેષ કરી ઓસડના કામમાં વધારે આવે છે, તેથી તે ઉનાળે એકઠા કરી લેવા જોઇએ, કેમકે તે વખતે તેમાં કડવો તત્ત્વ વધારે એકઠો થએલો હોય છે. ગળોના વેલા-માંથી સત્ત્વ કાઢવામા આવે છે તેને ગળોસત કહે છે તે પણ થોડે-ઘણે અંશે કડવાશવાળો હોય છે જો તેમા કડવાશ ન હોય, તો તેમાં કૂનો મેંદો અથવા ચોખાના સતનો ભેગ કરવામાં આવેલો છે એમ સમજવુ ગળોના મૂળ ઝેરી ગણાય છે તે સર્પદંશ પર વપરાય છે. તેથી ઊલટી-ઝાડા થઇ ઝેર નીકળી જાય છે એમ કહેવાય છે

ગળોની દાંડીનો ફાંટ અથવા ઉકાળો ૩ થી ૧૦ કે ૧૫ તોલા સુધી દિવસમા ત્રણ વાર આપવાથી તરિયા તાવ પર સારી અસર કરે છે. એ અરુચિ અને તાવ પછીની નબળાઇ ઉપર, અથવા શરીરની સામાન્ય નબળાઈ ઉપર વાપરવાથી શરીરને ધીમી પણ સારી શક્તિ આપે છે. રતલામ નિવાસી મહંત સુખરામદાસજી પોતાના "બૂટી-પ્રચાર વૈદ્યક" ગ્રંથમા લખે છે કે 'લીંબડાની ગળો માસા ૩, એલચી રતી ૨, વંશલોચન માસો અરધો, સાકર માસા ૬, એ મેળવી, વાટી, નવ દિવસ ખાય તો લોહિયાળ વાયુ (હરસ) અને મરગી મટે.'

**ગળોસત:** તાવ પછીની નબળાઈ અને તાપતલ્લી અર્થાત્ બરોળના દરદવાળાને, તેમજ ફુકણાં(મૂત્રાશય)ના તીક્ષ્ણ સોજાવાળાને આપવામાં આવે છે ધાતુપુષ્ટિ માટે ગળોસત, દૂધ, સાકર અને તેમાં એલચી નાખી પીએ છે. ગળોસતની માત્રા ૧ થી ૩ ડ્રામ અર્થાત્ એક તોલા સુધીની છે ગળોનાં કોમળ પાન દૂધમા વાટી રતવા ઉપર ચોપડે છે. ગળોમાંનો કડવો તત્ત્વ દારૂહળદી અથવા રસવંતીમાંના કડવા તત્ત્વ(Berberine બરબેરીન)ને કેટલેક અંશે મળતો છે, એમ રાસાયનિકોએ શોધેલુ છે. વિશેષ ઉપયોગ માટે જુવો વનસ્પતિશાસ્ત્ર.

કાઠિયાવાડ તેમજ કચ્છમાં ગળોના વેલા ઢોરબકરીના ચારા તરીકે બહુ ઉપાડ વપરાઈ જાય છે. એના વેલા ઘણું કરી ખરસાણી થોરની વાડો પર બહુ ચડેલા હોય છે; પણ એવા વેલા પર થોરનું ક્ષીર લાગવાનો સંભવ હોવાથી થોરના ઝાડ પર ચડેલો ગળો ઓસડના કામમાં વપરાતો નથી. એ માટે તો પ્રથમ દરજ્જે લીમડાના ઝાડ પરનો, અને તે ન મળે તો પછી આંબા, ગૂંદી કે બાવળ આદિનાં ઝાડ પરનો લેવાય છે; પણ આવાં ઝાડ પર ચડેલો ગળો ભાગ્યે જ જોવામાં આવે છે. માટે ગળોના વેલા એક અમૂલ્ય ઔષધી તરીકે તેમજ ઢોરઢાંખર, ઊંટ અને ઘેટાંબકરાંના ચારા તરીકે કામમાં આવતા હોવાથી એને, બાગ, વાડી અને ખેતરોની વાડો તથા શેઢાઓ પર તેમજ જ્યાંજ્યાં ફાવી શકે ત્યાંત્યાં લીમડા, આંબા, ગૂંદી, બાવળ આદિનાં ઝાડો પર ચડાવી દઈ ઘણો વધારો કરવો જોઇએ.

કોઈ રાજાનો ગુરુ વૈદ્ય હતો. તેને રાજાએ પૂછ્યું કે–

> 'જાડી પ્રકૃતિ કુંવરની, પાઠ ભણતાં જીભ ઝલાય;
> ભણતર ચિત્ત ચડે નહિ, તેનો શીગો ઉપાય?'

ત્યારે વૈદ્યરાજ ગુરુએ કહ્યું કે:

> 'ગળો, અઘેડો, વાવડીંગ, શંખાવલિ, વજ, સૂંઠ;
> વિદ્યાબ્રાહ્મી, શતાવરી, આ(ર)ના ઘીમાં ઘૂંટ.
> ચાટી પ્રભાતે જો ગળે, એ ગોળી નિત એક;
> મટે સ્વભાવે વિસ્મૃતિ, વિદ્યા ચડે વિશેક.
> શોભત પંડિત વૃદ્ધની, સુધરે વળી ભણનાર;
> ભણવાની રુચિ ઉપજે, સુધરે રાજકુમાર.'

'ઇન્ડિયન મેડિસિનલ પ્લૅન્ટ્સ' માં ગળોનો ઉપયોગ આપેલો છે તે જિજ્ઞાસુએ વાંચવા જેવો છે.



# આ-કા--શ--વા--ણી

'કુમાર'ના ચિરપરિચિત શ્રી શરદીન્દુ બંદ્યોપાધ્યાયની નવી કલ્પનારંગી કથા

અનુવાદક

રમણિક મેઘાણી

**ક્લ**બના વરંડામાં બેઠાબેઠા અમે કેટલાક સભ્ય મૂંગામૂંગા ધુમાડાના ગોટા કાઢી રહ્યા હતા. ફાગણની એ અતિ સોહામણી સંધ્યા હવામાં સ્નિગ્ધ આહ્લાદક શીતળતા ફેલાવતી હતી. એવી એ સંધ્યાએ વરદા જેવાના મોંમાથી પણ ભૂતની વાત ભાગી ગઈ હતી અને એ ગણગણ કરતો એક પ્રેમ-ગીત ઉપાડતો હતો કે ''જીવનને માંડવડે પંખી ગણુ ગીત ગાય–''

એવે વખતે સુધાંશુ આવી પહોંચ્યો. સુધાંશુ અમારી જ વયનો મિત્ર હોવા છતાં હજુ હમણાં સુધી ક્લબનો સભ્ય નહતો. તાજેતરમાં જ ક્લબમાં દાખલ થયો છે અને બનતાં સુધી ભૂત-પ્રેત અંગે વરદા સાથે ચર્ચા કરવાના વિચારે જ એ સભ્ય બન્યો છે. કારણકે પ્રેતવિદ્યાનો એના જેવો પ્રખર વિરોધી ભાગ્યે જ દેખાય છે. વરદા સાથે આંખો મળતાં જ એના મોં પર યુદ્ધોન્મુખ ઘોડા જેવો હણહણાટ આવી જાય છે. અને એ પછી એ બન્ને જણ વચ્ચે એવું તો ચર્ચાયુદ્ધ ચાલે છે કે એની જોડી શોધવા રામાયણ મહાભારતનો આધાર લેવા જવું પડે. પણ આજે જોયું તો સુધાંશુના મોં પર એવું તેજ નહોતું. ન જાણે શાને એનું મોં ફિક્કુ પડી ગયું હતું એને કોઇ જબ્બર માનસિક આઘાત પહોંચ્યો હોય એમ લાગતું હતું.

'કેમ સુધાંશુ, આજે મોં પડી કેમ ગયું છે?' સુધાંશુને આવતાં વેંત અમૂલ્યે પૂછ્યું.

સુધાંશુએ કંઈ ઉત્તર ન આપ્યો. એ સીધો જઈને વરદાની નિકટ ઊભો રહ્યો. થોડી વાર એકી ટશે વરદા સામે જોઇ રહી, પછી ભારે દબાતે સાદે એણે કહ્યુ, 'ભાઇ વરદા, ચરણરજ લેવા દો.' અને વરદાને ચરણસ્પર્શ કરી એણે હાથ માથે અડાડ્યા!

અમે સૌ તો આશ્ચર્ય પામીને જોઈ જ રહ્યા કે આ બધુ શું ચાલે છે! વરદા પણ બેબાકળા જેવો થઈ ગયો. સુધાંશુનો હાથ પકડી તેણે એને બાજુની ખુરશી પર બેસાડતા જ સુધાંશુ બોલી ઊઠ્યો,તમારી માફી માગું છું વરદા. કાલના પ્રસંગ પછી હવે મને પ્રેત-યોનિમાં અશ્રદ્ધા જેવું જરા યે રહ્યુ નથી.

આ પછી એ 'કાલનો પ્રસંગ' સાંભળવા અમે સૌ સુધાંશુને ઘેરીને બેઠા. થોડી વાર અન્યમનસ્કપણે આકાશ તરફ જોઇ રહી પછી એણે શરૂઆત કરી:

**લ**ગભગ મહિના દિવસ પહેલાં અમારી બાજુએ એક નવા બંગાળી સજ્જન રહેવા આવ્યા છે. પ્રિયતોષબાબુ એમનું નામ છે. જે મકાનમાં અગાઉ પ્રાથમિક શાળા હતી એ જ મકાન એમણે ભાડે રાખ્યુ છે મકાનની ચારે બાજુ વંડીથી ઘેરેલી ખુલ્લી જગ્યા છે. પીળું મકાન છે; કદાચ તમે એ જોયું હશે.

પહેલે જ દિવસે પ્રિયતોષબાબુ સાથે મેળાપ થઈ ગયો હતો. પડોશમાં જ નવા બંગાળી આવ્યા હોઇ એમની સાથે પરિચય પાડવા અને કંઈ કામકાજ હોય તો અમને પરાયા ન ગણવા કહેવા સામેથી ગયો હતો. એ લગભગ પિસ્તાળીસની વયના, જરા શોખીન સ્વભાવના સજ્જન હતા. આવ્યા એ દિવસે જ મિસ્ત્રીને બોલાવી મકાનની અગાશી ઉપર રેડિયોનું એરિયલ બેસાડતા હતા. મારી સાથે બેચાર આડી અવળી વાતો થઈ. ધંધોધાપો કંઈ કરતા નથી. પાસે પૈસો છે. બાળ-બચ્ચાં પણ કંઈ છે નહિ. દસેક વર્ષ પહેલાં પત્ની અવસાન પામી છે ત્યારથી ફાવે તેમ અહીં-તહીં ફરતા ફરે છે. અહીં આવ્યા પહેલાં દોઢેક વરસ મથુરામાં રહ્યા હતા. ત્યાંથી મન ઉચક થયું એટલે હવે અહીં ચાલ્યા આવ્યા છે.

એ એકલા જ રહે છે, તો આટલા મોટા મકાનને શું કરશે? આ વિચારથી મને આશ્ચર્ય થએલું. પણ પહેલી મુલાકાતમાં એ બધુ પૂછવું બરાબર નહોતું લાગ્યુ. એમનો સરસામાન પણ કીમતી અને શોખીન માણસને હોય છે તેવો હતો. એ પત્નીવિહોણા હતા, અને ઉમર પણ કંઇ ઓછી તો નહોતી જ; છતાં મન એમનું ઠીકઠીક તાજું જણાતું હતું. ઉમરની અસર મનમાં નહોતી ઊતરી.

એ પછી પણ બીજી બે વાર એમને ત્યાં ગયો હતો. એમનામાં થોડીક અસંગતતા નજરે ચડી હતી. એ શોખીન હતા, છતાં સ્વયંપાકમાં માનતા હતા. નોકરોમાં પણ એક માત્ર છોકરો ઘાટી રાખ્યો હતો. જે દિવસનું બધુ કામકાજ કરી ઘેર ચાલ્યો જતો હતો. એમને ત્યાં કોઇ બાઈ માણસ નહોતું, છતાં ઘર એવું તો આરીસા જેવું સાફ રહેતું કે [illegible] ઘર [illegible] સાફ રાખી શકે એ વિચારે વિસ્મય થઈ

જવાતુ. બીજું એ જોયુ કે એ પ્રમાણમાં જેટલા સરળ ને સ્નેહાળ છે તેટલા મિલનસાર નથી. બોલે બહુ મીઠું, પણ બહુ જ ઓછાબોલા. વાત કરતાંકરતાં ક્યારેક એવા તો અન્યમનસ્ક થઈ જાય કે આપણે ચમકી જ જઈએ. વળી, હું ત્રણ વાર એમને ઘેર જઈ આવ્યો, પરંતુ એ એક વાર પણ અમારી બાજુ ડોકાયા નહિ. જરા રોષ આવ્યો. કદાચ એ પોતાને 'મોટા માણસ' માની મને એમની ખુશામદ કરવા આવનાર કો'ક માનતા હશે. અંતે મેં પણ એમને ત્યાં જવું બંધ કર્યું. ત્યાર બાદ અમે વાટેઘાટે મળી જતા એટલું જ.

કંઇ ખાસ વાત નહોતી; છતાં કોણ જાણે શાને મન ઉચકઉચક રહેવા લાગ્યું. પ્રિયતોષબાબુને જેટલા ઓળખતો હતો તેટલા પરથી એ લંપટ—દુરાચારી નહોતા જણાયા. છતાં કંઇ ન કહેવાય. જેમને વર્ષોથી જોઉં છું-જાણું છું એમને પણ પૂરેપૂરા ઓળખી શક્યો નથી, તો પછી પ્રિયતોષબાબુને આટલા ટૂંક ગાળામાં ઓળખી ગયો છું એવો અહંકાર કઇ રીતે કરું?

વળી વાત સાચી હોય યા ખોટી, એ વિષે મારે કંઈ કરવાપણું હતું નહિ. કરવા જેવું કંઈ હોય તો તે એ કે બેઠક-ઘરમાં બેસીને મન અને મોંને ગમે તેવી ધડા વિનાની વાતો એમને વિષે કરી શકું. ઓછામાં આવું ત્યારે તો આમ જ લાગતુ હતુ.

કાલ સવારે શેરીના છોકરાઓનો સરદાર ભૂતો મને મળવા આવ્યો. એ બડભડિયો છોકરો છે. એના મનમાં કંઇ ન હોય, છતાં સ્વભાવ જ એવો આકરો કે બસ વાત ન પૂછો. આવતાંવેંત જ પ્રિયતોષબાબુની વાત કાઢીને બોલ્યો: 'સાંભળ્યું લાગે છે?'

ને મેં જોયું કે ભૂતો હજુ મારા જેવો ગપ્પીદાસ નહોતો થયો. જરા અચકાતાં અચકાતાં કબૂલ કરવું પડ્યું કે 'હા, કંઇક કંઈક સાંભળ્યું છે ખરું?'

ભૂતો ટેબલ પર મુક્કી મારતાં બોલ્યો, 'એવા માણસને આ શેરીમાં રાખી નહિ શકાય. છોકરાઓ કહે છે કે પકડીને બે ઠોંસા મારીએ એટલી જ વાર;—તરત ભાગશે આ શેરી છોડીને.'

ભૂતો અને તેનું ટોળું ઉમરમાં મારાથી ઘણું નાનું હતું. પણ હું મનોમન એમનાં બાહુબળની પ્રશંસા કરતો હતો. છતાં જરા વાંધો દર્શાવતાં મેં કહ્યું, 'પણ ફક્ત સાંભળેલી વાતો ઉપર વાત આટલી વધારી દેવી એ બરાબર કહેવાય? પ્રથમ વાત સાચી છે કે ખોટી એની તપાસ કરી પછી જે કરવું હોય તે કરજો.'

'વારુ, તો તમે જ તપાસ કરો'. ભૂતોએ જવાબ વાળ્યો.

એ પછી ભૂતો સાથે મારે નક્કી થયું કે રાત્રે પ્રિયતોષબાબુને ત્યાં જઈ, છુપાઇને બધો ભેદ જોવો-જાણવો. જોકે એ જરા યે સારું કહેવાય તેવું કામ તો નહોતું, છતાં કોઈને પણ સજા કરતાં પહેલાં એના ગુના વિષે નિઃશંક થઈ જવું જરૂરી છે.

રાત્રે ખાવાપીવાનું પતાવી, પગમાં રબર સોલવાળા જોડા પહેરી લગભગ સાડા દસ વાગે હું નીકળ્યો. ઘેર પત્નીને કહ્યું કે 'પાછા વળતાં કદાચ મોડું થશે, તો ચિંતા ન કરતી. દિલ્હીથી ફિલ્મી ગીતો આવે છે એ રેડિયોમાં સાંભળી લેજે.'

પ્રિયતોષબાબુના મકાનના દરવાજા પાસે ભૂતો આવી મળ્યો. ભૂતો એવો તો ગમાર અને અક્કલનો ઓથમીર હતો કે એના જોડાનો અવાજ ઠેઠ માઈલ દૂરથી સંભળાતો હતો! એને કહ્યું 'રે આવા જોડા પહેરી તારાથી અંદર ન જવાય. આપણો શિકાર ભડકી જશે.

'ભલે, તો હું બહાર ધ્યાન રાખું છું.' એણે કહ્યું.

મારગ ત્યારે નિર્જન થઇ ગયો હતો. પ્રિયતોષબાબુને ઘેર અંધારું થઇ ગયુ હતુ. દરવાજા વટાવી હું ચિંતક્ષી પગ આગળ વધ્યા. બરાબર એમના ઓરડા પાસે આવતાં બારણા ઉપરની વાન્ટીલેટર (વેન્ટીલેટર)માંથી અંદર જરા જેવું અજવાળું દેખાયું.

ઘરનાં બારી-બારણાં બધું જ બંધ હતું. છતાં અંદરથી એક અસ્પષ્ટ ગુંજન આવતું હતું. કોઇ જાણે બહુ ધીમા સાદે વાતો કરતું હતુ. મારા હૈયામાં એકવાર તરફડાટ થઇ ગયો કારણ, ચોરની જેમ પારકા ઘરની વાતો કાન માંડીને સાંભળવાની ટેવ કદી યે નહોતી. જો એમ કરતાં પકડાઈ જાઉં તો લોકો શું કહેશે? એના ખુલાસાની એક તપસીલ તો જો કે મેં મનોમન તૈયાર રાખી હતી; તેમ છતાં સ્નાયુઓની ધ્રુજારી એથી અટકી નહિ. પણ જવા દો. અણગમતું કામ જ્યારે કર્તવ્ય તરીકે કરવાનું છે તો દ્વિધામાં રહે કંઈ ફાયદો નથી.

એક ઓરડાની સામે જ થોડોક ઉઘાડો વરંડા હતો અને એની પછી જ બેઠકઘર પડતું હતું. શક્ય એટલી ચૂપકીદી ને નિસ્તબ્ધતાથી હું બેઠકઘરના બંધ દરવાજા પાસે જઇને ઊભો રહ્યો. ફાગણી રાતનો શીતળ ને સુંવાળો પવન થોડો થોડો આવતો હતો. અને હું હજી કંઈ એવો મોટો પણ થયો નથી. મનમાં થયું કે આવી રાત્રે કોઇ પણ પ્રભુધીના ઘરમાં જાસુસી કરવી એ ગુનો છે; પછી ભલેને એ ગેરકાયદેસર પ્રણય હોય! પણ એ જવા દો. એ તો એક પળવારની દુર્બળતા જ માત્ર હતી.

ઓરડામાં બે જણ વાતો કરતાં હતાં: સારી પેઠે, સહજપણે જ વાતો કરતા હતાં એમાંથી એકનો સાદ ઓળખી કાઢતાં વાર ન લાગી. નિઃશંકપણે એ પ્રિયતોષબાબુનો જ સાદ હતો. અને બીજો હળવો સાદ એ કોક સ્ત્રીનો જ હતો. બહુ મીઠો હતો એ સાદ; છતાં જોઇએ તેવો સ્વાભાવિક નહોતો લાગતો. દિલરૂબાના ઝંકાર જેવો એક ઝંકાર એ સાદમાં હતો.

કાન માંડીને સાંભળવા લાગ્યો. સાદ બરાબર સ્પષ્ટ સંભળાતો હતો, પરંતુ શબ્દો બરાબર પકડાતા નહોતા એક વાર એવું લાગ્યું કે જાણે પ્રિયતોષબાબુ મોટેથી કવિતા વાંચતા ન હોય?—'સકળ સુહાગ તેં શોભવ્યા'તા સખિ!'—ને પછી, થોડી વાર ફરી અસ્પષ્ટ વાતો ચાલી. બારણાંની વધુ નજીક સરી તે સાંભળવા હું ગયો, પણ ત્યારે વાતનો સૂર પલટાઇ ચૂક્યો હતો. જાણે રિસામણાં મનામણાં ચાલતાં હતાં. જાણે કોઈ સ્ત્રી સાદ બોલતો હતો કે—'જાવ, તમારી સાથે હવે વધુ નહિ બોલું...હવે ફરી આવશો મા...મા માટે તમે—!'

ને મારા મનમાં માત્ર વિસ્મય જ નહિ પણ એક ભયે પણ ઘર કર્યું હતું. કારણ એ સ્ત્રીનો સાદ માત્ર કોઇ બંગાળી સ્ત્રીનો સાદ હતો એટલું જ નહિ પણ એ કોઈ કેળવાએલી ને સુસંસ્કારી બંગાળી સ્ત્રીનો સાદ હતો! અને હું પરસેવે રેબઝેબ બની ગયો ને વિચારવા લાગ્યો કે એવું તે એ કોણ હોઇ શકે?

· એકાએક ઓરડામાંથી આવતો અવાજ એકદમ બંધ થઇ ગયો. લગભગ દસ સેકન્ડ સુધી બીજો કંઇ જ અવાજ-કોઈનો યે કંઈ સાદ સંભળાયો નહિ. ને એ પછી એક સુમિષ્ટ વ્યંગ હાસ્ય ઉભરાઇ ઊઠ્યું.

હાસ્ય પૂરું થતાં પેલો સ્ત્રી-કંઠ સ્પષ્ટ સંભળાયો. એ કહેતી હતી કે 'એક સજ્જન બારણાં પાસે ઊભા રહી કાન માંડીને આપણી વાતો સાંભળે છે. જાઓ, એમને પ્રેમથી આદર આપી અંદર તેડી લાવો!'

હું ચોંકી ઊઠ્યો. ભાગું કે નહિ એ વિચારતો હતો ત્યાં તો બારણું ઉઘાડી પ્રિયતોષબાબુ મારી સામે આવી ઊભા! ઘરમાં એક બહુ ઓછા પાવરનો આસમાની વીજળિક દીવો બળતો હતો. પ્રિયતોષબાબુ તરફ જોયું તો એમના મોં પર દુઃખ અને ક્ષોભ સ્પષ્ટપણે દેખાતાં હતાં: પરંતુ ગેરકાયદેસર પ્રણય કરતાં પકડાઇ ગયા હોય (અનુ.પૃ. ૩૦૬ ઉપર)

# સંકેત-લિપિઓ

લેખક
કરણસિંહ ગોવિંદસિંહ ચુડાસમા

**મા**નવજગતમાં સંસ્કૃતિના ઇતિહાસની સાથેસાથ જ ભાષાઓ તથા તેની લિપિઓ અને સંજ્ઞાઓનો વિકાસ પણ થતો જ રહ્યો છે ભાષાઓમાં જેમ ક્લિષ્ટ અગર ખામીવાળા ઉચ્ચારણો ટાળવા(અથવા તો બોલવામાં એકાળજી વધતી જવાથી પણ)સરળ ઉચ્ચારણો તરફ જગત વધતુ જાય છે તેમ લિપિઓમાં પણ પહેલા ચિત્રાત્મકમાથી શબ્દાત્મક ને પછી એકાક્ષરી લિપિનો વિકાસ થતો ગયો

સામાન્ય રીતે તો ભાષા અને લિપિઓના આ સ્વરૂપો વ્યવહાર માટે તથા જ્ઞાનના પ્રચાર તેમજ સાર્વત્રિક ઉપયોગને માટે, કોઈ પણ જાતના ગુરુભેદ (ગુપ્તતા) સિવાયના, તદ્દન ખુલ્લા રહ્યા પરંતુ પ્રાચીન કાળથી તે આજ સુધી સામાન્ય જાહેર વ્યવહારની સાથેસાથ જ અમુક ગુપ્ત વ્યવહારો પણ રહેતા જ આવ્યા છે પોતાના હિતનુ કે સ્વાર્થનુ રક્ષણ કરવા માટે, માણસ જેમ બીજાઓથી ગુપ્તતા રાખે છે, તેમ બીજાઓની સાથે વિચારભેદ થતા પણ પોતાના વ્યવહાર માટે ગુપ્તતા રાખતો થાય છે આ વિચારભેદના પરિણામે માણસને વિચારો તથા છાની વાતોનુ રહસ્ય ગુપ્ત રાખવાની વૃત્તિ થઈ, ને એમાથી ગુપ્ત વાતચિતનો વિકાસ થયો દ્વિઅર્થી શબ્દો, કહાણો, ચેષ્ટાઓ, ધાવો તથા ચિત્રાક્ષરી વગેરે ખાસ સંજ્ઞાઓ જન્મી પ્રાચીન કાળમા પણ રાજદૂતો, જાસૂસો, જાસૂસી કરનાર નર્તિકાઓ, માળણો બાંદીઓ, સાધુઓ વગેરે દ્વારા આનો ઉપયોગ થતો એ જ રીતે વ્યાપારની પણ ખાનગી ભાષા જન્મી વ્યાપારી સોદા કરતી વખતે દલાલ કે વેપારી હાથ ઉપર પછેડી કે ખેસ નાખીને આગળાથી ભાવ વગેરે દર્શાવે છે, એ જાણીતુ છે એ જ રીતે સોની, લુહાર, કંસારા, દરજી વગેરે ધંધાદારીઓ પણ ગ્રાહકો તથા જનસામાન્યથી પોતાના ધંધાના રહસ્યો તેમજ હિતો ખાનગી રાખવા સંકેતો અને ગુપ્ત ભાષા (જેને પારસી કહે છે) નો ઉપયોગ કરતા-કરે છે આ જ રીતે તમામ સંકેત ભાષાઓ યા લિપિઓનો વિકાસ યા વૃદ્ધિ જેમ થઈ, તેમ જ ગણિતવિદ્યા, વિજ્ઞાનો, શાસ્ત્રકામ વગેરેના લાંબા શબ્દોની ટૂંકાક્ષરી સંજ્ઞાઓ પણ સરળતા ખાતર યોજાઇ છે આ બધામાથી ગુપ્ત લખાણો, ઝડપી લખાણો, ગુપ્ત અવાજો, નિશાનો, સંજ્ઞાઓ, સંકેતો વગેરે જન્મ્યા એનો પણ નાનો એવો ઇતિહાસ સર્જાયો છે

પ્રાચીન કાળમા આવા સંકેતો દૂરને સ્થળે જણાવવા માટે શંખ, શરણાઈ, તૂરી, રણશીંગા, ઢોલ નોબત, ડંકા, વાવટા, મશાલ વગેરેથી કરવામા આવતા આવા સાધનોથી ઉપજતા અવાજોની ભાષા ટૂંકા સૂચક શબ્દો વગેરેથી ઉપયોગમા લેવાની નજીકના ખાનગી વ્યવહારો માટે સંકેત સંજ્ઞાઓ પ્રચલિત બની ગયા કુટુંબોમા ચિત્રાક્ષરી ભાષા, દ્વિઅર્થી લખાણો, હાથની ઈશારતો, પંખા વગેરેના સાધનોદ્વારા થતા સંકેતો આદિ માર્ફત પ્રેમસંદેશા, રાજ્યના જાસૂસી ખબરો, મુત્સદ્દીઓના ગુપ્ત સંદેશા વગેરે મોકલાતા, તેમ વિનોદ માટે પણ તેનો ઉપયોગ થતો

આવી અનેક સંજ્ઞાઓ પૈકી અહીં આપણે જે થોડીનો વિચાર કરવાના છીએ તેમા એક 'કરપલ્લવી' છે કરપલ્લવી એટલે હાથથી વાતચિત કરવાની ભાષા તેનો ઉપયોગ નર્તિકાઓ, ગાયકો, જાદુગરો, જાદુગરો, બારોટો, સાધુઓ વગેરેથી કરવામા આવતો આપણે તો એ મૂક લિપિનો ઉપયોગ લોકહિતાર્થે કેમ કરી શકાય એ ઉદ્દેશથી જ અહીં એ કરપલ્લવી, ધ્વજસંદેશ, દુરબીનસંદેશા વગેરે જોઈશુ

બ્રિટિશ રાજ્ય સ્થપાયા પહેલાના કાળને પરદેશીઓએ લખેલા ઇતિહાસની દૃષ્ટિએ જે અંધાધૂંધીનો સમય ગણવામા આવ્યો છે, તે સમયે ચોર, લુટારા, બહારવટીઆઓ જ્યારે ગામો ભાગતા ત્યારે નિ શસ્ત્ર ગ્રામ-પ્રજા પોતાના બચાવ માટે અને મહાકષ્ટે મેળવેલી ઘરવખરી તથા માલમિલકતો માટે પોતાનાથી બનતો સામનો કરી શકે તે સારુ ચોરા પાસે અથવા ચબૂતરા ઉપર ઊંચો ગોળ કોઠો અથવા બુરજ બનાવવામા આવતો, જે આખા ગામના તમામ મકાનો કરતા ઊંચાઇમાં વધારે હતો આવા કોઠાઓ ઉપર ચોવીસે કલાક માણસો વારાફરતી દૂર સુધી નજર રાખતા ખડે પગે ઊભા રહેતા આવા માણસો રખેવાળિયા અથવા કોઠિયા કહેવાતા દૂરથી ધૂળની ડમરી ઊડતી માલૂમ પડે કે તરત તે બૂંગીઓ ઢોલ (બૂંગીઓ —ભૂંગળા બદલે વગાડવામા આવતો ઢોલ) 'ધીન્ગ, ધીન્ગ, ધ્રી જાગ' કરતો વગાડવા માંડતો, અને સાંભળતા જ ગામના કે સીમના, નાના કે મોટા, સ્ત્રી કે પુરુષ જે જ્યા હોય ત્યાથી, અને જે હથિયાર હાથ આવે તે લઈને એકીશ્વાસે દોડી આવી એકઠા થઈ સામનો કરતા ગામમા આગ લાગે કે કોઈને સર્પ કરડવા જેવી આપત્તિ આવે ત્યારે પણ આ બૂંગીઓ ઢોલ વગાડવામા આવતો

એક લશ્કર બીજા પર હુમલો કરતુ હોય, 'મારો', 'કાપો', 'આગે બઢો', 'પીછે હટો', 'બાજુ હટો'ના હુકમોના દેકારા બોલતા હોય, એમાં સેનાપતિના મૌખિક હુકમો સમજાય નહિ આથી સેનાપતિના હાથી અથવા ઘોડા પાસે ઊંટ કે ઘોડા ઉપર ડંકો (નોબત) અને નિશાન (ધ્વજ) રાખવામા આવતા અને તે ડંકા નિશાનવાળાને જે હુકમો અપાતા તે મુજબ તેઓ નોબતના અવાજના તથા ધ્વજની નિશાનીઓના સંકેતથી લશ્કરને એ હુકમો સમજાવતા

છૂપી રીતે સમાચારો આપવા કે લેવા માટે કરપલ્લવીનો અને દૂરના સ્થળોના વ્યવહાર માટે ઊંચી જગ્યાઓથી ધ્વજસંદેશાનો ઉપયોગ થતો રાત્રે દુરબીન સંદેશા વપરાતા એ હવે ક્રમવાર જોઈએ

### (૧) કરપલ્લવી

પ્રાચીન શાસ્ત્રોમા કરપલ્લવીની યોજના માટે આ મુજબનો એક શ્લોક છે

આદર્શમ્ કમલમ્ ચિત્રમ્ ટંકારમ્ તલહસ્તકમ્
પાગ યૌવન શૃંગારમ્ અંગેનામ્ કરપલ્લવી

એનો હિંદી અનુવાદ પણ આ મુજબ પ્રચલિત છે
અદ્વિન કમલ ચક્ર ટકારા, તક પર્વત યૌવન શગારા,
અંગુલિન્ અક્ષર ગુરુકિનમાત્રા, રામકહે સુન લક્ષ્મન ભ્રાતા

આ કરપલ્લવીની રચનાને આધારે જ ધ્વજસંદેશ અને દુરબિન સંદેશા રચાયા છે, એટલે પ્રથમ આપણે કરપલ્લવી જોઈએ

આ બધા ગુપ્ત સંકેતોનો પાયો તો ભાષાના મૂળાક્ષરો ઉપર જ રચાએલો છે એટલે તેની રચના આપણી લિપિના અક્ષરોના ઉચ્ચાર પ્રમાણે જે સમૂહો પડેલા છે તે (ક ચ ટ, ત, પ, વગેરે વર્ગો) અનુસાર જ કરવામા આવી છે લિપિની ૫૫ સંજ્ઞાઓના પાંચપાંચના સમૂહમા ૧૧ ભાગ પાડી નાખ્યા છે, તે દરેક ભાગના પ્રથમાક્ષરને તે વર્ગનો નાયક ઠરાવ્યો છે, અને તે નાયક પ્રથમાક્ષરના ક્રમ અનુસાર ૧૧ સંજ્ઞાઓ નક્કી કરી છે દાખલા તરીકે

ઉપરથી થતો શબ્દ 'કગળ' કલ્પવામાં આવ્યો છે. આ રીતના અગિયાર સમૂહ નક્કી કરી તેને સરળતાથી યાદ રાખવા માટે આ મુજબ સવૈયા છંદમાં કવિતારૂપ આપ્યું છે :



'ક—ખ—ગ—ઘ—ક્ષ': એ ક-વર્ગ માટેની સંજ્ઞા 'કમળ';—એમાં ડાબા હાથથી કમળનો આ રીતે દેખાવ કરવો.



'ચ—છ—જ—ઝ—જ્ઞ': એ ચ-વર્ગ માટેની સંજ્ઞા 'ચક્ર';—એમાં ડાબા હાથની અંગૂઠા પાસેની આંગળી ફેરવીને હવામાં ચક્ર દોરવું.



'ટ—ઠ—ડ—ઢ—ણ': એ ટ-વર્ગ માટે સંજ્ઞા 'ટંકાર';—એમાં ડાબા હાથે ઘંટ વગાડતા હોઇએ એવી નિશાની કરવી.



'ત-થ-દ-ધ-ન': એ ત-વર્ગ માટેની સંજ્ઞા 'તરૂ';—એમાં ડાબા હાથે મૂઠી વાળી હાથ કોણીમાંથી કાટખૂણે ઝાડ જેમ ઊભો રાખવો.



'પ-ફ-બ-ભ-મ': એ પ-વર્ગ માટેની સંજ્ઞા 'પાસા';—એમાં ડાબા હાથે ચોપાટના પાસા ફેંકતા હોઈએ તેમ દર્શાવવું.



'ય-ર-લ-વ-ત્ર': એ ય-વર્ગ માટેની સંજ્ઞા 'યૌવન';—એમાં હાથે મૂછે હાથ ફેરવતા હોઈએ તેમ દર્શાવવું.

અહિફેણ[૮] સ્વર, કાનામાત્રા[૯] એક[૧૦] શૂન્ય[૧૧] સંખ્યા પટ.

આ ૧૧ સંકેતોનાં ચિત્રો, તે તે વર્ગના અક્ષરો તથા સંજ્ઞાની સમજૂતી સાથે આ નીચે આપ્યાં છે:



'શ—ષ—સ—હ—ળ': એ શ-વર્ગની સંજ્ઞા 'શણગાર';—એમાં છાતી ઉપર હાથ ફેરવી પહેરેલો શણગાર (ઘરેણું) દર્શાવવું.



'અ—ઇ—ઓ—ઉ—ઋ': એ સ્વર-વર્ગ માટે 'અહિફેણ' એટલે સાપની ફેણની સંજ્ઞા;—એમાં ડાબા હાથનાં પાંચ આંગળાં સાથે રાખી નાગની ફેણ જેવો આકાર કરી હલાવવાં.



'ા ્ ં ઃ': કાનો, માત્રા, એ માત્રા, અનુસ્વાર, વિસર્ગ વગેરે વ્યંજનોને લગાડવા માટેનાં સ્વચિહ્નોની સંજ્ઞા 'કાન';—એમાં ડાબા હાથે ડાબો કાન દબાવવો.



'૧-૨-૩-૪-૫': એ ૧ થી ૫ સુધીની સંખ્યાના વર્ગ માટે સંજ્ઞા 'એક';—એમાં ડાબા હાથની અંગૂઠા પાસેની એક આંગળી સીધી ઊંચી દેખાડવી.



'૦—૬—૭—૮—૯': એ ૯ થી ૦ સુધીના સંખ્યા-વર્ગ માટેની સંજ્ઞા 'શૂન્ય';—એમાં અંગૂઠા તથા અંગૂઠા પાસેની આંગળીથી શૂન્ય-મીંડાનો આકાર દર્શાવવો.

હવે આ સંજ્ઞાઓને કેમ દર્શાવવી તે જોઇએ. આ બધા વર્ગોની નિશાની ડાબા હાથ વડે જ કરવાની છે. એની સાથે જમણા હાથનો ઉપયોગ, તે તે વર્ગનો પહેલો, બીજો, ત્રીજો, ચોથો ને પાંચમો અક્ષર સમજાવવા માટે કરવો. પહેલો અક્ષર દર્શાવવા જમણા હાથની એક આંગળી, બીજો દર્શાવવા બે, ત્રીજા માટે ત્રણ, ચોથા માટે ચાર અને પાંચમા માટે પાંચ આંગળી, ડાબા હાથની નિશાની જોડે દર્શાવવી. દાખલા તરીકે 'ગ' અક્ષર બતાવવો હોય તો ડાબા હાથે કમળપત્રની સંજ્ઞા કરી, તેને પડખે જમણા હાથની ૩ આંગળી ઊંચી કરવી.

અર્ધો અક્ષર દર્શાવવા માટે તે તે અક્ષરને કાપતા હોઇએ તેમ કરવું. અક્ષરને કાપવો એટલે તે અક્ષર દર્શાવ્યા બાદ ડાબા હાથની આંગળી ઉપર જમણા હાથે શેરડી છોલતા હોઇએ તેમ દર્શાવવું તે.

શબ્દ પૂરો થાય ત્યારે ડાબા હાથની મૂઠી ઉપર જમણો હાથ મૂકવો. સંદેશ પૂરો થાય ત્યારે બન્ને હાથ લગણા પર મૂકી નિરાશ થઇને બેઠા હોઇએ તેમ દર્શાવવું.

હવે આ કરપલ્લવી દ્વારા સંજ્ઞા-સંદેશ કેમ મોકલાય તેનું એક ઉદાહરણ લઇએ. દા. ત. તરીકે 'દુશ્મન આવી ચડ્યો છે' એવો (અ.પૃ.૩૦૯)

# પચ્ચીસ વર્ષ પહેલાં






અંક ૧૦ · આસો ૧૯૮૦ (ઑક્ટોબર ૧૯૨૪)

**પોતાના** પહેલા જ દિવાળી અંકમાં 'કુમારે' માત્ર ચાળીસ પાનામાં પણ આટલી વૈવિધ્યભરી ને રંગદર્શી સામગ્રી આપેલી. કુમાર જીવન માટે સર્વથા ઉચિત આદર્શ રૂપ 'એકલવ્ય'ની વિદ્યા માટેની તપશ્ચર્યાની શ્રી ધૂમકેતુ રચિત નાટિકા, શ્રી રાવળના બે ત્રિરંગી અને એક સાદા એવા બે મોટા ચિત્રો સાથે, દુનિયાની મોટામાં મોટી શોધ મુદ્રણકળાના શોધક ગટનબર્ગનું ચરિત્ર, શ્રીનરહરિ પરીખે ઉતારેલી એક રહસ્યભરી જાપાની કથા 'ચોરટા', વિજયાદશમીનો બોધ, દિવાળીની તૈયારી ને બેસતા વર્ષની વાર્તા જેવા પ્રસંગાનુપગી લેખો, બૉયસ્કાઉટ્સ (કુમારસેના) પ્રવૃત્તિ સમજાવતો ઉપયોગી લેખ, 'પ્રાણીઓ પોતાનું રક્ષણ શા વડે કરે છે?' તે દર્શાવતા તેમના કુદરતી રક્ષકસાધનો દર્શાવતો 'ચિત્રબોધ' આમ એટલી બધી સામગ્રી હતી કે જેનો આસ્વાદક કર્તાઓ પણ ઘણાં પાનાં રોકે એટલે અહીં તો, એ અંકમાં આવેલો એક નવી દિશા ઉઘાડતો, કુમારોને માટે ઘણો રસદાયક ને બોધક લેખ જે ગુજરાતમાં પહેલી જ વાર રજૂ થયો તેનો ચિત્રમય પરિચય આપવો ઉચિત થશે 'સુલેખન' અથવા સુંદર અક્ષરો લખવાની કળા ઉપરનો એ લેખ આજે પણ એટલો જ તાજો, શિક્ષણાત્મક ને માર્ગદર્શક જણાશે.

તમને તમારા ઘરમાં સુંદર ને પ્રેરક વાક્યો, સરસ શ્લોકો કે જીવનમંત્રોની તકતીઓ લખીને ચોડવાનો શોખ થાય, તમારા ઘરને બારણે તમારું નામ લખવાની જરૂર પડે, કોઈ વખત ઉત્સવ કે મંગળ પ્રસંગે માંડવની શોભા માટે મોટા અક્ષરો કોતરવા પડે, ત્યારે સારા અક્ષરો લખવાની કળાની જરૂરિયાત સમજાઈ હશે. તમારા પુસ્તકોના પૂંઠા ઉપર કે તમારા સામાન ઉપર તમે સફાઈદાર સ્વચ્છ, આકર્ષક અક્ષરો લખી શકો તો તમને તે બીજે શોધી જડતા તેમ મુસાફરીમાં ઘણી સરળતા થાય. આમ સારા અક્ષરો લખવાનું કામ શોભા અને સગવડ ખાતર બહુ ઉપયોગી થઈ પડે છે ને તે તમે બહુ જ થોડી મહેનતે શીખી શકો.

શરૂઆતમાં તો અરધા ફુલસ્કેપના માપના કાગળ ઉપર આકૃતિ ૧ માં બતાવ્યા પ્રમાણે લીટીઓ આંકો. ચોરસ ખાનાં પાડી લીટીઓ બરાબર સરખે અંતરે આવે અને ખાનાં બધાં એકસરખાં ચોરસ રહે તેની ખાસ કાળજી રાખજો. પહેલેથી ચોક્કસ અંતરે બિંદુઓ મૂકી જશો તો આંકણી વેળા ભૂલ નહિ થવા પામે.

પહેલાં તો ઉભા કાનાનો વળાંક બરાબર સમજી લો. તેના રૂપમાં ફેરફાર ન થાય તે માટે ખાસ સાવચેતી રાખવી જ્યાંજ્યાં



ઉપર આકૃતિ ૧ પહેલી લીટીમાં સીધા કાના તથા તેને મળતા સીધા પાંખડાવાળા અક્ષરોથી શરૂ કરીને ધીમેધીમે બીજી ત્રીજી લીટીમાં વળાંકવાળા અક્ષરોના આલેખનની ને પછીની લીટીઓમાં વધુ ગોળાઈવાળા મુશ્કેલ અક્ષરોની તાલીમ માટે માર્ગદર્શન છે

# સંસ્કૃતિના ઇતિહાસમાં સીમાચિહ્ન સમી શોધ દીવાસળીનો પિતા ફૉસ્ફરસ

લેખક - ડૉ. નરસિંહ મૂ. શાહ

પ્રાણીમાત્રને ઉપયોગી એવા આ મૂળ તત્ત્વનો ઇતિહાસ અતિ રસિક છે. હૅનિંગ બ્રાન્ડ્ટ નામનો એક જર્મન વેપારી હૅમ્બર્ગમાં થઇ ગયો. તેને કીમિયાગારીમાં ખૂબ રસ હતો ને રૂપામાંથી સોનું પેદા કરવાની તેની મહત્ત્વાકાંક્ષા હતી. તે માટે તે અનેક અટપટા પ્રયોગો કર્યાં કરતો મૂત્રને ઉકાળ્યા બાદ જે વસ્તુ પાછળ રહે તેમાં કદાચ એ કીમિયાના ગુણ હશે એમ માની તેણે એ પ્રયોગ શરૂ કર્યો! તેની પાછળ અનેક રાતના ઉજાગરા કર્યા પછી એક મીણ જેવો પોચો પદાર્થ તેને મળ્યો. તેમાં એવા ગુણ હતા કે જરાક ઘસતાં તે સળગી ઊઠે! આ થઈ પશ્ચિમમાં ફૉસ્ફરસની સૌ પ્રથમ શોધની વાત (ઇ. સ. ૧૬૬૯) તે પછી બ્રાન્ડ્ટે પોતાના મિત્રોને આનંદ કરાવવા એ ફૉસ્ફરસનો ઉપયોગ કરવા માંડ્યો.

આ શોધની ક્રાફ્ટ નામના એક માણસને ખબર પડી. તેને ખબર આપનાર બ્રાન્ડ્ટનો મિત્ર કુન્કેલ હતો. ક્રાફ્ટ તો સીધો ઊપડ્યો હૅમ્બર્ગ અને ફૉસ્ફરસ બનાવવાની રીત ખરીદી લેવાની દરખાસ્ત મૂકી. સોદો નક્કી થયો, રકમ પણ નક્કી થઇ, ને ક્રાફ્ટે ફૉસ્ફરસ બનાવવાનું રહસ્ય જાણી લીધું પરંતુ કુન્કેલને આ વાત ન ગમી. તેણે પોતે જ આ દિશામાં કામ શરૂ કર્યું અને ૧૬૭૨માં અનેક પ્રયોગોને અંતે ફૉસ્ફરસની બનાવવામાં તે પણ સફળ થયો.

ઈ. ૧૬૭૪માં મહાન રાસાયનિક શીલે અને ગાહને આ તત્ત્વ હાડકાંમાંથી શોધી કાઢ્યું ને મોટા પાયા ઉપર બનાવી શકાય એવી રીતો યોજી. એ તો હવે સૌ જાણે છે કે રાત્રે સ્મશાનમાં થતા જે ભડકાને અગાઉ ભૂતાવળનાં સ્વરૂપ ગણવામાં આવતા તે ભૂતાવળ એટલે ફૉસ્ફરસ એ ભડકો મુડદાંના હાડમાંમાં ફૉસ્ફરસનાં જે સંયોજનો હોય છે તેમાંથી કોઇ વાર ફૉસ્ફરસ છૂટો પડતાં તે એકદમ હવામાં સળગી ઊઠે છે, તે પરથી એ ભડકા મરનાર માણસના ભૂતના હોવાની વહેમી લોકમાન્યતા ચાલે છે.

ઈ. ૧૬૮૦માં અંતે ફૉસ્ફરસ બનાવવાનું શરૂ થયું શરૂમાં તો તેનો ભાવ એક ઔંસનો ૫૦ ગિની હતો. આ ફૉસ્ફરસને કાગળના પડમાં રાખીને બનાવેલી ગંધકવાળી લાકડાની સળી, બૉઈલ નામના અંગ્રેજ વૈજ્ઞાનિકે સળગાવી આ થઈ દીવાસળીની પ્રાથમિક બનાવટ. આમ ફૉસ્ફરસની ઉપયોગિતા દીવાસળીની બનાવટમાં માલૂમ પડી એટલે તેની મહત્તા વધી ગઈ. આજે તો ફૉસ્ફરસ અને દીવાસળીનો ઉદ્યોગ એટલી ગાઢ રીતે સંકળાએલા છે કે ફૉસ્ફરસની શોધ વિના આજની આપણી દીવાસળીની બનાવટ જ અસંભવિત બની હોત શરૂઆતમાં તો એક સૈકા સુધી ફૉસ્ફરસની આ શોધ ખાસ કાંઈ પણ ઉપયોગ વિના નિરર્થક જ પડી રહેલી.

ફૉસ્ફરસમાં રાત્રે અંધારામાં ચળકવાનો પણ ગુણ છે એ પરથી ગ્રીક શબ્દ ફૉસ એટલે પ્રકાશ અને ફેરો એટલે ધારણ કરવું એમ સંધિ થઇને 'ફૉસ્ફરસ' નામ પાડવામાં આવ્યું છે.

ફૉસ્ફરસ પ્રખર પ્રક્રિયાશીલ છે. કુદરતમાં ક્યાં યે તે સ્વતંત્ર અવસ્થામાં મળતો નથી, પરંતુ તેનાં અનેક ઉપયોગી સંયોજનો મળી આવે છે આ સંયોજનો બે પ્રકારનાં હોય છે. 'સખત' ફૉસ્ફેટોનો ઉપયોગ ફૉસ્ફરસ કાઢવા માટે કરવામાં આવે છે, ને 'પોચા' ફૉસ્ફેટો સુપર ફૉસ્ફેટ નામનું ખાતર બનાવવા માટે વપરાય છે.

વનસ્પતિ તેમજ પ્રાણીના શરીરમાં ફૉસ્ફરસ એક આવશ્યક અંશ છે. જીવનરસમાં પણ તેનું અસ્તિત્વ છે. હાડકાંઓમાં ૫૮ ટકા કૅલ્શ્યમ ફૉસ્ફેટ હોય છે. ઈંડાની જરદી (પીળા ભાગ)માં તથા અપણા જ્ઞાનતંતુઓ તેમજ મગજમાં તો ફૉસ્ફરસ મહત્તાપૂર્ણ ભાગ ભજવે છે, અને તેથી જ મગજની નબળાઈનાં દર્દોમાં અથવા સામાન્ય નબળાઇમાં ઇસ્ટન સીરપ, ગ્લીસેરોફૉસ્ફેટ વગેરે ફૉસ્ફરસવાળી ટૉનિક દવાઓ આપવામાં આવે છે. વળી એ પણ જાણીતું છે કે નાઇટ્રોજન તથા ફૉસ્ફરસવાળાં ગ્લીસરીનયુક્ત પદાર્થો (જેવા કે લેસિથીન) મગજ ને જ્ઞાનતંતુઓમાં રહેલા છે તેથી લેસિથીનવાળા પદાર્થો (જેવાં કે ઇંડાં, બદામ, સોયાબીન અને બીજાં કઠોળ) માનસિક પરિશ્રમ કરનારને ઉપયોગી થઇ પડે છે. આ દૃષ્ટિએ દૂધ પણ ખૂબ કિંમતી છે, કારણ કે તેમાં પણ આવાં પોષક તત્ત્વો રહેલા છે

વનસ્પતિ પોતાને જોઈતો ફૉસ્ફરસ જમીનમાંથી લઇ લે છે. આ ફૉસ્ફરસ તેને પૂરતા પ્રમાણમાં મળે એટલા માટે હાડકાંનો ભૂકો ને સુપર-ફૉસ્ફેટ જેવા ફૉસ્ફરસવાળાં ખાતરો ખેતીમાં ઉપયોગી લેખાય છે. સ્વતંત્ર દેશો તો આજે પોતાની હદ બહાર થતી હાડકાંની નિકાસ કાયદા વડે અટકાવે છે, કારણ કે હાડકાં એ દેશનું કાચું ધન છે ખેતીની આબાદી તેના પર જ નભે છે.

હાડકાનાં સંયોજનોમાંથી ફૉસ્ફરસ કાઢવાની બે રીતો પ્રચલિત છે: પ્રથમ રીતમાં હાડકાંની રાખનું સલ્ફ્યુરિક ઍસિડ વડે વિઘટન કરવામાં આવે છે, એટલે તેમાંથી ફૉસ્ફોરિક ઍસિડ બને છે. આ ફૉસ્ફોરિક ઍસિડને ઉકાળીને ઘટ્ટ બનાવી તેમાં કોલસાનો ભૂકો ઉમેરી ખૂબ ગરમ કરવાથી તેમાંથી ફૉસ્ફરસ છૂટો પડે છે. બીજી રીતમાં વીજળીનો ઉપયોગ કરવામાં આવે છે. કુદરતી ફૉસ્ફેટો અથવા હાડકાંના ભૂકાને રેતી અને કોલસા સાથે મિળવીને પછી તે મિશ્રણને વીજળિક ભઠ્ઠીમાં તપાવવામાં આવે એટલે તેમાંથી ફૉસ્ફરસ છૂટો પડે છે.

ફૉસ્ફરસ હવાના સંપર્કમાં આવતાં એકદમ સળગી ઊઠે છે આથી તેને સાચવવા માટે પાણીમાં રાખવો પડે છે. આ પીળો ફૉસ્ફરસ કહેવાય છે. તેને છરી વડે કાપી પણ શકાય છે. તે પાણીમાં ઓગળતો નથી; પણ કાર્બન ડાય સલ્ફાઈડમાં ઓગળે છે આવા દ્રાવણને એક કાગળ ઉપર રેડી હવામાં રાખવાથી અચાનક સળગી ઊઠે છે અને ભૂતના ભડકા જેવો દેખાવ થાય છે.

ફૉસ્ફરસનો મોટો ભાગ દીવાસળીના ઉદ્યોગમાં જ વપરાય છે. આ ઉપરાંત કેટલોક ભાગ ફૉસ્ફર બ્રૉન્ઝની બનાવટમાં જાય છે. ફૉસ્ફરસ ઝેરી હોવાથી ઉંદર મારવા માટે પણ તેનો ઉપયોગ થાય છે આ ઉપરાંત બૉમ્બની બનાવટમાં પણ તે ઉપયોગી છે. તેનાં ઉપયોગી સંયોજનો ફૉસ્ફરસ ટ્રાયક્લોરાઇડ, પેન્ટાક્લોરાઈડ, પેન્ટૉક્સાઈડ વગેરે છે. ફૉસ્ફરસનાં કારખાનામાં કામ કરતા મજૂરોને ફૉસ્ફરસની બાષ્પને લીધે જડબાંનું દર્દ થાય છે. આથી દીવાસળીની બનાવટમાં પીળા ફૉસ્ફરસનો નિષેધ કરવામાં આવ્યો છે.

ગંધકની માફક ફૉસ્ફરસ પણ બહુરૂપતા (allotropy) દાખવે છે. પીળા ફૉસ્ફરસને ૨૦૦ ડિગ્રીએ ગરમ કરવાથી તેમાંથી રાતો ફૉસ્ફરસ બને છે. આ જાત સહેલાઇથી સળગતી નથી. વળી તેને ગંધ કે

## પ્રકૃતિતત્ત્વવિદ્

# શ્રી હરિનારાયણ આચાર્ય



ઈ. ૧૯૨૪ના મે જૂનના દિવસોમાં ડીસા ગામના પાદર પાસેથી પસાર થતી ઉત્તર ગુજરાતની રેલવે ટ્રેનના મુસાફરો રેલવેના પાટા પાસે આવેલા એક ઉજ્જડ ને અવાવરુ જમીનવાળા ખેતરમાં, રોજ સવારે, બપોરે ને સાંજે એક એકવડા બાંધાના જુવાનને કોદાળી વડે એ ખેતર ખોદતા જોતા. પડછંદ પણ પાતળી પડી ગયેલી કાયાવાળો, શ્યામવર્ણનો એ જુવાન ગરદન પર ઝૂલતા લાંબા સુંદર ઓળિયાને રૂમાલ વડે માથાબાંધણાની જેમ બાંધીને, આવે કાળે ઉનાળે એકલો જ શા માટે આવું ઉજ્જડ ખેતર ખોદવાનો પરિશ્રમ ખેડતો હશે તેનું એ આવનીજતી ટ્રેનોના મુસાફરોને રોજ અચરજ થતું પણ એમને એ દૃઢનિશ્ચયથી કોદાળી ચલાવતા સખતરીતે બીડાયેલા એના હોઠ પાછળનો નિરધાર ક્યાંથી જણાય? અને કોઈ કહે તો પણ માન્યામાં યે કેમ આવે કે પોતાને આજ અઢારઅઢાર માસથી વ્યાકુળ કરી મૂકનારો દમનો કપરો વ્યાધિ શરીરમાંથી કાઢવા માટે એ આવું હાસ્યાસ્પદ ગણાય તેવું કાર્ય લઈ બેઠો હતો?

એ જુવાન તે આપણા ૧૯૪૭ના સુવર્ણચંદ્રક ધારક વિદ્વાન શ્રી હરિનારાયણ આચાર્ય. પેલી ટ્રેનોના મુસાફરોની જેમ સૌને કદાચ આશ્ચર્ય થશે કે જેને માટે એમને આ સુવર્ણચંદ્રક મળે છે તે પ્રકૃતિવિજ્ઞાનને ને આ ખેતર ખોદાવનારા દમના વ્યાધિને શો સંબંધ? પણ આગળ આપણે જાણીશું તેમ જે અનેક વિદ્યાવિજ્ઞાનોનો એમને વ્યાસંગ છે અને જે અમુકમાં તો એ પારંગત છે, તે પૈકી એક શરીરસૌષ્ઠવશાસ્ત્ર અને વ્યાયામશાસ્ત્ર (ફિઝિકલ કલ્ચર) પણ છે. ગુજરાતભરમાં ભાગ્યે જ કોઈ હશે એવા વિરલ એ શાસ્ત્રના તે નિષ્ણાત છે અને એ વિદ્યાનો એમને યોગ કરાવનાર આ દમનો વ્યાધિ જ. ૧૯૨૦ની શરૂઆતમાં એમને લાગુ પડેલા એ વ્યાધિએ લીધેલા ગંભીર રૂપને અંતે એમનું પડછંદ હાડવાળું પરંપરાગત મજબૂત શરીર પણ તદ્દન ફીકું થઈ ગયું અને તેનાથી તે એવા તો વાજ આવી ગયા કે આપઘાત કરવા સુધીનો મનસૂબો એમને થઈ આવતો. વિદ્યાવ્યાસંગી તો એ છેક બાળપણથી જ હતા, અને જીવનમાં કોઈ પણ નિમિત્તે ભેટો થતા વિવિધ વિષયોનું તલસ્પર્શી જ્ઞાન મેળવી લેવાનો એમને મૂળથી જ છંદ હતો. એટલે પોતાના આ રોગના નિદાન માટે એમણે એ રોગ અને તેના અંગે શરીરશાસ્ત્રના મળ્યાં તેટલાં પુસ્તકો વાંચવા માંડ્યાં, અને એમાં અમેરિકાના ખ્યાતનામ વ્યાયામપટુ તથા શરીરવિજ્ઞાની બર્નાર મૅકફેડનના લખાણોએ એમનામાં શ્રદ્ધા પ્રેરી. મૅકફેડન સાથેના પત્રવ્યવહાર તથા શરીરશાસ્ત્રના પોતાના જ્ઞાન પરથી કરેલી અનેક વિચારણાને અંતે તે એવા નિર્ણય ઉપર આવ્યા કે એ વ્યાધિનું મૂળ નબળી હોજરી ને આંતરડામાં હતું તે માટે દોડવું, વાંકા વળી ફાવડા વડે જમીન ખોદવી વગેરે પેટ તથા તેના સ્નાયુને કસી નાખનારો વ્યાયામ જરૂરી હતો. તરત એમને જેને કોઈ હાથ નહોતું અડાડતું એવું પોતાનું વર્ષોથી નકામું પડી રહેલું ખેતર યાદ આવ્યું અને એમાં જ એ ઉપચાર અજમાવવાનો કડક નિરધાર કરી એ ઉનાળાની રજાઓમાં ડીસા ગયા ને દોઢેક માસમાં તો એક શેઢાથી બીજા શેઢાસુધી એ આખું ખેતર એવું તો ખોદી કાઢ્યું કે ફરી એ પાક આપતું થઈ ગયું! અલબત્ત શરીરનો વ્યાધિ તો ગયો જ.

આ પ્રસંગ પછી તો શરીરસૌષ્ઠવ અને વ્યાયામવિજ્ઞાનમાં એમનો રસ એટલો જાગૃત થયો કે રાતદિવસની એ જ એમની ધૂન થઈ પડી. ગ્રામજીવનની મહેનતથી નાનપણથી જ ખડતલ એવા શરીરને હવે એમણે કસવા માંડ્યું. અને દંડ તથા બેઠક ઉપરાંત મગદળ, સ્કિપિંગ, દોડ, કુસ્તી એમ ઉત્તરોત્તર અનેક વ્યાયામપ્રકારો વડે શરીરને પલોટી ઓપ આપીને તેને જાણે કોઈ કુશળ શિલ્પીએ સીસમની માટીમાંથી કંડારેલું હોય તેવું સુદૃઢ બલિષ્ઠ ને દીર્ઘકાય બનાવ્યું. સાથેસાથે દુનિયામાં જેટલા વ્યાયામપ્રકારો ખેડાયેલા છે તે સર્વનું શાસ્ત્રીય જ્ઞાન પણ એમણે એટલું તલસ્પર્શી મેળવેલું કે પ્રો. રામમૂર્તિ જેવા વ્યાયામવીર પણ એમનું શરીર જોઈને જેટલા મુગ્ધ થયેલા તેટલા જ એમના જ્ઞાન પર આફરીન થયેલા. પછી તો એ બન્ને વચ્ચે ગાઢ મિત્રાચારી જામી. અને વચમાં ગુજરાત વિદ્યાપીઠના દિવસો દરમ્યાન પ્રો. રામમૂર્તિ ગુજરાતમાં જ સ્થાયી થઈને એક આદર્શ વ્યાયામ વિદ્યાલય કાઢવાનો મનસૂબો કરતા હતા તેમને શ્રી આચાર્યે એ આખા વિદ્યાલયની રૂપરેખા, અભ્યાસક્રમ આદિ ગોઠવી આપેલા. આજથી બે દાયકા ઉપર જ્યારે પુરાણી ભાઈઓની વ્યાયામપ્રવૃત્તિથી ગુજરાત ધમધમતું હતું ત્યારે અને ત્યાર પછીની ગુજરાતભરની વ્યાયામ હરીફાઈઓમાં નિષ્ણાત અને તટસ્થ (અમ્પાયર) તરીકે શ્રી આચાર્યની નિમણૂક થતી.

આ અરસામાં મૅકફેડનના ફિઝિકલ કલ્ચર ઉપરાંત એલન કૅલ્વર્ટે 'સ્ટ્રેન્ગ્થ (બળ)' નામનું નવું સામયિક શરૂ કરેલું. તેના વાચન અને વિચારણાને અંતે એમને જણાયું કે સમસ્ત શરીરને એકસરખો ને સાર્વત્રિક વ્યાયામ આપી તેને સુદૃઢ ને બલિષ્ઠ રાખનાર કોઈ એક માત્ર વ્યાયામ હોય તો તે 'વેઈટ લિફ્ટિંગ'—વજન ઉપાડવાનો વ્યાયામ છે. લાગલો જ એમણે એ વ્યાયામ શરૂ કર્યો અને એમાં એટલું પ્રભુત્વ મેળવ્યું કે ગુજરાતભરમાં એ સર્વોચ્ચ કક્ષાએ હતા. સુસંઘટ શરીર ઘડવા અર્થે જે વ્યાયામપ્રક્રિયા એમણે ગોઠવી હતી એમાં માથા ઉપર બે હાથે ૨૧૦ રતલથી ય વધુ વજન ઊંચકવાનું થતું અને પગની પેશીઓના ઘડતર માટે ૨૫૦થી ૪૦૦ રતલ વજનનો એ ઉપયોગ કરતા હતા. આમ છતાં એમણે વધુમાં વધુ વજન ઉપાડવાના રેકૉર્ડ માટે કદી પ્રયત્ન કર્યો ન હતો. એમનું

સમગ્ર લક્ષ વેઈટ લિફ્ટિંગ દ્વારા શરીરને દૃઢ, બલિષ્ઠ અને સુસંહત બનાવવામાં જ કેન્દ્રિત રહેલું. પરિણામે, ૨૭ ઇંચ સાથળ, ૪૬ ઇંચ છાતી, ૧૮ ઇંચ ગરદન અને ૧૪ ઇંચ પ્રકોષ્ઠ કેળવવા એ શક્તિમાન થયા હતા. એ વખતનો એમનો શરીરવિકાસ અતિ ઉચ્ચ કક્ષાએ પહોંચેલો. એમનું પોતાનું વજન ૨૧૦ રતલ હતું.

વ્યાયામના આટલા જ્ઞાન સાથે શરીર અને આરોગ્યના શાસ્ત્રમાં પણ એ તજ્જ્ઞ છે. શરીરમાંથી દમનો વ્યાધિ કાઢ્યા પછી એમને કદી વ્યાધિ થયો નથી; અને શરીરને નીરોગી રાખવા માટે જ્યારે જરૂર પડે ત્યારે એ લાંબા ઉપવાસ ખેંચે છે. એક વખત તો એમણે કેવળ પાણી ઉપર ૨૧ લાંઘણો કરેલી અને એ દરમ્યાન ૩૦ ૪૦ રતલ જેટલું વજન ઘટી ગએલું; છતાં પણ એ બધા દિવસો દરમ્યાન એમનો મિલનો રોજનો આઠ કલાકનો વ્યવસાય તો ચાલુ જ હતો ! આ એમના શરીરની ચેતનાશક્તિનું સચોટ ઉદાહરણ છે.

સુવર્ણચંદ્રક નિમિત્ત પ્રકૃતિવિજ્ઞાનના એ વિદ્વાનનો પરિચય આપતાં અહીં એમના એ ખાસ વિષયને બદલે એમની વ્યાયામપટુતાની કરેલી આ લબાણ કથા કદાચ આડવાત લાગશે; પણ એ અપ્રસ્તુત નથી; બલ્કે એમનું એ વિષયનું જ્ઞાન એટલું તલસ્પર્શી, સંપૂર્ણ અને પંડ ઉપર જ પ્રતીત કરેલું સોદાહરણ છે, કે પ્રકૃતિવિજ્ઞાનને માટે ન મળ્યો હોત તો વ્યાયામવિજ્ઞાનને માટે પણ આ ચંદ્રક એમને અવશ્ય મળે એમ છે, એ લખવામાં લેશપણ અતિશયોક્તિ નથી.

એમનો જન્મ વિક્રમ સંવત ૧૯૫૩ના શ્રાવણ વદિ ૧૨ ને બુધવાર, તા. ૨૫મી ઑગસ્ટ ૧૮૯૭ના રોજ, ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણ જ્ઞાતિમાં, એમના મોસાળ વીરમગામમાં થયો હતો. ઉત્તર ગુજરાત-વડોદરા રાજ્યમાં આવેલું ઊંઝા એમનું વતન. એમના પિતાનું નામ ગિરધરલાલ ત્રિભુવનજી આચાર્ય, ને માતાનું નામ રેવાબાઈ. વતનના જ ગામમાં ઊગરા મહેતાની ગામઠી શાળામાં પ્રાથમિક અભ્યાસનો આરંભ કરીને ગાયકવાડી સરકારી નિશાળમાં ગુજરાતી છઠ્ઠું ધોરણ પૂરું કરી એ વધુ અભ્યાસ માટે સિદ્ધપુર ગયા; અને ત્યાંની ઍંગ્લો-વર્નાક્યુલર સ્કૂલમાં તથા પછીથી પાટણની હાઈસ્કૂલમાં અંગ્રેજીનો અભ્યાસ કરી ઈ. ૧૯૧૪માં મૅટ્રિક થયા. ત્યાર પછી ઉચ્ચ અભ્યાસ માટે અમદાવાદ જઈ ગુજરાત કૉલેજમાંથી સંસ્કૃતનો વિષય લઈ બી. એ. (ઑનર્સ) થયા. કૌટુંબિક પરંપરાગત સંસ્કાર, ઊગતા અભ્યાસકાળથી જ કેળવાએલો વાચનનો શોખ અને શરુઆતનાં વર્ષોમાં શ્રેયસાધક અધિકારી વર્ગનાં પ્રકાશનોની અસરથી એમનું સંસ્કૃતનું તથા વેદાંત આદિ તત્ત્વજ્ઞાનના વિષયોનું જ્ઞાન એટલું સારું હતું કે કૉલેજના અભ્યાસ દરમ્યાન, સંસ્કૃતના તે કાળના અધ્યાપક સ્વ. આચાર્ય આનંદશંકરભાઈના અગ્રણી શિષ્યો પૈકી તે એક ગણાતા. વીસમી સદીના એ પ્રારંભના દાયકાઓમાં પશ્ચિમી પોશાકાદિ આડંબરો ને આવરણોથી વ્યાપ્ત વાતાવરણ વચ્ચે પણ એમણે વતનનો તળપદો ગ્રામપોશાક કાયમ રાખેલો, એ નાની બાબત એમના દૃઢાગ્રહી સ્વભાવની દ્યોતક છે. શુદ્ધ બ્રાહ્મણ સંસ્કારના પ્રતીકરૂપ ત્રિપુંડધારી કપાળ પર માથે શિખા સિવાયનું મુંડન, તેના પર જાડા કાપડનો ફેંટો, એવો જ જાડો ઘેપાડાનો લાંબો કોટ અને ટૂંકી ધોતી તથા જાડા જોડા પહેરીને કે ઉઘાડે પગે, ફૅશનેબલ કૉલેજિયનો વચ્ચે તેઓ નિઃક્ષોભ ફરતા અને આવા વિશિષ્ટ પોશાક તળે ઢંકાએલી તેજસ્વી બુદ્ધિના ચમકારાથી સૌને ચકિત કરતા.

ઈ. ૧૯૧૯માં બી. એ. પસાર કરી એ કાયદાના અભ્યાસ માટે મુંબાઈ ગયા અને ત્યાં ગોકુળદાસ તેજપાલ હાઈસ્કૂલમાં શિક્ષકનો વ્યવસાય સ્વીકારી તેમાંથી ગુજરાન ચલાવતા જઈને ગવર્નમેન્ટ લૉ કૉલેજમાં પહેલા 'એલએલ. બી.'નો અભ્યાસ શરુ કર્યો. પરીક્ષા આપવાનો સમય આવતાં જ ગાંધીજીએ અસહકાર પોકાર્યો એટલે તેને માન આપી અભ્યાસને તિલાંજલિ આપી, અને મુંબાઈની ચંદારામજી ગર્લ્સ હાઈસ્કૂલમાં તથા ટિળક રાષ્ટ્રીય કન્યાશાળામાં થોડો સમય અધ્યાપનકાર્ય કર્યું. એવામાં, મહાત્માજીએ અમદાવાદમાં ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના કરતાં તે ગુજરાત મહાવિદ્યાલયના ગુજરાતી સંસ્કૃત ને તત્ત્વજ્ઞાનના અધ્યાપક તરીકે અમદાવાદ આવ્યા.

પોતાના અધ્યાપનના વિષયોમાં પારંગતતા ઉપરાંત વિશાળ વાચનને લીધે કેળવાએલી બહુશ્રુતતા, તથા વિવિધ વિષયોના એમના જ્ઞાનને લીધે વિદ્યાપીઠમાં તેઓ એટલા વિદ્યાર્થીપ્રિય થઈ પડ્યા ! એમનાં પર્યટનો, વ્યાયામો, નાટ્યપ્રયોગો, ઉત્સવો, સાહિત્યચર્ચાઓ અને અંધારી રાતના લાંબા સાઇકલપ્રવાસો જેવી ખડતલ પ્રવૃત્તિઓમાં પણ તેમને કેન્દ્રસ્થાને વિદ્યાર્થીઓ ટોળે વળતા.

એવામાં ઈ. સ. ૧૯૨૮માં, આવું વિદ્યા, વ્યાયામ, જ્ઞાન અને અભ્યાસનું વાતાવરણ છોડી એમણે અમદાવાદની એક ભરતખંડ ટેક્સ્ટાઈલ મિલમાં મૅનેજરની નોકરી લીધી ત્યારે સ્વજનોને આશ્ચર્ય થયું. વિદ્યાપીઠના દિવસો દરમ્યાન એ મિલના એજન્ટ સાથે તેઓ સાહિત્યાદિ અભ્યાસ-વિષયોનું વાચન કરતા, તેમાંથી પરિચય આગળ થતા એમના આગ્રહથી એમણે એ વ્યવસાય સ્વીકાર્યો; અને ત્યાં ગયા પછી, એ તદ્દન અજાણ્યા અને કેવળ વિપરીત દિશાના ક્ષેત્રમાં પણ ટૂંક સમયમાં એવી કાબેલિયત કેળવી, કે ઈ. ૧૯૪૫માં એ સ્થાન છોડ્યું ત્યારે અમદાવાદની આટલી વિપુલ સંખ્યાવાળી મિલોના મૅનેજરોમાં સૌથી કુશળ અને નિપુણ અધિકારીઓ પૈકીના એક તરીકે એમની ગણના થતી. અને તેથી જ, એ વ્યવસાયમાંથી મુક્ત થયા કે તરત, અમદાવાદના મિલ ઓનર્સ એસોસીએશનના સહાયક મંત્રી તરીકેના જવાબદારીભર્યા સ્થાને સારા પગારે એમની વરણી થઈ.

મનના નિર્વ્યાજ આનંદને ખાતર જ્ઞાન—સદા અભિનવ દિશાઓનું વિવિધ જ્ઞાન, અને તે પણ પ્રત્યેક વિષયમાં બને તેટલા ઊંડા ઊતરીને તલસ્પર્શી જ્ઞાન—મેળવવાની ઝંખના એમનામાં છેક હાઈસ્કૂલના દિવસોથી જાગેલી, જ્યારે ગામની લાયબ્રેરીને બારણે, સાંજે છેક અક્ષરો ન ઊકલે ત્યાં સુધી સંધ્યાનાં અંધારાં પથરાતાં લગી વાંચતા એ બેસતા. વાર્તાઓ, જીવનચરિત્રો ને કવિતા-સાહિત્યથી થએલી શરૂઆત ધીમેધીમે ધર્મ અને તત્ત્વજ્ઞાનના અભ્યાસવિષયો ઉપરાંત પુરાતત્ત્વ, શિક્ષાશાસ્ત્ર, ભાષાશાસ્ત્ર, આદિ જેવાં અનેકવિધ ક્ષેત્રોમાં વિસ્તરી. લોકસાહિત્યના આદિ પુરસ્કર્તા સ્વ. રણજીતરામ પછી, પણ મિત્રુભાઈ ને મેઘાણીની યે પહેલાં એમણે ગામમાંગડે ફરી સોએક લોકગીતો ભેગાં કરેલાં; વચ્ચે વળી શિક્ષાશાસ્ત્ર ને ભાષાશાસ્ત્રનો નાદ લાગેલો; ને કવિતાના ક્ષેત્રમાં પણ એમની કલમ ચાલેલી તે તો કદાચ આજ લગી કોઈએ કદી નથી જાણ્યું: એટલે, છેક ઈ. ૧૯૨૩માં 'સમાલોચક'માં 'વનફૂલ'ની સહીથી લખેલા 'સીત-વિવાસન' નામે લાંબા કાવ્યમાંથી માત્ર વાનગી તરીકે થોડી પંક્તિઓ અહીં ઉતારીએ:

> ઊગે શશાંક, રજનીરમણી ધીરેથી
> આલિંગને ભુજ બીડી નિજ દંડ બાંધે;
> તારાવલિ ચમકતી કંઈ વ્યોમમાગે
> મંદાકિનીજલ-પડ્યાં કુમુદાવલિ શી.

કવિ નાનાલાલના તેઓ એટલા નિકટના પરિચયમાં આવેલા કે કવિ અમદાવાદમાં હડીભાઈની વાડીએ રહેતા ત્યારે એમની બેઠક લગભગ રોજ જામતી અને તેમાં અનેકવિધ વિષયોની ચર્ચાઓ થતી.

એમની લેખનપ્રવૃત્તિ શરૂઆતમાં 'કુમાર' અને પછી 'પ્રકૃતિ'

પૂરતી જ મર્યાદિત રહ્યા છે, પણ એમના વર્ષોવર્ષ વધેલા સમૃદ્ધ જ્ઞાનરાશિ અને પ્રાસાદિક ભાષાશૈલી વડે એમણે ગુજરાતી સાહિત્યમાં ગણનાપાત્ર ફાળો આપ્યો છે. એ સૌથી વધુ લોકપ્રિય થયા, કદાચ, 'કુમાર'માં 'વનેચર'ની સહીથી લખેલી એમની લેખમાળા 'વનવગડાના વાસી'માં આપેલાં પક્ષી-પ્રાણીઓનાં અભ્યાસ ને અવલોકનભર્યા રસપ્રચુર પરિચયોથી; પરંતુ એમનાં બીજાં લખાણો પણ એટલી જ ઉચ્ચ કક્ષાનાં છે. રામમૂર્તિ, ગામા અને ઝિબિસ્કો જેવા મલ્લશિરોમણિઓનાં ચરિત્રો, થોડી પક્ષી-પ્રાણીકથાઓ તથા 'સ્વાસ્થ્ય-શક્તિ સૌન્દર્ય'ના વિભાગમાં આવતી શરીર-સૌષ્ઠવ પરની નોંધો ઉપરાંત 'અખાડો' ને 'ખભે ખડિયો' નામના 'કુમાર'ના વિભાગો એટલા જ લોકપ્રિય બનેલા.

પ્રકૃતિવિજ્ઞાનના અભ્યાસમાં પોતે કેમ પ્રવેશ કર્યો એની હકીકત તો હવે એમના પોતાના જ શબ્દોમાં સાંભળીએ.

"પ્રકૃતિ-અવલોકનના અભ્યાસનો મારા જીવનમાં પ્રવેશ થયો છે કેવળ અકસ્માત રૂપે જ. સને ૧૯૨૯નો ડિસેમ્બર માસ હતો. એક દિવસે બપોરે હું કુમાર કાર્યાલયમાં બેઠો હતો. એ વખતે શ્રી બચુભાઈ ટપાલમાં આવેલા કાગળો વાંચતા હતા. મને નિરુદ્યમી બેસી રહેલો જોઈ એમણે ટપાલમાં આવેલો 'ઇંડિયન સ્ટેટ રેલવેઝ મૅગેઝીન'નો નાતાલ નિમિત્તે પ્રસિદ્ધ થએલો ખાસ અંક કાળક્ષેપ કરવા આપ્યો. અલસપણે એનાં પાનાં ફેરવતાં ફેરવતાં 'ભારતવર્ષની દિવાચર પતંગિકાઓ' (Butterflies) વિષયનો લેખ એમાં મારા જોવામાં આવ્યો. એના લેખક મુંબાઈની નૅચરલ હિસ્ટરી સોસાયટી'ના ક્યુરેટર શ્રી એસ. એચ. પ્રેટર હતા. લેખની સાથે પતંગિકાઓની સુંદર દેહછટા ને વર્ણશોભાની પ્રતીતિ આપતું રમણીય ચિત્ર પણ હતું. ચિત્રથી આકર્ષાઈ હું એ લેખ વાંચી ગયો, અને એ વિષેનું વિશેષ જ્ઞાન મેળવવાની ઉત્કંઠા મારા મનમાં જાગૃત થઈ. અંગ્રેજી સાહિત્યના વાચન દ્વારા પતંગિયાંના એ થોડાના અભ્યાસ અને રસવૃત્તિથી હું પરિચિત હતો, પરંતુ આપણા દેશમાં આવા રૂપાળાં પતંગિયાં થાય છે ને એનો અભ્યાસ સામાન્ય જન પણ સરળતાથી કરી શકે છે એનું તો મને એ પછીએ જ ભાન થયું એ પછી જ મેં, લેખકે પ્રમાણ રૂપ ગણાવેલો ઈવન્સ પ્રણીત 'ભારતવર્ષનાં પતંગિયાં'નો ગ્રંથ ખરીદ્યો. પ્રકૃતિ-અવલોકનના ક્ષેત્રમાં મારું એ પ્રથમ પાદાર્પણ. એ સમય



કલ્પના થએલું કુતૂહલ સામાન્યજનસુલભ કુતૂહલ જ માત્ર હતું એ સમયે મેં કલ્પેલું નહિ કે આવી એક અતિ સામાન્ય જિજ્ઞાસા દ્વારા મારું અભ્યાસક્ષેત્ર પલટાઈ જશે ને વર્ષમાં રોપાએલા એક બીજમાંથી આ હવો વિશાળ વૃક્ષાધિરાજ ફાલીફૂલશે. એ સમયે મારી જિજ્ઞાસા કેવળ દિવાચર પતંગિકાઓ પૂરતી જ પરિમિત હતી. એવન્સનું પુસ્તક મંગાવીને મેં એ વિષયનો અભ્યાસ આરંભ્યો. વિશેષ સહાય પામવા હું મુંબાઈની નૅચરલ હિસ્ટરી સોસાયટીનો સભ્ય પણ એ જ વખતે થયો.

એવામાં અન્ય એક અકસ્માત થયો. એ જ વર્ષમાં અહીંની સેશન્સ કોર્ટમાં મારે જ્યૂરીમાં હાજરી આપવાની થઈ. ખૂનનો મુકદ્દમો હતો. જ્યૂરીના પ્રતિનિધિ રૂપે મારે કેસ દરમ્યાન કેટલીક વખત પ્રશ્નો પૂછવા પડેલા. એ ઉપરથી એ કેસ ચલાવનારા સેશન્સ જજ મારા પ્રત્યે સહજ આકર્ષાયા. એમાંથી અમારો પરિચય વધ્યો. એ પોતે કલાપ્રેમી અને પક્ષીઓના ભારે અભ્યાસી હતા. એમણે મને પક્ષીઓમાં રસ લેતો કર્યો. સવિશેષ પક્ષીઓ પાળવાનો શોખ તો એમણે જ મને લગાડેલો. એ વખતે મારું સમગ્ર ધ્યાન કીટકસૃષ્ટિનાં અભ્યાસ અવલોકનમાં સ્થિર થયું હતું. એટલે પક્ષી અવલોકનમાં મને વધુ ઉત્સાહ થયો ન હતો. પરંતુ એ સજ્જનના સંબંધના યોગે પક્ષીપાલનમાં તો હું ગાંડો બનેલો.

એ વાતને વીસ વર્ષ થઈ ગયાં. આરંભની પતંગિયાંની સૃષ્ટિના પરિચયમાંથી અન્ય કીટકસૃષ્ટિનો પરિચય, પક્ષીપાલનમાંથી પક્ષીપરિચય, પછી સાપ, ઘો આદિ સરિસૃપો તથા મીઠા જળની માછલીઓની સૃષ્ટિ, પછી કરોળિયા,—એમ ઉત્તરોત્તર મારી જિજ્ઞાસા વધતાં હું પ્રકૃતિનાં અન્યાન્ય અંગોના પરિચય, અવલોકન અને અભ્યાસમાં પરોવાયો. એ પછીથી આજ સુધીનાં અશેષ વર્ષોમાં આહારાદિ શરીર-વ્યવહારો અને વિત્તોપાર્જનના વ્યવસાય કરવામાંથી બચેલા સમગ્ર સમયનો ઉપયોગ મેં મારા આ નવા વ્યાસંગમાં કરેલો છે. એ માટે મેં ભારે પુરુષાર્થ પણ કર્યો છે. આથી રાને એકાદ અલભ્ય પક્ષીને જો લઉં સાંભળીને સૂરાનો જાણીને એનો પરિચય કરવા દોડ્યો છું વર્ષો સુધી. પ્રત્યેક વસ્ત્રે, ભાગ્ય ફુટતાંથી રાત્રિપર્યંત, આખો દિવસ અગાશીના પરિસરમાં ખભે ખડિયો ભરાવીને હું આગમાં પણ એ જ વિષયના વધુ દર્શન કરવા માટે અવકાશ મળતો મેં જવા દીધો નથી





ડાબી બાજુ: શ્રી હરિનારાયણ આચાર્ય ૧૯૨૯માં મુંબાઈ હતા ત્યારે, વચ્ચે: ૧૯૩૩માં; જમણી બાજુ: ૧૯૪૯માં

અનેક પરિભ્રમણો કર્યાં છે. પરિણામે પ્રાણીજીવનના વિવિધ પાસાં-ઓનું જે જ્ઞાન મને રણભૂમિ, અરણ્યો ને પહાડી પ્રદેશોમાં થયું છે એ અનેક ગ્રન્થોના વાચનથી પણ હું ભાગ્યે જ મેળવી શક્યો હોત.

છતાં મારો અભ્યાસ કેવળ પ્રાણીજીવનમાં જ પરિમિત રહેલો નથી. પ્રાણીજીવનની ક્રમિક ઉત્ક્રાન્તિના પ્રશ્નના વિચાર અંગે મારે ભૂવિદ્યાનો, સવિશેષ પુરાણ જીવવિદ્યાના અંગ સમા ઉત્ખાત અશ્મીભૂત અવશેષોનો અભ્યાસ પણ કરવો પડ્યો છે. વનસ્પતિઓને પણ હું ભૂલ્યો નથી, જોકે એમનો સંગ્રહ કરવાની મારી પ્રવૃત્તિ સાધનોના અભાવે વેગવતી થઇ શકી નથી.”

ઉપર આપણે જાણ્યું તેમ ઘરની ચોસઠીમાં આરામખુરશીમાં બેસીને માત્ર વાચનજ્ઞાન મેળવેલા એ પુસ્તકપંડિત નથી, પણ ખડતલ ‘ફીલ્ડ-નૅચરાલિસ્ટ’ છે. પક્ષીપરિચયનો શૉખ જાગ્યો ત્યારે એ પ્રવૃત્તિએ એમના સમગ્ર દેહ, મન ને સમયનો કબજો લઈ લીધેલો. પછી તો ઘેર પણ પંખીઓ પાળ્યા અને ભાડાના નાના ઘરની સાંકડી પરસાળમાં પણ પાંજરાઓની ભીડ જામવા માંડી.

એવામાં, એમનાં પત્ની સૌ. વિજયાબહેનને ભયંકર બીમારી આવી. (એમનું આ બીજું લગ્ન વીરમગામમાં ૧૯૨૦માં થએલું) એમની એકમાત્ર પુત્રી ઉષાબહેનના જન્મ પછી એકાદ વર્ષે, ઈ. ૧૯૩૨માં એમનાં પત્નીને કરોડરજ્જુનો ક્ષય લાગુ પડ્યો. તજ્જ્ઞો જાણે છે કે અમુક સ્થિતિએ પહોંચ્યે એટલે એ જીવલેણ બને છે. દર્દે ઝડપથી વેગ પકડ્યો ને થોડા સમયમાં તો પગ તદ્દન ખોટા પડી ગયા. ડૉક્ટરોએ આશા મૂકી દીધી. એ સમયની એમની ચિંતા ને જહેમત તો અંગત ો જ જાણે છે રાત ને દિવસ, પત્નીના એ દર્દ સામે એમણે કારમી લડત માંડી કે અંતે એના પર વિજય મેળવ્યો. લેશમાત્ર હલવાચલવા દીધા વિના વરસો સુધી કેવળ ચત્તા જ સુવાડી ખવાં પડેલા એ પત્નીની એમણે જે અખંડ ને એકનિષ્ઠ સેવા .. છે એ વર્ણવવાનું આ સ્થાન નથી; પણ કાયમનાં invalid જેવાં રહીને પણ એમનાં પત્ની જીવતાં રહ્યા ને ઘર પૂરતાં હરતાંફરતાં થઇ શક્યાં એ એમના જ પરિશ્રમ ને પુરુષાર્થનું પરિણામ છે.

માત્ર સાહિત્ય અને વિજ્ઞાનના જ નહિ, પરંતુ ધંધા-વ્યવસાય કે અન્ય નિમિત્તે હાથ ચડતા કોઈપણ ક્ષેત્રના વિષયનું બને તેટલું બારીક જ્ઞાન મેળવવાની એમની ખાસિયત જ થઇ પડી છે. મિલની નોકરી લીધી એટલે પછી એ ધંધાને લગતા સાંચાઓ, સ્પિનિંગ-વીવિંગને લગતી ક્રિયાઓ, રૂના પ્રકાર અને ગુણ, આદિ વિષે એમણે મળ્યું તેટલું વાંચીને જાતને તૈયાર કરી લીધી; મિલના વહીવટને કારણે કાયદાનું જ્ઞાન જરૂરી થઈ પડ્યું એટલે એમાં યે એટલી તૈયારી કરી લીધી કે એકવાર એક ધારાનિષ્ણાતે કહેલું કે તમે કોઈ વકીલ કરતાં પણ વધુ ઝીણવટભર્યું કૌશલ દાખવો છો. મિલમાં જવાઆવવા માટે તથા લાંબાં પર્યટનોના શૉખને માટે મોટર સાઈકલ લીધી તે પણ બધી ઝીણવટભરી ચોકસાઈ કરીને સૌથી કદાવર ને ઝડપી; અને પછી તે ચલાવનારા ઈન્ટર્નલ કમ્બશ્ચન ઍન્જિન વગેરેનું સાહિત્ય વાંચીને એની કારવાઇથી એટલા માહિતગાર થયા કે જરૂર પડયે તાત્કાલિક સમારકામ પણ જાતે કરી શકે. પ્રકૃતિ ને પર્યટનના શૉખને લીધે શિકારશૉખી મિત્રો સાથે શિકારપાર્ટીઓમાં જાય તેમાંથી બંદૂકોની વિવિધ બનાવટો ને તેની ગોળીઓનાં બળ, વેગ, પ્રકાર આદિ વિષેનું પણ જ્ઞાન મેળવે. ફોટોગ્રાફીના જ્ઞાન વિના તો આ બધા શૉખ ફિક્કા, એટલે તે પણ ખરું જ. મિલને અંગે માલસામાન વેચવા આવતા યુરોપિયન-અમેરિકન સેલ્સમૅનો પોતાના માલ વિષે આટલી ઝીણવટભરી માહિતી ધરાવતા આ મિલમૅનેજરને જોઈ દંગ થઈ જતા. અને એથી વધુ આશ્ચર્ય તો એમને ત્યારે થતું, જ્યારે તે એમના કોઈ અંગત શૉખ (હૉબી)ને લગતી વાતચિતમાં ઊતરતા. એ વિદેશીઓને કોઈ ને કોઇ શૉખ હોય જ છે–સિક્કા, પતંગિયાં, કીટકો, વનસ્પતિ, ભૂસ્તર વગેરે કંઇકંઇ વસ્તુઓના વિશિષ્ટ નમૂનાઓનો સંગ્રહ તથા અભ્યાસ કરવાનો. અને એમને, આ મિલમૅનેજર જેવા માણસ તરફથી એ દરેક વિષય પરત્વે કોઇ વિદ્વાન ‘હૉબીઈસ્ટ’ જેટલું જ્ઞાન દર્શાવતી વાતો સાંભળવા મળતી ત્યારે તેમનો આનંદ વધી જતો, અને વેપારી બનીને આવેલો માણસ મિત્ર બનીને ઊઠતો.

પક્ષીઓના અભ્યાસની સાથોસાથ અન્ય પ્રાણીઓ, વનસ્પતિ તથા સર્પ, મત્સ્ય, કીટકો આદિનું એમને પૂરું જ્ઞાન છે. એકવાર વડોદરા રાજ્યના મત્સ્યખાતાના વડા અધિકારી સાથે મુલાકાત થઇ ત્યારે એ અધિકારીએ સાશ્ચર્ય જાણ્યું કે રાજ્યની વિપુલ સગવડવાળા હોદ્દેથી ગુજરાતની મીઠા જળની માછલીની પોતે જેટલી જાત જાણતા હતા તેમાંના ઘણા મોટા ભાગનો તો શ્રી આચાર્યે અમદાવાદમાં પોતાનો વ્યવસાય કરતાં કરતાં અભ્યાસ કરી લીધો હતો. કરોળિયા ઉપર પણ એમણે તલસ્પર્શી અભ્યાસ કરેલો છે. વ્યવસાયને અંગે જ્યારે જ્યારે મુંબાઇ જવાનું થાય ત્યારે નવરાશનો બધો સમય ત્યાંના પ્રકૃતિવિજ્ઞાન-મંડળ ‘બૉમ્બે નૅચરલ હિસ્ટરી સોસાએટી’માં જ વીતવાનો. કીટકવિજ્ઞાનમાં રસ લેતા ત્યાંના માણસો ઘણી ન સમજાતી બાબતોમાં એમના અભિપ્રાયો અને નિર્ણયોની ઇંતેજારી રાખે છે. એ સોસાએટીના મુખપત્ર ‘જર્નલ’માં કીટકવિજ્ઞાન વિષે આવેલી એમનાં અમુક વિધાનોની નોંધો તદ્વિદોમાં માન્ય થઈ છે.

આટલા નાનાવિધ વિષયોનું આટલું તલસ્પર્શી જ્ઞાન હોવા છતાં, અને અમુક વિષયમાં તો એ માન્ય તદ્વિદ ગણાતા હોવા છતાં, પ્રમાણમાં જાહેરમાં તેઓ ઘણા જ ઓછા જાણીતા છે, તેનું કારણ એમનામાં રહેલો જાત-જાહેરાતનો અભાવ. વ્યાખ્યાન આપવા ઊઠે તો કલાકો સુધી, સચોટ પ્રાસાદિક વાણીપ્રવાહ દ્વારા માહિતી, મુદ્દા અને જ્ઞાનનો ધોધ વહેવડાવી શ્રોતાઓને આસનબદ્ધ રાખી શકે એવી શક્તિ હોવા છતાં, એમણે ક્યાંય કદિ ભાષણો આપ્યાં નથી; ‘કુમાર’ અને એમના સંપાદન તળે નીકળતા ‘પ્રકૃતિ’નાં લખાણો સિવાય એમણે ક્યાંય લેખો લખ્યા નથી. બલ્કે આ પ્રકારે જાહેરાત મેળવવાની એમને નફરત છે. અને લખવાનો કંટાળો તો એટલો બધો છે કે એમના આટલા ઊંડા ને વિપુલ જ્ઞાનને લોકસંગ્રહને માટે પણ જનસમાજ આગળ મૂકવું પોતાને માટે કર્તવ્યરૂપ છે એ મુદ્દો સ્વીકારતા હોવા છતાં મિત્રોના આગ્રહને એમણે કદી દાદ આપી નથી..

પણ પ્રકૃતિ-વિજ્ઞાન માટેનો એમના પ્રેમ ને ઉત્સાહે એમની પ રે ગુજરાતમાં એક ઘણું મહત્ત્વનું કાર્ય કરાવ્યું છે. ઈ. ૧૯૩૮માં, એમણે મિત્રો તથા એ વિષયમાં રસ લેનારાઓને પ્રેરીપ્રેરીને ‘ગુજરાત પ્રકૃતિ મંડળ’ની સ્થાપના કરી, ને એ સંસ્થા તરફથી ‘પ્રકૃતિ’ નામનું (ગુજરાતીમાં તો એ વિજ્ઞાનનું પ્રથમ) ત્રૈમાસિક શરૂ કર્યું. તેના તંત્રી તરીકે એમણે અભ્યાસપ્રચુર અને વિદ્વદ્‌માન્ય લેખો, નોંધો તથા સંપાદન વડે ગુજરાતના નામને હિંદભરમાં ઊજળું કર્યું છે. જોકે એ મંડળના જીવનકાળના આ એક દાયકામાં આપણી ઉદાસીનતાને લીધે મંડળને કેવાં કપરાં બાથોડિયાં ભરવાં પડે છે તે તો જાણનારા જ જાણે છે. પણ એમનો ઉત્સાહ તો હજી એવો જ અદમ્ય છે. એનો લાભ લઈ ગુજરાત એ પ્રવૃત્તિને ચિરસ્થાયી કરશે તો ભાવિ પ્રજાને માટે એ એક મોંઘો અને ગૌરવભર્યો વારસો બની રહેશે.

હપ્તો : ૩૮મો

# નાયકના બાહ્ય તથા અભ્યંતર ગણ

એટલે નાટકના મુખ્ય પાત્ર (નાયક)નાં સહાયકપાત્રો કે ઉપપાત્રો વિષે વિવરણ : પ્રધાન, સેનાપતિ આદિ પુરુષપાત્રો તે બાહ્ય પાત્રો (ગણ) ને રાણીથી માંડી દાસી સુધીનાં સત્તરેક જેટલાં સ્ત્રી પાત્રો તે અભ્યંતર

લેખક : યોગેન્દ્ર પ્રિયદર્શી

નાટકમાં જુદીજુદી ઘટનાઓનું નિદર્શન કરવામાં આવેલું હોય છે; આથી જ તેને સંસારનું દર્પણ કે પ્રતિબિંબ કહ્યું છે. નાટકનાં પાત્રોનો આધાર તેમાંની ઘટનાઓ ઉપર રહેલો હોવાથી તેનાં પાત્રોના પ્રકાર કે સંખ્યા પણ જુદાજુદા પ્રકારના હોય છે. આથી તેને અંગે કશા ચોક્કસ નિયમો નથી. તે તો નાટકના વસ્તુ, કથા કે ઘટના અનુસાર વધતા કે ઓછા પ્રમાણમાં તથા તેને અનુકૂળ રૂપમાં હોય છે. છતાં પ્રાચીન કાળમાં દરેકે દરેક વસ્તુ અંગેના જેમ ચોક્કસ નિયમો ઘડાતા જ હતા, તેમ જુદાજુદા નાટ્યપ્રકારોમાં પણ કેટલાં ને કેવા પ્રકારનાં પાત્રો હોવા જોઈએ તેના સામાન્ય નિયમો તો હતા, અને તે વિવિધ 'રૂપક' તથા 'ઉપરૂપક' (પ્રાચીન નાટ્યપ્રકારો)ના વર્ણનમાં દર્શાવેલા છે. જોકે પુરાતન નાટકોના આ નિયમો અત્યારના નાટકો માટે બંધબેસતા થતા નથી. કારણ કે જે નાટ્યપ્રકારો માટે આ નિયમો કરવામાં આવેલા તે પ્રકારો હાલમાં પ્રચલિત રહ્યા નથી. વળી અર્વાચીન નાટ્યશૈલી પ્રાચીન નાટ્ય-પ્રણાલિકાથી સદંતર ભિન્ન છે. તેના પ્રકાર તથા વિષયો પણ બદલાયા છે. અત્યારની આપણી સર્જનપ્રવૃત્તિ પશ્ચિમની અસરને કારણે વાસ્તવદર્શી બનેલી હોવાથી આપણાં આધુનિક નાટકો વર્તમાન જીવનની વાસ્તવિક ભૂમિકા પર રચાયેલાં છે. આજના નાટકોના નાયક ચૂસાતા મધ્યમ વર્ગનો કારકુન કે કચડાતા અજ્ઞાન દલિત વર્ગનો મજૂર પણ હોઈ શકે છે.

પ્રાચીન નાટકોનો નાયક ઉચ્ચ કોટિનો, સર્વગુણસંપન્ન, સંપૂર્ણ પુરુષ રહેતો, કારણ કે તે કાળનાં નાટકો અત્યારનાં નાટકોની જેમ વાસ્તવવાદી (Realistic) નહિ પણ આદર્શવાદી (Idealistic) વલણવાળા હતાં. આથી જ પ્રાચીન નાટકો પૌરાણિક કથાઓ ઉપર કે અમુક ઐતિહાસિક ઘટનાઓ ઉપર રચાયેલાં હોય છે. આ ઘટનાઓ મોટે ભાગે કોઈ સુપ્રસિદ્ધ, મહાપરાક્રમી, દેવી કે આદર્શ રાજાના જીવનને લગતી હોય છે. આમ, પ્રાચીન નાટકોનો નાયક મોટે ભાગે રાજા હોવાથી તેનાં સહાયક પાત્રો પણ પ્રધાન વગેરે હોય છે. આ પાત્રો બે વિભાગમાં વહેંચાયેલાં છે: નાયકના બાહ્યગણ તથા નાયકના અભ્યંતર ગણ.

બાહ્યગણમાં મંત્રી, સેનાપતિ, ન્યાયાધિકારી, કુમાર વગેરે પુરુષપાત્રોનો સમાવેશ થાય છે.

અભ્યન્તર ગણમાં નીચેનાં સ્ત્રી પાત્રોનો સમાવેશ થાય છે: (૧) મહાદેવી (૨) દેવી (૩) સ્વામિની (૪) સ્થાયિની (૫) ભોગિની (૬) શિલ્પકારિણી (૭) નાટકી (૮) નર્તકી (૯) અનુચારિકા (૧૦) પરિચારિકા (૧૧) સંચારિકા (૧૨) પ્રેક્ષણકારિકા (૧૩) મહત્તરી (૧૪) પ્રતિહારી (૧૫) કુમારી (૧૬) સ્થાવિરા (૧૭) આયુક્તિકા ઈત્યાદિ. આ પાત્રોમાંથી ભોગિની, નાટકી, અનુચારિકા, પ્રેક્ષણકારિકા, પ્રતિહારી, તથા કુમારી આટલા પાત્રોનાં લક્ષણો નાટ્યશાસ્ત્રમાં આપેલાં નથી, પણ માત્ર નામોલ્લેખ જ કરેલો છે.

પ્રથમ આપણે બાહ્યગણરૂપી પુરુષપાત્રોના લક્ષણો જોઈએ:

રાજા: પ્રાચીન રાજાઓ મનુષ્યની સર્વ પ્રકારની ઉત્તમતાઓના સમન્વય રૂપ હતા. આથી શાસ્ત્રકારોએ તેમનામાં દૈવી અંશોનું નિરૂપણ કરેલું છે તથા તેમને નરશ્રેષ્ઠ તરીકે વર્ણવેલા છે. આમ હોવાથી રાજાના પાત્રમાં આટલા ગુણોનું નિરૂપણ હોવું જોઈએ: સુશીલ (સારા સ્વભાવ તથા આચરણવાળો), મતિમાન, બલવાન, વિદ્યાભ્યાસંગી, દીર્ઘદર્શી, પ્રતાપી, સત્કર્મી, દયાનિધિ, ઉદાર, લોકપાલ (લોકોનું પાલન કરનાર), કર્મમાર્ગવિશારદ (પોતાનાં કર્તવ્યો જાણનાર), રક્ષા સમાન્વિત (રાજ્યનું રક્ષણ તથા વર્ધન કરનાર), સ્મૃતિશાસ્ત્રવિદ્ (સ્મૃતિઓ તથા શાસ્ત્રોનો અભ્યાસી), શિલ્પ પ્રવર્તક (વિવિધ કળાકારીગરીને પ્રોત્સાહન દ્વારા પ્રવર્તાવનાર), નીતિશાસ્ત્રકુશળ, તથા અવ્યસની.

મંત્રી (પ્રધાન): વ્યવહારદક્ષ, બુદ્ધિમાન, દક્ષિણ, પ્રિયંવદ, કાર્ય-અકાર્યને જાણનાર, અર્થશાસ્ત્રનિપુણ, ધાર્મિક વગેરે.

સેનાપતિ: વિક્રાન્ત (પરાક્રમી), શૂર, ઉત્સાહી, સત્યપ્રિય, શત્રુના છિદ્રો તથા લડાઈ યોગ્ય સમયને જાણનાર, વગેરે.

ન્યાયાધિકારી: તટસ્થ, ધીમાન, મધ્યસ્થ, બહુશ્રુત, ધર્મયુક્ત, શાંત, દાન્ત, જિતક્રોધ (જેણે ક્રોધને જીત્યો છે તેવો અક્રોધી), સમદૃષ્ટિ ઈત્યાદિ

કુમાર: સૌમ્ય, સ્નિગ્ધ, શાન્ત, વિનીત (વિવેકી), નિપુણ, (હોશિયાર) તથા વિવિધ વિદ્યાઓ તેમજ શસ્ત્રોમાં વિચક્ષણ.

હવે અભ્યંતરગણરૂપ નાયકના અંતર્ગત જીવનમાં વણાયેલાં સ્ત્રીપાત્રોના લક્ષણો જોઈએ.

મહાદેવી: સગુણા, મુક્તઈર્ષ્યા (ઈર્ષ્યારહિત), નૃપશીલજ્ઞા (રાજાના સ્વભાવને જાણનારી), સુખદુઃખસમા (સુખ તથા દુઃખને સરખીરીતે સહન કરનારી), મંગલૈષિણી (સ્વામીનું મંગળ ઇચ્છનારી), શાન્તા, ધીરા તથા પતિવ્રતા

દેવી: ઉપરના ગુણથી જ અલંકૃત, પરંતુ પોતાનાં કુળ, રૂપ તથા ગુણોના ખ્યાલથી ઉન્મત્ત, વળી ગર્વિતા, રતિક્રીડા માટે તત્પર, સહપત્ની પ્રત્યે ઈર્ષ્યાવાળી વગેરે લક્ષણોવાળી

સ્વામિની: નૃપવલ્લભા (રાજાની પ્રિયતમા કે પ્રીતિપાત્ર સ્ત્રી) અથવા સ્વામીથી સત્કારાયેલી (બહુમાન પામેલી) સ્ત્રીને સ્વામિની કહે છે તે રૂપ, ગુણ તથા શીલસંપન્ન હોય છે. સેનાપતિ કે અમાત્ય (મંત્રી)ની કન્યાને પણ સ્વામિની કહે છે

સ્થાયિની: રૂપયૌવન-યુક્તા, કામકુશલા (રતિક્રિયામાં કુશળ), સહપત્ની પ્રત્યે અસૂયા (ઈર્ષ્યા)વાળી, ગંધપુષ્પાદિ આશ્રિતા (સુગંધિત પદાર્થો તથા પુષ્પ વગેરેથી સુશોભિત), નિદ્રાપ્રમાદ-આલસ્ય રહિતા, મધુર, અનુરૂપ (પતિની ઇચ્છાને અનુસરનારી), માન્ય-અમાન્યને જાણનારી.

ભોગિની: સુશીલા, કોમલા, મધ્યસ્થા, શાન્તા, અનુદ્ધતા.

નાટકી (વિવિધ ખેલો ભજવનારી): અભિનયકુશલા, રૂપયૌવનસંપન્ના, રસભાવપ્રવીણા, નાનાવિધ પ્રેક્ષણકા (વિવિધ કલાપ્રયોગો જાણનારી), સ્ત્રીભાવવિશેષજ્ઞા (હાવ, ભાવ, હેલા વગેરે સ્ત્રીભાવોમાં તેમજ વાદ્યવાદન તથા ગાયનમાં કુશળ)

નતકી: નૃત્ય-ગાતકુશલા, સ્વર-તાલ-લય-આતજ્ઞા, (સૂક્ષ્મ જાણ-કાર), વાદ્યકુશલા, જિતશ્રમા (અગર્વિત), મધુરા, સ્નિગ્ધા, વિદગ્ધા, ચિત્રકર્મ-કુશલા, રૂપ-યૌવન-કાન્તિ-શ્રેષ્ઠા, આલસ્યરહિતતા (આળસ વગરની) ને ચોસઠ કળાઓમાં પ્રવીણ નાટ્યશાસ્ત્ર મુજબ નાટકી તથા નર્તકી બંને એક જ પાત્રો જણાય છે.

**અનુચારિકા:** સર્વ અવસ્થાઓમાં રાજાની સાથે રહેનારી દાસી.

**પરિચારિકા:** નાયક કે નાયિકાની શૃંગારસંયોજિની કે તેમની સેવાશુશ્રૂષા કરનારને પરિચારિકા કહે છે. તેને નીચેનાં કાર્યયુક્ત જણાવી છે: રસવ્યંજનકારિણી—રસયુક્ત પદાર્થો યોજનારી તથા ધારણ કરાવનારી જેમકે: અલંકારિણી (અલંકારાદિ ધારણ કરાવનાર), માલાસંયોજિની (પુષ્પ વગેરેનું સંયોજન કરનાર તથા પહેરાવનાર), ગંધયોક્ત્રી (અત્તર વગેરે પદાર્થો યોજનાર), ગંધોપચારિણી (અંબર, કસ્તૂરી, કેસર, ચંદન વગેરે સુગંધિત પદાર્થોનો લેપ કરનાર-ચોળનાર) સંવાહની (વસ્તુ કે પદાર્થ વહન કરનાર—લઇ જનાર-લાવનાર), છત્રધારિણી (છત્ર ધારણ કરનાર), તથા સ્નાન કરાવનાર, શય્યા બિછાવનાર, ચંપી કરનાર, વાયુ ઢોળનાર વગેરે.

**સંચારિણી:** વિવિધ કક્ષા(આવાસો)મા ફરનારી, ઉપવન-સંચારમા સાથ જનારી, દેવસ્થાનમા તેમજ વિવિધ ગહેલમાં સાથે રહેનારી, તથા પ્રહર-પ્રહરની ચોકીમાં જેની થતી હોય તે.

**પ્રેક્ષકારિકા:** રતિ સંબંધી અતિ ગુપ્ત કાર્યોમાં અન્વેષણ (તપાસ) અર્થે જેની યોજના થતી હોય તે.

**મહત્તરી:** અંત:પુરની રક્ષા માટે યોજાયેલી સ્ત્રી.

**પ્રતિહારી:** સંધિ, વિગ્રહ વગેરે રાજદ્વારી ખબરો આપનારી તથા તેથી ઉત્પન્ન થએલી પરિસ્થિતિનું નિવેદન કરનારી.

**કુમારી:** રતિસંભોગ પ્રાપ્ત ન થયો હોય તેવી સ્ત્રી, (રાજાની પુત્રી), લજ્જાયુક્ત, વિનયશીલ તથા સ્થિર સ્વભાવની કન્યકા.

**સ્થવિરા (વૃદ્ધા):** પરાપૂર્વના રીતરિવાજો તથા નીતિનિયમો જાણનારી, પૂર્વના રાજાઓથી સન્માનાએલી તથા તેમનાં ચરિત્રો જાણનારી અનુભવી વૃદ્ધ સ્ત્રી.

**આયુક્તિકા:** ભાંડાગાર તથા શસ્ત્રાગારની અધિકૃતા (ઉપરી), વિવિધ આયુધો, ધાન્યો, ફળો, ઔષધિઓ તેમજ વિવિધ મૂળો વગેરે જેના કબજામાં હોય તે. વિવિધ ગંધ, પુષ્પ, વસ્ત્ર વગેરેની વ્યવસ્થા પણ તેને જ હસ્તક હોય છે. (ચાલુ)

# ફોટોગ્રાફી હરીફાઈનું પરિણામ

પહેલું ઈનામ: 'અગજીવીની સવાર'—વજુભાઇ પટેલ (નાઇરોબી); બીજું ઈનામ: 'મધરાતે મરીન-ડ્રાઇવ'—જિતેન્દ્ર કોઠારી (મુંબાઇ); નોંધપાત્ર :(૧) 'સરિતાનું સૌન્દર્ય' વજુભાઈ પટેલ, નાઇરોબી; (૨) 'સૂની વાટ'–દીનબંધુ, કઠલાલ; (૩) 'એ શું હશે ?' –વિક્રમ દલાલ, અમદાવાદ.



આ વખતે સારી સંખ્યામા મળેલા ચિત્રોમાં ઊંચો ચિત્રગુણ ધરાવતી સંખ્યા પણ ઠીક છે. પહેલું ઇનામ મેળવનાર ભાઈ વજુભાઈ પટેલનું 'અમજીવીની સવાર' સમુદ્રતટના અમજીવીઓના રોજિંદા જીવનવ્યાપારની તૈયારી દર્શાવવા સાથે વાતાવરણની અસર ઉપજાવતું ચિત્ર છે. સવારના કાર્યની શરૂઆત કરતા માછીમારો, કોઈ પરસ્પર વાતો કરતા તો કોઇ પોતાનું કામ સંભાળતા જે અવ્યવસ્થિતરીતે, નાનાનાના મછવાઓની એવી જ અવ્યવસ્થિત હારમાં ગોઠવાએલા છે, તેમાંથી સપ્રમાણ સંયોજનનું 'ક કાવ્ય રચાઇ આવ્યુ છે; અને તેમા જળની લહરીઓ તથા છાયાપ્રકાશના પટ તાલબદ્ધતા ઉમેરે છે. એના સંયોજનની સંવાદિતા દર્શાવવા માટે આ સાથે એ જ ચિત્રના આલેખન ઉપર તેની રહસ્યરેખા (line of interest) આંકી બતાવી છે. (મૂળ ચિત્ર જુઓ આ અંકની આર્ટપ્લેટ ઉપર.) ચિત્રવિસ્તાર પર ત્રાંસી કર્ણરેખાએ એ વિસ્તરે છે, અને ઉપરના હોડીમાં ડાબી તરફ ઊભેલા માણસથી શરુ થઇને, નીચલી હોડીના વાંસના છેડા સુધીમા '૩'ના અંક જેવી આકૃતિ રચે છે. એમાં જળની લહેરો તથા ઊભા ભાગેલા પડછાયા પૂરક બને છે. ઍંગલ, એકસ્પોઝર ને ટેકનીક, એ ત્રણે રીતે પણ ચિત્ર પ્રશંસાપાત્ર છે.

'મધરાતે મરીન-ડ્રાઈવ'માં વીજળીના પ્રકાશથી ઝળહળી ઊઠેલા મુંબાઈના મરીન-ડ્રાઈવના કિનારામાર્ગનું રાત્રિદૃશ્ય વિચારપૂર્વક લીધું છે. (જુઓ આર્ટપ્લેટ તથા બાજુએ.) પ્રકાશરેખાથી રચાતા અર્ધવર્તુલનો દૂરનો છેડો ટમટમતા દીવાઓ દ્વારા ઊપસ્યા જગાના ખૂણે વિરામ પામે છે, એ વચ્ચે તૂટક ન હોત તો ચિત્ર સંપૂર્ણ બનત.

ભાઈ વજુભાઈ પટેલના 'સરિતાનું સૌન્દર્ય' ચિત્રમાં સૂર્યપ્રકાશમાં હીલોળા લેતા પાણીના વહેણમાં રહેલા વેગને યોગ્ય કોણથી ઉતારવાનો યત્ન આવકારપાત્ર છે, પણ સંયોજન જોરદાર નથી. ઉપરનો કાળો ભાગ અડચણરૂપ જણાય છે.

ભાઈ દીનબંધુનું 'સૂની વાટ' નામ ચિત્રને યોગ્ય છે વેરાન રસ્તા પરથી પસાર થતી અટૂલી બાઈના પાત્રને પાછળનું ઝાડ અને દૂર દેખાતું મકાન સૂની વાટમાં જાણે કંઈક આશ્વાસન સમાં છે. આકાશનો ભાગ નિર્જનતામાં ઉમેરો તો કરે છે, પણ સાથે દ્દષ્ટિભંગ પણ કરે છે.

ભાઈ વિક્રમ દલાલે 'એ શું હશે ?' ચિત્રમાં બારીમાંથી બહાર અચરજ ભાવે જોઈ રહેલી બાળકીની મુદ્રા સફળતાથી ઉતારી છે. (જુઓ આર્ટપ્લેટ) તેમાં મોં પાસેની ઊભી પ્રકાશરેખા નડતરરૂપ છે. અક્કડ લાગતું બાળક જરા નીચું વળીને જોતું હોત તો વધુ કુદરતી બનત. બાળકીના માથાના વાળ, પાછળની છાયામાં મળી જાય છે તેને બહાર લાવવાથી ચિત્ર જોરદાર બનશે

શ્રીદામ ભટ્ટ



# Our Friends Abroad



## [જગતસંપર્ક સાધતો પત્રમિત્ર-વિભાગ]

આ પત્રો મેળવનાર શ્રી કૃષ્ણવદન જેતલી, આનંદ નગર, એલિસ બ્રિજ, અમદાવાદ

દૂર દરિયા પારના ડેન્માર્ક જેવા નાના દેશમા રહેનારા પણ
એક માણસ હિંદ વિષે કેવો સહાનુભૂતિપૂર્ણ ને અવલોકનયુક્ત અભ્યાસ ધરાવે છે તે દર્શાવતા
ડેન્માર્કના એક વિદ્વાન અધ્યાપકના આ પત્રો જેવી સવિશેષ ગુણવત્તા ધરાવતા પત્રો મોકલવાનુ પત્રમિત્ર વાચકોને આમંત્રણ છે

Erik Rasmussen
Hoistrupvej 30 A, Copenhagen, Vanl (Denmark)
૧૫મી ફેબ્રુઆરી, ૧૯૪૮

પ્રિય મિ. કૃષ્ણવદન જેતલી,

મારા અંગત મિત્રો મિ. હેલ્વેગ પીટરસન અને મિસ ઍમી લોહક દ્વારા મને તમારો ૬ઠ્ઠી ડિસેમ્બરનો પત્ર મળ્યો; અને હિંદી મિત્રો સાથે સંપર્ક સાધવાને હું ઘણો આતુર હોવાથી આ લખવા માટે મને ક્ષમા કરશો એવી આશા રાખું છું. એનું કારણ તો તમે આખો પત્ર વાંચ્યા બાદ સમજશો. મને આશા છે કે, તમને જેમાં રસ છે તે સ્કૅન્ડિનેવિયન સાહિત્ય ને એવા બીજા અનુષંગી વિષયો પર માહિતી આપીને હું તમને કાંઈક ઉપયોગી થઈ શકીશ.

આ પત્ર હું તમને ૩૦મી જાન્યુઆરીએ લખવાનો હતો, પણ મિ. ગાંધીના અવસાનના સમાચારથી તેમાં વિક્ષેપ પડ્યો. બીજી વધુ યોગ્ય વ્યક્તિના અભાવે ડૅનિશ રેડિયોએ મને મિ. ગાંધીના સ્મરણમાં વાર્તાલાપ આપવાનું કહ્યું. મને લાગે છે કે એ મહાત્માના આ ધિક્કારપાત્ર ખૂનથી તમારી આખી પ્રજાને ભયંકર ખોટ ગઈ છે, —ખાસ કરીને તો કોમવાદ આવો ગંભીર બન્યો છે એવે સમયે.

આગળ વધતાં પહેલા હું મારે વિષે તમને કાંઈક કહું તો ઠીક. હું ૩૦ વર્ષનો છું (જન્મ કોપનહાગનમાં ૧૯૧૭ના એપ્રિલમાં), પરણેલો છું, અને ૪ વર્ષની તથા ૧ માસની વય વચ્ચેના ત્રણ બાળકો છે. કોપનહાગનના વાનલોઝ નામે પરામાં અમારે નાનુંસરખું ઘર છે. ૧૯૪૨ના જાન્યુઆરીમાં મેં મારી યુનિવર્સિટીની ડિગ્રી લીધી. જે ઇંગ્લિશ યુનિવર્સિટીની લગભગ એમ. એ. ની બરોબરીની છે. મારો મુખ્ય વિષય ઇતિહાસ અને બીજો વિષય જર્મન તથા ડૅનિશ ભાષા ને સાહિત્ય હતા. હું એક માધ્યમિક શાળામાં શિક્ષક છું, પણ એ ઉપરાંત સાહિત્યિક કાર્ય કરું છું.

૧૯૪૨ના માર્ચમાં જ્યારે સર સ્ટૅફર્ડ ક્રિપ્સ ન્યૂદિલ્હી ગયા અને હિંદ હવે કયો માર્ગ પસંદ કરે છે તે જોવા આખી દુનિયા તેના તરફ મીટ માંડી રહી હતી તે વખતે, ઇંગ્લંડના રૉયલ ઇન્સ્ટીટ્યૂટ ઑફ ઇન્ટરનૅશનલ અફૅર્સના જેવી પણ તેનાથી ઘણી નાની, અમારી 'ઇન્સ્ટીટ્યૂટ ઑવ હિસ્ટરી ઍન્ડ ઇકૉનૉમિક્સ' નામની ડૅનિશ રાષ્ટ્રીય સંસ્થાએ મને આધુનિક હિંદી ઇતિહાસ તથા 'ક્રિપ્સ મિશન'ની પશ્ચાદ્‌ભૂમિકા વિષે એક નાનું પુસ્તક લખવાનું સોંપ્યું હતું. મેં એ કામ માથે લીધું, અને ત્યારથી મને તમારા દેશમાં ખાસ રસ જાગ્યો છે. થોડા જ અઠવાડિયામાં મારું એક નવું પુસ્તક બહાર પડવાનું છે, જેમાં મેં ૧૫મી ઑગસ્ટના હિંદી સ્વાતંત્ર્યદિનની પશ્ચાદ્‌ભૂમિકા સમજાવવાનો પ્રયત્ન કર્યો છે.

હિંદ આવીને નજરોનજર વસ્તુસ્થિતિનો અભ્યાસ કરવાનું તો બહુ ખર્ચાળ હોવાથી તમારી સાથે સંપર્ક સાધવાનો મને બહુ ઉમંગ છે. હું બહુ જ ઓછા હિંદીઓના અંગત સ ' આવ્યો હોવાથી મારું જ્ઞાન વધારવાને ઘણો આતુર છું. હિંદના મહાપ્રશ્નો (દાખલા તરીકે કાશ્મીર) વિષે તમારા મતવ્યો જાણીશ તો મને ઘણો આનંદ થશે. મુદ્દાઓ તો હું ઘણુંખરા જાણતો હોઉં છું પણ તેના ખરા 'રંગ' (એ શબ્દથી હું શું કહેવા માગું છું તે સમજો તો)ની ઊણપ મને સાલે છે. મિ. નેહરુ વિષે તમારો અભિપ્રાય જાણવા પણ હું ચાહું છું. મેં તેની આત્મકથા અને બીજાં ઘણાં પુસ્તકો વાંચ્યાં છે અને એણે મને ભારે મુગ્ધ કર્યો છે. આમ યુરોપિયનોને માટે મહાત્માજી કરતાં એ વધુ સહેલાઈથી સમજી શકાય એવા પ્રકારના માણસ છે. તમારો પત્ર મેળવવાની રાહ જોઉં છું અને આશા રાખું છું કે હું પણ તમને કાંઈક ખપનો થઈ શકીશ.

સહૃદય તમારો, એરિક રાસમુસ્સેન

૨૭-૪-૧૯૪૮

પ્રિય કૃષ્ણવદન જેતલી,

હજી સુધી ૨૭ મના તમારા પત્રનો ઉત્તર ન આપવા માટે ક્ષમા કરશો. હું બહુ જ કામમાં હતો. તમે જાણો છો તેમ હું માધ્યમિક શાળામાં શિક્ષક હોવાથી અઠવાડિયે ૩૦ પાઠ મારે લેવાના હોય છે. હિંદ કરતાં અહીં કદાચ શિક્ષકની સ્થિતિ જરા સારી હશે, પણ તે સંતોષકારક તો નથી જ. શાળામાંથી હું વર્ષના ૬૦૦૦ ક્રોનર, એટલે કે આશરે ૪૫૦ પાઉન્ડ (લગભગ ૬૦૦૦ રૂપિયા) કમાઉં છું. આ રકમ તમને વધુ જણાય તો તમારે એ ખ્યાલમાં રાખવાનું કે અહીં અમારા જેવી ઠંડી આબોહવામાં ઘરમાં બળતણ અને કપડાંનો ખર્ચ ઘણો ભારે હોય છે. આ શિયાળે, દાખલા તરીકે, અમારે ૧૦૦૦ ક્રોનર તો બળતણ માટે ખર્ચવા પડ્યા, અને તોય આ શિયાળો તો જરા નરમ હતો. ગમે તેમ, પણ શાળાની મારી કમાણી મારા કુટુંબના નિભાવ પૂરતી ન હોવાથી મારે બીજું કામ કરવું પડે છે. ઐતિહાસિક લેખો અને પુસ્તકો ઉપરાંત હું છાપાઓ માટે લેખો લખું છું, જેમાં ઠીક વળતર મળે છે. વળી 'ઇન્સ્ટીટ્યૂટ ઑવ ઇકૉનૉમિક્સ ઍન્ડ મૉડર્ન



પત્રલેખક રાસમુસ્સેન પોતાની પત્ની તથા પુત્રી સાથે

નાટકો: નૃત્ય-નાટકશાળા, સ્વર-તાલ-લય-આલાપ. ([illegible]-દર્શા)'ની સંસ્થા માટે થોડું સંશોધન પણ કરું છું. એ કામ અત્યંત રસભર્યું હોવાથી મને મારો બધો જ બચતનો વખત તેમાં જ વાપરવાનું મન થાય છે.

તમે મોકલેલા પત્રો માટે ઘણો જ આભારી છું ત્યાંનું સજીવ ચિત્ર પામવાના મારા પ્રયત્નોમાં તે મને બહુ કિંમતી છે. એ પૈકી એકનો ઉપયોગ મેં 'હિંદના સમાજવાદીઓ' વિષે એક લેખ લખવામાં કર્યો અને વર્તમાનપત્રોમાં જ્યારે કાશ્મીરનો પ્રશ્ન ઉપસ્થિત થશે ત્યારે એક લેખ તેના પર પણ લખીશ. હું સમજું છું કે આ કેસમાં યુનોએ તમારું મતસમાંતરપણું સાંખ્યું નહિ હોવાથી તમે હિંદીઓ કડુ બન્યા છો. આ દેશના ઘણાખરા માણસો તો એ આખા પ્રશ્ન વિષે કશું જ જાણતા નથી, અને જેઓ જાણે છે તે પણ કાશ્મીરની ૮૦થી૯૦ ટકા વસતિ મુસ્લિમ હોવાને વધુ અગત્ય આપે છે. હું બરાબર જાણું છું કે આનો શો ઉત્તર તમે દેવાના, અને હું જે બધું વિચારી શક્યો છું તે પછી મને લાગે છે કે તમે સાચા છો, પણ આ તો એક ખુલાસા રૂપે.

તમે મારો તથા મારા કુટુંબનો ફોટો માગ્યો છે. હાલ બહુ સારો તો મારી કને નથી, પણ હું તથા મારી પત્ની મારી મોટી પુત્રીને રમાડીએ છીએ એવો થોડાં વરસ પહેલાનો એક આ સાથે બીડું છું.

ડેન્માર્ક વિષે કાંઈક જણાવવા તમે લખ્યું છે. આર્થિક દૃષ્ટિએ તો ખેતી અહીં પ્રધાન છે. અમે માખણ, ચીઝ, ઈંડાં, બેકન અને એવી બીજી પ્રાણિજ પેદાશો નિકાસ કરીએ છીએ. અમારી ઘણીખરી નિકાસ ગ્રેઈટ બ્રિટન જાય છે, જોકે યુદ્ધ પહેલા જેટલી તો હવે નહિ જ, કેમકે એટલું ખરીદવાના તેમનામાં હવે શક્તિ નથી. અમારું ઉત્પાદન પણ અમારું કરતા ઘણું ઘટ્યું છે, કેમકે દરિયાપારના દેશોમાંથી અમને પૂરતી અન્નસામગ્રી મળતી નથી. એકંદરે અમે ઘણા ગરીબ બની ગયા છીએ—થોડે અંશે જર્મન કબજાગીરીને લીધે, જેમાં ડન્માર્કને ૫૦ કરોડ પૌંડ ખોવા પડ્યા, જે ૪૦ લાખની વસતિ માટે ઘણું ભારે કહેવાય. યુદ્ધ પહેલા ડૅનિશ ખેતી જગતભરની શ્રેષ્ઠ ખેતી પૈકી ગણાતી,—કંઈક અંશે નાના ખેડૂતોની સહકારી પ્રવૃત્તિને લીધે (ખેતરનું સરેરાશ કદ ૪૦ એકર; ને જમીન ઘણીખરી હિંદના શ્રેષ્ઠ ભાગ જેવી ફળદ્રુપ નહિ). પણ હવે અમને વધુ મશીનરી જોઇએ છે.

વસતિનો ૩૦ ટકા ખેતીમાંથી રોજી રળે છે; બીજો ૩૦ ટકા ઉદ્યોગમાંથી. પણ અમારા ઉદ્યોગો પરદેશ કરતા સ્વદેશનાં બજારો માટે જ માલ પેદા કરતા હોવાથી કાચા માલની ઘણી આયાત કરવી પડે છે. કોલસો કે તેલ અહીં નીકળતાં નથી.

હિંદ સાથે સરખાવતાં અહીંનાં જન્મ તથા મરણ બંનેનાં પ્રમાણ નીચાં છે—અનુક્રમે ૨૦ અને ૧૦ ટકા. ઓછું મરણપ્રમાણ અહીંની સુંદર વૈદકીય વ્યવસ્થા અને સામાજિક વીમા-પદ્ધતિને આભારી છે અને ઓછું જન્મપ્રમાણ સંતતિ નિયમનને. હમણાં વસતિ-વધારાની જરૂર હોવાથી થોડા સમયથી જન્મપ્રમાણ વધ્યું છે. તમારા પત્રની આશા રાખું છું.

સહૃદય તમારો, એરિક રાસ્મુસ્સેન

૫-૭-૧૯૪૮

પ્રિય કૃષ્ણવદન,

ગઈ કાલે મળેલા તમારા પત્ર માટે ઘણો આભાર. મને તેની ઇંતેજારી હતી, તેથી તે મળવાથી ઘણો આનંદ થયો. એમ ન માનશો કે પત્રવ્યવહાર કરવો મને ગમતો નથી; પણ જો હું ન લખી શકું તો વાંક મારા સમયના અભાવનો છે. આ હું તરત લખી શકું છું કારણ કે હું હમણાં રજાઓ ગાળવા નીકળ્યો છું. અહીં જો કાંઈ કામ કરવાનું હોય છે તોપણ તે મુલતવી રાખી શકાય તેવું હોય છે. જુલાઈ આખો ને ઑગસ્ટનો થોડો ભાગ હું ને મારું કુટુંબ અહીં ટાસિન્જ નામના નાનકડા ટાપુમાં રહેવાના છીએ. નકશામાં એ જડશે. મારાં સાસુ-સસરા અહીં એક ફળવાડી ચલાવે છે. સફરજન, પેર, ચેરી વગેરે થાય છે. ડેન્માર્કનું આ એક સુંદરતમ સ્થળ હોવાથી રજાઓ ગાળવા માટે બહુ મનોહર જગ્યા છે.

મારી પત્નીનું નામ ઑલેન છે, જેનો ઉચ્ચાર અંગ્રેજી નામની પેઠે જ થાય છે. તમારા નામનો ઉચ્ચાર કઈ રીતે થાય છે? અને તમારી અટકનો ઉચ્ચાર અંગ્રેજીની જેમ જ છે? ખાસ કરીને ભાર (પ્રયત્ન) ક્યાં મુકાય છે તે કલ્પવું મુશ્કેલ હોય છે. હું હમેશાં 'પ્રસાદ' ઉચ્ચાર જ કરતો હતો, પણ હમણાં જ ખબર પડી કે તે પ્રસ'દ એમ બોલાય છે. તમે જાણો છો ને, કે ડૅનિશમાં Johann V. Jensen માંના jનો ઉચ્ચાર અંગ્રેજી j જેવો નહિ પણ અંગ્રેજીના y જેવો થાય છે: યોહાન યેન્સેન.

તમે મોકલેલી પુસ્તિકાઓ મળે તેની હું રાહ જોઉં છું. હું મારા બુકસેલરને લખું છું; એ તમને એલ્સીનોરની આંતરરાષ્ટ્રીય લોકશાળાના નેતા પીટર મૅનિકનું એક પુસ્તક મોકલશે: 'ડેન્માર્ક—એક સામાજિક પ્રયોગશાળા'. એમાં લેખક અમારી લોકશાળાઓ, સહકારી પ્રવૃત્તિઓ અને એવી બીજી રસદાયક વસ્તુઓનું જીવંત ચિત્ર આપે છે. હું જાણું છું કે પરદેશીઓ, ખાસ કરીને દરિયાપારના દેશોના લોકોને અમારા મુલકમાં રસ જાગતાં આ જ વસ્તુઓ વિષે તેઓ જાણવા ચાહે છે. અમારા વિદ્વજ્જનોના ફોટોગ્રાફોની બાબતમાં તો, હું અહીં ટાસિન્જમાં છું ત્યાં સુધી મેળવવા મુશ્કેલ છે, પણ કોપનહાગન જઈને હું ચોક્કસ થોડાક મેળવીશ. ઇબ્સન તમને ગમે છે જાણીને આનંદ થયો. મારે મન તો એનું ઘણું મૂલ્ય છે. કદાચ એ યુરોપનો ૧૯મી સદીનો શ્રેષ્ઠ નાટ્યકાર હતો. તમે એ તો કદાચ જાણતા હશો કે નૉર્વેજિયન અને ડૅનિશ ભાષાઓ નજીકની સંબંધી જેવી છે અમે તેમનાં મૂળ પુસ્તકો કશી મુશ્કેલી વિના વાંચી શકીએ છીએ. ઈ. ૧૮૧૪ સુધી લગભગ ૪૦૦ વર્ષ લગી ડેન્માર્ક અને નૉર્વે જોડાએલાં જ હતાં. નેપોલિયની વિગ્રહો દરમ્યાન ૧૮૦૭માં અંગ્રેજોએ કોપનહાગન પર તોપમારો કરવાને કારણે ડેન્માર્ક ફ્રાન્સને પક્ષે ભળવાથી સ્વીડને એ સાલમાં નૉર્વે જીતી લીધું. ૧૮મી સદીમાં તો ડેન્માર્ક આર્થિક અને સાંસ્કારિક પ્રગતિમાં નૉર્વે કરતાં ઘણું આગળ હોવાથી નૉર્વેજિયન ભાષા ઉપર ડૅનિશની ઘણી અસર થએલી છે,—ખાસ કરીને શહેરોમાં બોલાતી ભાષા અને સર્વસામાન્ય લખાતી ભાષા પર છેક ઇબ્સન ને બ્યૉર્નસનના કાળ સુધી એમ રહ્યું. પણ હવે નૉર્વેજિયનોએ, રાષ્ટ્રીય કારણોને લીધે, પશ્ચિમ નૉર્વેની લોકબોલીઓના પાયા ઉપર એક નવી જ લેખભાષાનું નિર્માણ કર્યું હોવાથી વસ્તુસ્થિતિ ફરી ગઇ છે, ને સામાન્ય ડેનને માટે એ ભાષા સમજવી અશક્ય છે. જોકે એની પાછળનો ભાવ તો સમજી શકાય, પણ એથી મુશ્કેલી ઓછી નથી થતી.

નૉર્વે અને ડેન્માર્ક સંયુક્ત હતાં તે દરમ્યાન ઘણા નૉર્વેજિયનો કોપનહાગનમાં આવી વસ્યા. દાખલા તરીકે અહીં જ એકમાત્ર યુનિવર્સિટી હતી ને આજ તેમાંના કેટલાકની તો મહાન ડૅનિશ કવિઓમાં ગણના થાય છે. દાખલા તરીકે મહાન સ્કૅન્ડીનેવિયન નાટ્યલેખક લડવિગ હૉલબર્ગ (૧૭૫૪) ને બીજા યોહાન હર્માન વેસ્સેલ, જેનું નામ તો ભાગ્યે જ અમારા દેશોની બહાર જાણીતું છે; પણ એણે સુંદર કૃતિઓ આપી છે. ખરેખરો જગવિખ્યાત કહીએ તેવો ડૅનિશ કવિ તો એક હાન્સ ઍન્ડરસન: જેની પરી-કથાઓ, કહેવાય છે કે, દુનિયાની પચાસેક ભાષાઓમાં અનુવાદિત થઈ છે; કદાચ ગુજરાતીમાં પણ થઈ હોય. યોહાનિસ વિ. યેનસેન (જેમાં તમને ખાસ રસ હોય

એમ જણાય છે) ના વિચારો વિષે તમે શું ધારો છો તે જાણવા મને ગમે છે આ સદીની શરૂઆતમા ગોરી પ્રજાઓની મહત્તા તથા બીજી પ્રજા ઉપરની તેમની સરસાઈના ખ્યાલથી તે બહુ પ્રભાવિત થએલા (ખાસ કરીને એમના 'ધ વ્હીલ' અને 'ધ લૉંગ જર્ની' મા) ખરુ જોતાં તે રડયાર્ડ કિપ્લિંગનો ડૅનિશ નમૂનો ગણી શકાય કિપ્લિંગ તો, હું માનુ છુ કે, તમને નહિ ગમતો હોય, જોકે કવિ તરીકે હુ તેને મહાન લેખું છુ, અને હિંદ વિષેનો મારો રસ તેની નવલકથા 'કિમ' વાચીને જાગૃત થએલો પણ ડેન્માર્ક નાનો ને નબળો દેશ હોઈને યેનસેન કિપ્લિંગ ને બીજા 'જિંગોઈસ્ટો'ના કરતા વધુ વિસ્તાર પામી શક્યો ને આખી દુનિયાના લોકોના રસનો વિષય બન્યો એની માનવતા ને લોકશાહી-પ્રેમ એટલા વિશાળ છે કે નાઝીઓના જાતિ અભિમાનના સાકડા સિદ્ધાંતને તે અનુમોદે એમ નથી એણે એ બાબતમા પોતાનો અણગમો જ્યારે દાખવેલો ત્યારે જર્મનો નિરાશ થઇ ગએલા

શ્રી રાજગોપાલાચારી વિષે તમે મને લખ્યુ એનાથી વધુ તો હુ બહુ જ ઓછું જાણતો હોઈશ એટલે એમના વિષે વિસ્તૃત માહિતી આપશો તો આભારી થઈશ: દાખલા તરીકે ૧૯૪૨મા એમની પ્રવૃત્તિ શી હતી? મારા મન પર એવી છાપ છે કે, એ જોકે બીજી બધી રીતે ગાધીજીના અનુયાયી હોવા છતા 'હિંદ છોડો' નીતિના વિરુદ્ધ હતા, અને મહાયુદ્ધ પછી તે ફરી પાછા કૉંગ્રેસમા પોતાની બધી વગ સ્થાપિત કરી શક્યા એ જોઈને મને આશ્ચર્ય થએલુ જોકે મેં જોયુ કે એમના પોતાના જ પ્રાંત મદ્રાસમા એમને થોડા વિરોધનો સામનો કરવો પડેલો, કે હુ ખોટો છુ?

થોડા અઠવાડિયા પર એક સભામા મિ હૉરેસ ઍલેક્ઝાન્ડર હિંદની તાજી પરિસ્થિતિ પર બોલેલા તેમા હુ હતો તમે તો કદાચ એમનુ નામ જાણતા હશો એ બ્રિટિશ ક્વેકર (ધ ફ્રેન્ડ્ઝ સોસાએટીના) છે, અને ગાધીજીના અનેક મિત્રો પૈકી એક છે હિંદ ઉપરનુ એમનું એક પુસ્તક પણ મે વાચ્યુ છે એ ખરેખર વાચવાલાયક છે, કેમકે લેખક પોતે બ્રિટિશર હોવા છતા વિચારોમા બ્રિટિશતરફી નથી અને ગાધીજીના મોટા પ્રશસક હોવા છતાં મહાત્માજીના બીજા પ્રશસકોની જેમ પોતાની તુલનાબુદ્ધિ એમણે ગુમાવી નથી ૧૫મી ઑગસ્ટ પહેલા પૂર્વ બગાળ અને કલકત્તામાના ગાધીજીના કાર્ય વિષે એમણે ઘણી રસદાયક વાતો કહી કોપનહેગનમા રહેતા મિ અને મિસિસ મુખરજી નામના કોઇ દપતી પણ એ સભામા હાજર હતા અને તેમણે સ્વતત્ર્યદિને પોતે દિલ્હીમા હતા તેની વાતો પણ કરી મિ ઍલેક્ઝાન્ડર પાસેથી મને જાણવા મળ્યુ કે લડનની ઇન્ડિયા ઑફિસમાંથી 'ઇન્ડિયન ન્યુસ' નામનુ એક અઠવાડિક પ્રકટ થાય છે, એટલે મે ઇંડિયા ઑફિસને પુછાવ્યુ કે હુ તેનુ લવાજમ ભરી શકુ કે કેમ, અને આજે જ મને પ્રોત્સાહક ઉત્તર મળ્યો છે કે તેઓ કાઇ પણ લીધા વિના મને એ સાપ્તાહિક ભેટ મોકલશે એથી મને ઘણો આનદ થયો, કેમકે હવે હિંદમાના બનાવો વિષે હુ વધુ સારી માહિતી મેળવી શકીશ, જે બીજી કોઈ રીતે શક્ય નથી

તમારા નવા કામ વિષે જાણી મને ઘણો રસ પડયો એનો અર્થ એમ કે તમે શાળા ભણાવવી છોડી? અને એ નવુ કામ કોઈવાર કટાળાજનક લાગે, પણ આવા અગત્યના કામમા ફાળો આપવાનો મળ્યો, એ બહુ ઉત્તેજક ગણાય તમારો સશય હુ બરોબર સમજી શકુ છું કે જ્યા અભણપણું આટલી ભયકરરીતે વ્યાપક હોય ત્યા લોકશાહી કઇ રીતે ચાલી શકે? ખરુ જોતા તો, જેમા પ્રજા પોતે પોતાના પ્રશ્નો વિષે વિચારપૂર્વક અગત અભિપ્રાય બાધીને મત આપી પોતાના પ્રશ્નોનો પોતે જ નિકાલ લાવી શકે એ પ્રકારની લોકશાહી જ સાચી ને શ્રેષ્ટ છે પણ એ બહુ જ મુશ્કેલ પદ્ધતિ છે અને કોઈ પણ દેશમા એવી સરકાર અમુક અંશે જ અસ્તિત્વમા લાવી શકાય મારા મતે તો આજે લોકશાહી ક્યાયે જો કાઇક સતોષકારકરીતે ચાલતી હોય તો તે ગ્રેઈટ બ્રિટન, બેલ્જીઅમ, નેધરલૅન્ડ, સ્વિટ્ઝર્લૅન્ડ ને સ્કૅન્ડિનેવિયન દેશોમા નહિ ફ્રાન્સમા નહિ યુ સ્ટે અમેરિકામા, અને, અલબત્ત, સોવિયેટ યુનિયનમા પણ નહિ ત્યા તો ખરુ જોતા સરમુખત્યારી જ છે જેમા જનતાને આર્થિક ને સાસ્કારિક બને રીતે ઊચા ધોરણ પર લાવી શકાય તેમા જ લોકશાહીનો પાયો તો રહેલો છે દક્ષિણ યુરોપમાં જ્યા આ ધોરણ પાર પાડી ન શકાયુ ત્યા લોકશાહી સદતર નિષ્ફળ ગઈ મને ભય છે કે શરૂઆતમા હિંદમા પણ મહદ્અંશે એવુ હશે, પણ હિંદના લોકોના શાન્તિપ્રિય સ્વભાવ અને તમારી પ્રાચીન તથા આજ લગી અખડ રહેલી સરકાર-પ્રણાલીઓને લીધે, બીજી આર્થિકરીતે પછાત પ્રજાઓ કરતા તમને અતે વધુ સારી તક છે માતબર પ્રજાઓને માટે લોકશાહી એ કદાચ એક વિલાસ નથી અને તમને તો એક બીજો સધ્યારો પણ છે: ભવિષ્ય તમારુ જ છે એ સમય ભલે નજીક હોય કે દૂર, પણ મને તો ચોક્કસ ખાતરી છે કે એક દિવસ હિંદ જગતના સૌથી ધનિક ને બલિષ્ઠ દેશ પૈકી એક બનશે યુરોપ તો,ભય છે કે દુનિયાનો એક ગરીબ ખૂણો બની રહેશે

મને લાગે છે કે હુ હવે બધ કરુ તમને મારી પત્ની તથા મારા તરફથી તમારા ભાવિ માટે શ્રેષ્ઠ શુભેચ્છાઓ સહ

તમારો હૃદયપૂર્વક, એરિક રાસ્મુસ્સેન

## ઇંગ્લાંડ, ઑસ્ટ્રેલીઆ વગેરેનાં થોડાં સરનામાં

(1) Mr Zan Harris, 28 Choloeley Crescent, High gate, London, N 16, England—13, Stamps, Sports, Films, (2) Miss Belinda Scott, Foxley Farm, Holly Port, Maidenhead, Berks, England—14, Sports, Cricket, Gardening (3) Mr Neville Lipkin, 125, Child Wall Rd, Liverpool-15, England—14, Post cards, Films, Music, Illustrated weekly, (4) Mrs Elsie Lawless, 9 Holsall Ave, Oxford, Nr, Warrington, Lancs, England—21, Music, Sports, Films, Stamps, (5) Miss Rita Hall, 8 West View, Padgate Nr, Warrington, Lancs, England—19, General correspondence, Illustrated Weekly, (6) Miss Dolly Turner, 205, William St, Kings Cross, Sydney, Australia—16, Stamps, Correspondence, Music, Literature (7) Mr Joseph Adeleke, C/o Adeleke Awoyinka, 29 Binuyo St, Lagos, Nigeria—18, Stamps, Politics, Sports, Films, (8) Mr Amritsingh Amrit, P O Box No 792, Mombasa Cross, Kenya Colony—17, Post-cards on Film stars, Buildings, Native life, Sports, Literature, (9) R G Pettman, 52 Grey St, Queenstown, C P, South Africa, General Correspondence, P C of landscapes (10) Mr Bernard Cooper, 31, Kings wood Ave, Queens Park, London, N W 6 England—15, Stamps, Post cards of Native life, Building, Photos of Cricketeer, (11) Mr L F Gillam, 30, Brecklands, Broom, Rotherham, Yorkshire, England—Stamps, Coins, Views, Politics, Indian cooking, & Gardening (ઇસ્લેખ ચન્દ્રકાન્ત કે પડિયાળી, ૮૪૧, ખાડની પોળ, રાયપુર, અમદાવાદ)

# ટિકિટ-સંગ્રહ આજનો સંસારવ્યાપી શૉખ




ઑસ્ટ્રેલિયાના આદિવાસીઓના સંસ્કારની કક્ષા ઉચ્ચ કોટિની હોવાના પ્રતીતિજનક ગાનમાં એ દેશે આ ખાસ ટિકિટ ગયે વર્ષે કાઢેલી, જેના ઉપર મગરનું આલેખન ને 'ઍબૉરિજનલ આર્ટ' (આદિવાસી કલા) એવા શબ્દો છે.





ઈ. ૧૮૭૪માં સમસ્ત જગતના દેશોના ટપાલખાતાંઓનો એક સંઘ 'યુનિવર્સલ પોસ્ટલ યુનિયન' સ્થપાએલો, તેને આ માસ(ઑક્ટોબર)ની ૧૦મી તારીખે ૭૫ વર્ષ પૂરાં થયાંની ઉજવણી નિમિત્તે હિંદે તે દિવસે ચાર નવી ટિકિટો તથા તે ચોડવા માટેનું ફર્સ્ટ-ડે કવર કાઢ્યાં છે, તેની છાપ ઉપર આપી છે. હિંદ એ સંઘનું જૂનું સભ્ય છે અને તેની કારોબારી સમિતિ ઉપર પણ છે. એ ચાર ટિકિટો અનુક્રમે ૦-૦-૯, ૦-૨-૦, ૦-૩-૬, અને ૦-૧૨-૦ની કિંમતની છે અને તે ચારે ઉપર એક જ પ્રકારની આકૃતિ છે, જેમાં એ વિશ્વસંસ્થાના પ્રતીક રૂપ દુનિયાનો ગોળો અને બાજુમાં હિંદનું રાજચિહ્ન અશોકસ્તંભ આલેખ્યાં છે.

ટિકિટો સંઘરવાનો શૉખ કેળવનારે સૌ પહેલું તો ટિકિટને કવર કે કાગળ ઉપરથી કેમ ઉખેડવી એ શીખી લેવું જરૂરી છે. ગયા હપતામાં આપણે જોઈ ગયા કે આ વિષયમાં મોટામાં મોટી અગત્યનો ને પ્રાથમિક મુદ્દો એ છે કે કોઈ પણ ટિકિટ ક્યાંયથી પણ જો લેશમાત્ર ખંડિત થએલી હોય તો તે કોડીના મૂલની પણ ગણાતી નથી; સિવાય કે માણસ માત્ર પોતાના આનંદ ખાતર તેને રાખે. ગમે તેવી અપ્રાપ્ય ટિકિટ પણ ખંડિત હોય તો તે વેચાણ કે બદલાની દૃષ્ટિએ નકામા જેવી ગણાઈ જાય છે.

એટલું જ નહિ, પણ ટિકિટ ભલે ફાટ્યા વિના ઉખડી હોય, છતાં જો તેના કાગળનો થોડો ભાગ મૂળ કાગળને ચોંટી રહ્યો હોય ને એટલા પૂરતો તે ભાગમાંથી તેનો કાગળ જરાક પાતળો થઇ ગયો હોય તો એ પણ ટિકિટની એક ખામી ગણાય છે. આને ટિકિટ-સંગ્રહની ભાષામાં અંગ્રેજીમાં 'થિનિંગ' કહે છે. ટિકિટ ઉખેડતી વખતે આ 'થિનિંગ' પણ ન થવું જોઇએ. એટલે આ શૉખ કેળવનારે સૌથી પહેલું જ્ઞાન તો કાગળ પરથી ટિકિટ કેમ ઉખેડવી એ મેળવવાનું છે.

કવર કે કાગળ ઉપર ચોંટેલી ટિકિટ ઉખેડવા માટે તેને પાણીથી ઢીલી કરવી જરૂરી છે. સોંતરનાની નરમ પીંછી કે રૂનું પૂમડું એકસરખા પાણીવાળું કરીને તે વડે ધીમેથી ટિકિટને તથા તેની આજુબાજુના કાગળને ભીંજવવાં. થોડી વાર રહીને ચપ્પુનો છેડો તેના એક ખૂણા નીચે સરકાવી જોવો. જો તે હજી ચોંટેલી જ જણાય તો ફરી થોડું પાણી લગાડવું. પછી ચપ્પુના છેડા વડે એક ખૂણો ઉચકાઈ આંગળીના ટેરવાની પકડમાં આવે એટલો બહુ કાળજીથી ઉખેડવો.

પણ આટલેથી હરખાઇને ઉતાવળે ટિકિટને ખેંચીને ઉખેડી લેવી નહિ. ટિકિટ ઉખેડવાની ખરી યુક્તિ 'ટિકિટને કાગળ પરથી' નહિ પણ 'કાગળને ટિકિટ ઉપરથી' ઉખેડી લેવો એ છે. આને માટે આ લેખ સાથેના ચિત્રમાં બતાવ્યા પ્રમાણે ટિકિટને ઊંધી નાખી તેનો ઊંચો કરેલો છેડો એક હાથની આંગળી વડે દબાવી રાખવો અને બીજા હાથ વડે કાગળને આસ્તેથી ઉખેડી લેવો. (અનુ૦ પૃ૦ ૩૧૬)

આકાશવાણી (અનુ૦ પૃ૦ ૨૯૬થી ચાલુ) ત[illegible] એમના ચહેરા પર લેશમાત્ર નહોતી. એમણે કહ્યું, 'આવો, અંદર આવો.'

અને અચેતનપણે હું એમની સાથે ઓરડામાં પ્રવેશ્યો. પણ ઓરડામાં બીજું કોઈ જ નહોતું. સ્ત્રી સાદની અધિકારિણી કોણ જાણે ક્યાંય અલોપ થઇ ગઇ હતી! માત્ર ઘરના એક ખૂણામાં રેડિયો સેટમાંથી પ્રકાશ બહાર આવતો હતો. જાણે પ્રિયતોષબાબુ અત્યાર સુધી બેઠાબેઠા રેડિયો સાંભળતા હતા, ને રેડિયો બંધ કર્યા વિના જ એ બારણું ઉઘાડવા ઊઠ્યા હતા.

પ્રિયતોષબાબુ મારી સાથે જો તોછડું વર્તન કરત, તો હું એ [illegible] કરી શકત. પરંતુ એમણે એટલી સભ્યતાપૂર્વક મને રેડિયો પાસે લઇ જઇને બેસાડ્યો કે મારા મોંમાં કોઇ શબ્દ જ આવ્યો નહિ. પોતાના મોં પર એકવાર હાથ ફેરવી ધીરેકથી એમણે મને પૂછ્યું, 'કંઈ જરૂર છે ખરી?'

હું કંઈ કહું એ પહેલાં જ પેલું વ્યંગ હાસ્ય ફરીથી મારા કાનમાં ઝંકાર કરી ઊઠ્યું. મેં હાંફળાફાંફળા થઇને જોયું તો એ હાસ્ય રેડિયોમાંથી જ આવતું હતું! અને એ પછી તરત શબ્દો સંભળાયા—ટોળભર્યા તીખા સાદમાં કોઈ સંભળાવતું હતું: 'જરૂર છે જ તો! તમે કોની સાથે વાતો કરો છો તે ચોરીછૂપીથી સાંભળવા આવ્યા છે.'

ને હું બીકનો માર્યો રેડિયોથી જરા દૂર સરકી ગયો! કદાચ માથાના વાળ ઊભા થઈ ગયા હતા! શરીરે પણ જાણે શૂળા ભોંકાતા હતા. વિહ્વળ થઇને મેં પૂછ્યું, 'આ શું? આ કોણ બોલે છે, પ્રિયતોષબાબુ?'

પ્રિયતોષબાબુએ એકવાર આંખ જરા ઊંચી કરી મારી સામે જોયું ને પછી માથું ઢાળીને ધીરે ધીરે એમણે કહ્યું, 'મારી પત્ની.'

'તમારાં પત્ની? પણ….'

રેડિયોમાંથી રોષભર્યો સખત સાદ બહાર આવ્યો. 'પણ—એ તો મરી ગયાં છે એ જ ને? પણ એમાં તમારે શું છે? તમે શા માટે મારા પતિને દુઃખી કરવા અહીં આવ્યા છો? જાવ—તમારે ઘેર જાવ. કેવા જેવા માણસ છો તમે? મારા પતિના ચારિત્ર્યની તપાસ કરનારા તમે કોણ છો? શો છે તમને અધિકાર? એ તમારી બાજુ રહેવા આવ્યા છે એથી તો તમારી શેરી પવિત્ર થઇ ગઇ છે એની ખબર છે?' અને પછી ઓચિંતો એ તપ્ત રોષિત સાદ ગળગળો થઇ ગયો: 'ભલા થઇને જાવ, હવે જઇને સૂઈ જાવ—નહિ તો માંદા પડશો. રાત ઘણી વીતી ગઈ છે.'

[illegible] ગયું હતું, તદ્દન ગમાડિયાની જેમ મેં પૂછ્યું, 'પણ હું તો આમાં કંઈ સમજી શકતો નથી. રેડિયોમાંથી….'

કલાન્ત સાદે પ્રિયતોષબાબુ બોલ્યા, 'મારી પત્ની નિત્ય આ સમયે રેડિયો દ્વારા મારી સાથે વાતો કરે છે. એના અવસાન પછી એ ક્રમ બરાબર ચાલ્યો આવે છે. આ એક આટલો જ છે મારા જીવનનો આધાર. એ જ મારો સંસાર ચલાવે છે, એ જ બધું કરે-કારવે છે, હું તો ફક્ત એના કહ્યા મુજબ કામ કર્યે જઉં છું.'

વિસ્મયના તાનમાં મન ત્યારે પણ અર્ધમૂર્છિત જ હતું. મેં પૂછ્યું, 'પણ આ કઈ રીતે સંભવિત બન્યું?'

રેડિયોમાંથી અધીર ઉત્તર આવ્યો: 'તમને એ નહિ સમજાય અને એ સમજવાની વૃથા મથામણ પણ કરતા નહિ. એ કરતાં ઘેર પાછા ફરો. તમારી પત્નીને પેટમાં ગોળાનો વ્યાધિ છે ને? ભલું ઈચ્છતા હો તો તરત ઘેર પાછા ફરો, નહિ તો ફરી એને જીવતી જોઇ નહિ શકો!' આ છેલ્લા શબ્દો બોલતી વેળા એ સાદ અતિશય ગંભીર થઈ ઊઠ્યો હતો.

અને નેતરની સોટીની ભાષા સાંભળ્યા પછી જે રીતે ગલુડિયું ભાગે તે રીતે પ્રિયતોષબાબુના મકાનમાંથી નીકળી હું મારા મકાન તરફ દોડવા લાગ્યો. મારગમાં ભૂતો કદાચ મારી સાથે જ થઇ ગયો હશે, પણ એનું ભાન મને નથી રહ્યું. એનો તો એક ભ્રમ જ માત્ર છે.

ઘરમાં જઇને જોઉં છું તો બેઠકઘરમાં રેડિયો ઉઘાડો પડ્યો છે, પરંતુ એની અંદરથી કંઇ અવાજ સંભળાતો નથી. અને નીચે [illegible] ઉપર સાદડી પર મારી સ્ત્રી પડી છે. એની બે આંખો બંધ છે, અને એક હાથ એવો અસ્વાભાવિક રીતે પડ્યો છે કે જાણે—

મારા મનની સ્થિતિ તમે કલ્પી શકો છો. એના શરીર ઉપર લગભગ મૂર્છિત થઇને હું પડ્યો. એ હાંફળીફાંફળી જાગીને બેઠી થઇ ગઈ ને બોલી: 'ઓહ! આવ્યા? મને જરા તન્દ્રા આવી ગઈ હતી—'

અને એ જ વખતે રેડિયોમાંથી તરલ કૌતુકનું હાસ્ય [illegible] ઝરણાંની જેમ બહાર આવ્યું અને પછી પેલો જ સાદ—'કેવો ઠેકાણે આવ્યો? હવે જઈશ ફરી કોઈની છાની વાત સાંભળવા? પતિપત્નીની વાતો ચોરીછૂપીથી સાંભળવા ગયો હતો! એટલે જરા પરચો બતાવ્યો. હવે ફરી કદી યે એવું કરતો નહિ….'

રમણિક મેઘાણી

### સંકેત (અનુસંધાન પૃ૦ ૨૯૮થી ચાલુ)

સહેરા આપવો છે તો 'દ' માટે ડાબા હાથે ત વર્ગના તની સંજ્ઞા (મૂઠી) કરીને તેને પડખે જમણા હાથે ત્રણ આંગળાં દેખાડવાં, એ 'દ' થયો. તેને હ્રસ્વ ઉ કરવા માટે સાપની ફેણની સંજ્ઞા ડાબા હાથે કરી જમણા હાથની ચાર આંગળી, પછી અરધો 'શ' બતાવવા ડાબા હાથે શણગારની સંજ્ઞા તરીકે બંને હાથ મૂકી જમણા હાથની એક આંગળી, અને પછી તેને માપવા ડાબા હાથની આંગળી પર જમણા હાથ વડે છરી જેવો ઘા. 'મ' દર્શાવવા, પ વર્ગની પાંચમા ક્રમાંકની સંજ્ઞા ડાબા હાથ વડે કરી, જમણા હાથની પાંચે આંગળી ઊંચી, અને 'ન' માટે 'તક'ની સંજ્ઞા (મૂઠી) જોડે જમણા હાથની પાંચ આંગળી. પછી ડાબા હાથની મૂઠી પર જમણો હાથ મૂકીને અહીં 'દુશમન' શબ્દ પૂરો થયો એમ દર્શાવવું. આ રીતે [illegible] શબ્દો દર્શાવ્યે જવા.

વળી કાનો, માત્રા, હ્રસ્વ-દીર્ઘ, વરડું આદિ સ્વરની નિશાનીઓ માટે એક બીજો પ્રકાર પણ છે. કાનો=જમણા હાથે જમણા ગાલ ઉપર ઊભી લીટી, જમણા કાનના પાછળના ભાગે હ્રસ્વ ઈ, અને જમણા કાનના આગળના ભાગે દીર્ઘ ઈ, હ્રસ્વ વરડું=જમણા હાથે એક આંગળી દાઢી નીચે ડાબેથી જમણે હાથે બતાવવું, દીર્ઘ વરડું=જમણા હાથે બે આંગળી વડે દાઢીએ હાથ, એક માત્રા=જમણા હાથની એક આંગળી વડે કપાળે ડાબી તરફથી જમણી તરફ ત્રાંસી લીટી, બે માત્રા માટે જમણા હાથની બે આંગળી વડે કપાળ પર ડાબી તરફથી બેવડી ત્રાંસી લીટી, અનુસ્વાર=જમણા કાન ઉપર જમણા હાથની એક આંગળી, આ રીતે પણ સંજ્ઞાઓ પ્રચલિત હતી. (સાર)

### સરળ રીત

બે જણ એક તળાવની પાળેપાળે ચાલ્યા જતા હતા. તેમનામાં વાદ થયો કે આસપાસના દેખાવમાં ફેરફાર કરવાની કોનામાં વધુ તાકાત છે. એક જણ તમકા જેવો હતો. તેણે નજીકની ભેખડ પર જઇ ઉપરથી એક મોટો પથ્થર ગબડાવ્યો. તે ધડાક કરતો પાણીમાં પડ્યો ને જબ્બર મોજાં ઊછળ્યાં. પણ થોડી વારમાં તેનાં કૂંડાળાં [illegible] પહોળાં થતાં પાણીમાં શમી ગયાં. એનું આ કાર્ય પૂરું થયા પછી બીજા માણસે પોતાના ગજવામાંથી કેટલાક સુંદર ફૂલોના અને અનાજના બીજનું પડીકું કાઢ્યું અને કાંઠા પરની ભીની જમીનમાં છાંટતો ચાલ્યો.

જયકૃષ્ણ ઇન્દ્રજી (અનુસંધાન પૃ૦ ૨૬૪થી) પછી તો પ્રમાણભૂત વનસ્પતિશાસ્ત્રી તરીકે તેમની પ્રતિષ્ઠા એટલી જામી ગઈ હતી કે કેટલાંક રાજ્યો, સંસ્થાઓ ને વિદ્વાનો તરફથી તેમના પરિશ્રમનું મૂલ્યાંકન થવા માંડ્યું હતું. કાશી વિશ્વવિદ્યાલય તરફથી ત્યાંના આયુર્વેદ-વિજ્ઞાન વિભાગ માટે વનસ્પતિઉદ્યાન તૈયાર કરવા મહામના પંડિત શ્રી માલવીયજીએ તેમને નિમંત્રણ પાઠવેલું. પૂ. મહાત્મા ગાંધીજીએ ગુજરાત વિદ્યાપીઠમાં તેમને વ્યાખ્યાન આપવા આમંત્ર્યા. પણ તેમણે તે બધી જંજાળ છોડી પાછા ફરી પુનઃ પોતાને વતન માંડવી જ પાછા વળવાનું ઉચિત માન્યું. આમ, જન્મભૂમિ કચ્છની સેવા કરવાના સદુદ્દેશે તેઓ ઈ. ૧૯૨૨માં માંડવી પહોંચ્યા ત્યારે કચ્છના મહારાવશ્રીએ તેમને કચ્છ રાજ્યઉદ્યાનના સુપરિન્ટેન્ડેન્ટ તરીકે નીમ્યા અને તેમને મનગમતી કામગીરી આપી. અહીં દરિયાઈ હવામાનના પ્રતિકૂળ વાતાવરણમાં પણ વૃક્ષો ઉગાડવાના અખતરાઓ અને યોજનાઓ તેમણે કરી અને ઝાડની રેતીના ઢગાઓ ઉપર ઊગતી વનસ્પતિઓને સંરક્ષણ આપવાની વ્યવસ્થા કરાવી. તેમણે માંડવીથી કાકડ્યુ રાજમહેલ જતી સડકો પર વૃક્ષો રોપાવ્યાં ને રાજમહેલના ઉદ્યાન-વિકાસની શરૂઆત કરી. વાઈસરૉય લૉર્ડ અર્વિન કચ્છ આવેલા ત્યારે તેમણે એ રાજમહેલ પર એક વનસ્પતિ-પ્રદર્શન યોજેલું. તે પ્રસંગે કચ્છના મહારાજકુમાર શ્રી વિજયરાજજીએ વાઈસરૉયના હસ્તે તેમને સુવર્ણચંદ્રક પ્રદાન કરાવી તેમનાં ચારિત્ર્ય, દેશપ્રેમ, ઉદારતા ને રાજ્યભક્તિનો ઉલ્લેખ કરી જનસેવાના સતત ધૂની તરીકેની શ્રી જયકૃષ્ણભાઈને ઉચિત શબ્દોમાં અંજલિ આપી. કોઈ પણ કામ ન થઈ શકે એવી એમની વૃદ્ધાવસ્થાની આખર ને આખરી સ્થિતિમાં પણ કચ્છ રાજ્યે 'સ્ટેટ બૉટનિસ્ટ' તરીકેની તેમની નોકરી તેમના અંત લગી ચાલુ રાખી હતી; અને તેઓ પણ દિલોજાનની તથા પ્રામાણિકપણે કરેલી નોકરી કરનારની આ રીતે જયે કરેલી બૂઝથી ભારે આત્મસંતોષ અનુભવતા.

જીવનના તેઓ અખંડ અભ્યાસી હતા. જેવો તેમનો પુસ્તકશોખ અનેરો હતો એવો જ સમૃદ્ધ તેમનો પુસ્તકસંગ્રહ હતો. ખરું જોતાં એમનું જીવન એમનાં ગ્રંથોએ જ ઘડ્યું હતું. મોંમાગ્યાં [illegible] આપતાં પણ અત્યારે મળવાં દુર્લભ એવાં વનસ્પતિવિદ્યાનાં પુસ્તકો તેમના સંગ્રહમાં હતાં. ઉપરાંત, જીવનચરિત્રો, ઇતિહાસ, કથાવાર્તા અને ધર્મ-ભક્તિને લગતાં અંગ્રેજી, હિંદી તથા ગુજરાતી ભાષાનાં સુંદર પુસ્તકો તેમની પાસે હતાં. પોરબંદરથી જ્યારે એમને માંડવી જવાનું થયું ત્યારે એ પુસ્તકોનો નિકાલ કેમ કરવો એ પ્રશ્ન એમને મૂંઝવતો હતો, તેમણે વેચ્યાં હોત તો એની મોંમાગી કિંમત તેમને મળત. પણ પુસ્તકો વેચે એવા ક્ષુદ્ર હૃદયના તેઓ ન હતા. બૉટનીનાં કેટલાંક પુસ્તકો પોતાના શિષ્યોમાં, વૈદકને લગતાં વૈદ્ય મિત્રોને, પુષ્ટિમાર્ગનાં અને ધાર્મિક પુસ્તકો તથા હસ્તલિખિત પ્રતો વૈષ્ણવ મંદિરોમાં તેમજ કેટલાંક પોરબંદર સ્ટેટ લાયબ્રેરીને, એમ તેમણે ભેટ આપી દીધાં. આ રીતે છસોએક જેટલાં પુસ્તકોનો નિકાલ કરી તેમણે બાકીનાં સાતસો જેટલાં વિવિધ (અને ખાસ કરી વનસ્પતિવિદ્યા ને વૈદકને લગતાં) પુસ્તકો મોટી છ પેટી અને ત્રણ કોથળા ભરીને માંડવી મોકલ્યાં. પુસ્તકોને તેઓ પોતાનું સાચું ધન માનતા એને તેને પોતાને હાથે વાપર્યું ગણીને તેમને આનંદ થયો, એવા એ ધૂની હતા. નહિ તો એ પુસ્તકોનો સંગ્રહ જો એક જ સ્થાને રહ્યો હોત તો અમૂલ્ય ગ્રંથભંડાર બની રહેત. માંડવીનાં પુસ્તકો તેમણે કચ્છના મહારાજશ્રીને આપી દીધાં. તેમાંથી પણ કેટલાંક સારાંસારાં ચૂંટાઈને લેવાઈ ગયાં ને બાકીનાં પુ-

મ કુ. શ્રી તરફથી જયકૃષ્ણભાઈના સ્મરણાર્થે ભુજના એક કબાટ ભરી ભેટ અપાયો. જયકૃષ્ણભાઈના એક જ 'અક્ષર સ્મારક' જેવો એ કબાટ આજે ભુજની મહારાઓશ્રી વિજયરાજજી લાયબ્રેરીમાં અભ્યાસી જયકૃષ્ણભાઈનું સ્મરણ કરાવતો પડ્યો છે.

જનતામાં વનસ્પતિજ્ઞાનનો બહોળો ફેલાવો થાય તે માટે તેઓ સદા સતર્ક રહેતા. જુદાંજુદાં સામયિકોમાં લખાણો મોકલવા ઉપરાંત તેઓ પ્રસંગે પ્રસંગે વનસ્પતિ-પ્રદર્શનો ગોઠવતા. ભુજમાં ઓક્ટો. સં. ૧૯૮૫ની વિજયાદશમીએ નાનીબા સંસ્કૃત પાઠશાળાના મકાનમાં તેમણે ભવ્ય પ્રદર્શન યોજ્યું હતું. પ્રદર્શનમાં ગોઠવાતી વસ્તુઓ ઉપરાંત ત્યાંના શણગાર માટે પણ તેઓ જંગલનાં ફૂલપત્તાંનો જ ઉપયોગ કરાવતા. આવા દરેક કાર્યમાં નિરભિમાનપણે તેઓ જાતે અથાગ શ્રમ લઈ ઉત્સાહ દેખાડતા. પોતાનું જ્ઞાન જનસમાજને કેમ ઉપયોગી બને એ જ એમની અંતરની એકમાત્ર ભાવના હતી. વનસ્પતિના નમૂનાઓ જોવામાં જ્યારે લોકો નીરસ જણાતા ત્યારે નર્મ ભાવે તેઓ બબડતા પણ ખરા કે, 'આપણા લોકો કેવા અક્કલ છે! જબરદસ્તીથી આપો તો યે વનસ્પતિના નમૂના કોઈ ઉપાડી ન જાય; અરે જુએ પણ નહિ!' કચ્છમાં એક સાંઠ બૉટનિકલ મ્યૂઝિયમ (વનસ્પતિ સંગ્રહસ્થાન) સ્થાપવાની તેમની ધારણા હતી. પણ એ ઇચ્છા બર આવી નહિ. તેમના મૃત્યુ પછી તેમના નમૂનાઓનો સંગ્રહ અવાવરૂ ને બેદરકાર પડી રહ્યો અને સડી જતાં વેરવિખેર થઈ ગયો! મુંબાઈની રૉયલ ઇન્સ્ટીટ્યૂટ ઑવ્ સાયન્સના બૉટની ડિપાર્ટમેન્ટવાળા ડૉ. મહાબળે જ્યારે કચ્છ આવેલા ત્યારે આ લેખક સાથે તેમના નમૂનાઓના સંગ્રહ વગેરેની શરદબાગમાં તપાસ કરી હતી. તે વખતે ત્યાંથી મહા મુશ્કેલીએ માત્ર રડ્યાખડ્યા નમૂના જોવા મળી શક્યા હતા!

પોતાની પાસે વનસ્પતિવિદ્યા શીખવા આવનારને તેઓ શીખવવા સદા ઉત્સાહી રહેતા. પોરબંદરમાં તેઓ નિવૃત્ત થઈને રહ્યા ત્યારે પોતાની પાસે શીખવા માટે કે વનસ્પતિને લગતા કાંઈ ખુલાસા જાણવા માટે કોઈ આવવા ઇચ્છે તો તેને સહાય આપવા તેમણે ત્યાંના ગેઝેટમાં જાહેરાત આપી હતી અને કવિવર નાનાલાલે તો તેમની પાસે અભ્યાસ કરવા જનારને માસિક ૫૦ રૂપિયાની શિષ્યવૃત્તિ પણ જાહેર કરેલી! મહાત્મા ગાંધીજીએ પણ પોતાના ભત્રીજા સામળદાસ જયકૃષ્ણભાઈ પાસે જઈ વનસ્પતિનું જ્ઞાન મેળવે એવી ઇચ્છા એક પત્રમાં પ્રદર્શિત કરેલી. પણ સાધારણ જનસમાજ તો, પારો મારવામાં રામબાણ થાય તેવી, ત્રાંબાની સફેદ ભસ્મ થતી હોય તેવી યા તો સોનું બનાવવામાં કામ લાગે એવા કીમિયાવાળી 'જડીબુટ્ટીઓ' જાણવા જ આતુર દેખાતી! જયકૃષ્ણભાઈ તો વનસ્પતિનું જ્ઞાન મેળવી તેનો વ્યવહારુ ઉપયોગ કરવો એને જ કીમિયો કહેતા. વનસ્પતિનાં પુષ્પો અને પાંદડાંઓનાં સૌંદર્યનું અવલોકન કરી તેની વિવિધ ડિઝાઇનો આપણાં છાપકામ, શિલ્પકામ વગેરે લલિત કળાઓમાં ઉતારવા પણ વનસ્પતિઓનું જ્ઞાન આવશ્યક છે તેના તેઓ આગ્રહી હતા. 'વૈદ્ય કલ્પતરુ'ના તંત્રી વૈદ્યરાજ જટાશંકર લીલાધર તરફથી એમને ઘણી પૂછપરછ થતી. તે ઉપરાંત અનેક વૈદ્યો, હકીમો અને ડૉક્ટરો તથા કેટલીક ફાર્મસીઓ સુદ્ધાં તેમની કને વનૌષધિઓ મંગાવતા. સ્વ. અમૃતલાલ સુંદરજી પઢિયાર ઘણી વખત પોતાના ભ્રમણમાં વનસ્પતિસંગ્રહ કરી નોંધ સાથે એમને મોકલતા. 'આયુર્વેદ વિજ્ઞાન'ના તંત્રી અને આપણા જાણીતા ઇતિહાસજ્ઞ વિદ્વાન શ્રી દુર્ગાશંકર કે. શાસ્ત્રી વનસ્પતિઓનો અનુભવ લેવા તેમની પાસે ચાર મહિના રહ્યા હતા. જયકૃષ્ણભાઈના

(અનુસંધાન પૃ. ૨૯૪માં)

પ્લાન્ટ્સ ઑવ બૉમ્બે' ('હિંદી વૈદ્યકીય વનસ્પતિ' અને 'મુંબાઈની ઝેરી વનસ્પતિ')ના લેખક ડૉ. કે. આર. કીર્તિકરે તો એમને 'To me you are an authority on the subject' અને 'You are my guiding light in Botany' લખીને પોતાના માર્ગદર્શક કહેલા છે. 'બૉમ્બે નૅચરલ હિસ્ટરી સોસાએટી'ના 'જર્નલ'માં મિ. બર્ડવૂડે 'ફ્લોરા ઑવ માથેરાન' લખીને તેમાં પણ એમના તરફનું સૌજન્ય દાખવ્યું છે. 'Flora Saurastrene', 'Walks and Talks among Plants' ને ગુજરાતીમાં 'બૉટૅનીનું પાઠ્યપુસ્તક' જયકૃષ્ણભાઈ લખે એવી તેમના ઘણા મિત્રોની ઇચ્છા હતી. આ પુસ્તકો, તથા 'વનસ્પતિશતક', તેમજ 'બાલરનાં ઓસડિયાં' વગેરે અન્ય પુસ્તકો લખવાની એમની તૈયારી પણ હતી; પરંતુ વૃદ્ધ અવસ્થાને કારણે તેઓ આ કાર્ય પૂરું કરી શકયા નહિ. ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠ વનસ્પતિવિદોમાં ઉલ્લેખ શ્રી સુરેશ દીક્ષિત એમની પાસે માંડવીમાં Field botanyનો અનુભવ લઈ ગયા હતા. (જે વખતનાં સ્મરણો એમણે 'કુમાર'ના ૬૭મા અંકમાં આલેખ્યાં છે.)

વૃક્ષારોપણકાર્યને તો એમણે પોતાનું જીવનધ્યેય જ બનાવ્યું હતું 'મોત આવે તોપણ કહું કે હમણાં સબૂર કર, આટલું આ ઝાડ વાવી લેવા દે' એમ એ કહેતા. ઉમર મોટી થઇ તો યે વૃક્ષારોપણનું તો જેટલું થાય તેટલું જાતે જ કામ કરતા. પુરુષોત્તમ માસમાં તો પંચકેશ વધારી પ્રતિદિન અમુક વૃક્ષો વાવવાં જ ને વૃક્ષરક્ષક મંડળના ફંડમાં અમુક દક્ષિણા આપ્યા પછી જ જમવું, એવું તેઓ વ્રત લેતા. વૃદ્ધાવસ્થાના આખરી દિવસોમાં પણ વૃક્ષારોપણ કરાવતાં તેઓ આરામ લેતા નહિ અને કહેતા કે 'હું આરામ લઉં તો મારાં વૃક્ષો પણ આરામ લે.' વારંવાર લોકોનો રસ જાગૃત કરી, સમારંભો ગોઠવી, તેઓ મહાપુરુષો અને રાજકુટુંબના હાથે, ભૃગુસંહિતામાં આપેલી વિધિ સહ વૃક્ષનું પૂજન કરાવી વૃક્ષારોપણ કરાવતા. સં. ૧૯૮૨ના કારતકમાં મહાત્મા ગાંધીજી કચ્છ-માંડવી આવેલા ત્યારે તેમના વરદ હસ્તે તેમણે ૧ વડ, ૧ પીપળો અને ૧ તુલસી એમ આર્યાવર્તની અગ્રગણ્ય વનસ્પતિ-ત્રિપુટીનું વૃક્ષારોપણ કરાવ્યું. ૨૫ ઝાડોનો ગાંધીકુંજ સ્થપાવ્યો અને વડનું નામ 'ગાંધી વડલો' રાખ્યું. એ વખતે મહાત્માજીને 'વૃક્ષારોપણ મંડળ'નું ઉદ્ઘાટન કરવા જે એમણે વિનંતિ કરી તેના ઉત્તરમાં ગાંધીજીએ સૂચના કરેલી કે ' શ્રી જયકૃષ્ણભાઇ મારે હાથે વૃક્ષારોપણ કરાવી આજે "વૃક્ષારોપણ-મંડળ"ની સ્થાપના કરે છે એ તો સ્તુત્ય છે જ; પણ વૃક્ષારોપણ તો પક્ષીઓ, જલવહેણ અને હવા સુદ્ધાં મળી કુદરતનું કામ કુદરત કરે છે. પુષ્કળ બીજ લઇ છૂટે હાથે જંગલોમાં છાંટો તો એકનાં અનેક વૃક્ષ થાય. પણ ખરી જરૂર તો વૃક્ષોની રક્ષાની છે. આજે સંખ્યાબંધ ઝાડોનો નાશ થઇ રહ્યો છે તે અટકવું જોઇએ. તમારા મંડળનું નામ 'વૃક્ષરક્ષકમંડળ' રાખો." આથી તરત શ્રી જયકૃષ્ણભાઇએ 'વૃક્ષ-રોપક અને રક્ષક મંડળ' એમ મંડળના નામમાં સુધારો કરાવ્યો.

મહાત્માજી તો તેમને ઘણા કાળથી ઓળખતા. ગાંધીજી જ્યારે દક્ષિણ આફ્રિકા હતા ત્યારના એમના કાર્યમાં તેમણે રસ દેખાડેલો અને એમની પાસેથી લીમડાના ગુણદોષ જાણી ત્યાંના તાવવાળા સત્યાગ્રહીઓને દવામાં લીમડાનો રસ આપ્યો હતો અને તેથી તેમને આરામ થયો હતો. જ્યારે જ્યારે મહાત્માજી પોરબંદર જતા ત્યારે જયકૃષ્ણભાઇ તેમને અચૂક મળતા, અને એમનો અભ્યાસશોખ જોઈ મહાત્માજી પ્રસન્ન થતા. જ્યારે તેઓ અમદાવાદ વૈદ્ય સંમેલનમાં ગએલા ત્યારે વિદ્યાપીઠમાં તેમણે વનસ્પતિવિજ્ઞાન ઉપર ભાષણ આપ્યું હતું અને આશ્રમમાં એક વડલો વાવ્યો હતો. તે વખતે મહાત્માજીને એમણે શતાવરીનાં સુંદર ફૂલો ભેટ ધર્યાં હતાં. આથી ગાંધીજી ખૂબ ખુશ થયા હતા.

સ્વાર્થ કે લોભ વિના કેવળ પ્રેમથી જ કાર્ય કરવામાં તે માનતા. 'સર્વ દેશમાં, સર્વ કાળમાં, સર્વ જાતની વનસ્પતિ ઉચ્ચ પ્રાણીઓની પેઠે જ સર્વદા ખરા પ્રેમની ભૂખી છે. આપણે ત્યાં તેને પ્રેમની પ્રીતિ નહિ મળવાથી, તેના તરફ અમીની દૃષ્ટિ નહિ પડવાથી, તેને સરસ હૃદયનું આલિંગન નહિ મળવાથી જ તે સ-રસ હોવા છતાં બે-રસ થઈ ગઈ છે માટે વિદ્વાનો સ્વદેશની વનસ્પતિઓ તરફ અમીની દૃષ્ટિ ફેંકે તો જ તેઓ પ્રફુલ્લિત થાય ' આવા પ્રેમથી તેઓ વનસ્પતિસૃષ્ટિને જોતા અને તેની વિકાસક્રિયાઓમાં રસ લેતા 'જલસરપોલિયા' (Vallisneria spiralis)નાં સંવનન અને પ્રજનનનું તેમણે રસિક વર્ણન કર્યું છે. સ્વ. નારાયણ હેમચંદ્રે 'વનસ્પતિતત્ત્વજ્ઞાન' લખેલું. તેમાંથી 'પુષ્પતત્ત્વ' અને 'ફૂલનાં લગ્ન'નું ડૉ. હરિપ્રસાદ દેસાઇએ પોતાના 'સંસારનાં સુખ'માં અવતરણ કરેલું છે. એવા સરસ વિષયનો પ્રત્યક્ષ પરિચય પામવામાં જયકૃષ્ણભાઈ અપાર આનંદ લેતા. મથુરામાં કૃષ્ણ-તમાલનું સુંદર વૃક્ષ જોઇ એમણે 'વનમાલી કૃષ્ણચંદ્ર'ની વનલીલાને સજીવન થતી કલ્પેલી વનસ્પતિજીવનમાં તેઓ ઈશ્વરનું અસ્તિત્વ અનુભવતા. હિમાલયની વનશ્રી જોવા જવાની તો એમને ઘણી વખત ઇચ્છા થએલી; પણ પોતાની આખર અવસ્થામાં એમણે માંડવીમાં 'અહીં જ દ્વારકા' કરી લીધી. માંડવીમાં રેતીના ઢસાઓ ઉપર હરિયાવલ (Isomea biloba)નાં ફૂલપત્રોમાં સૌંદર્ય જોઇ એમને હિમાલયની વનશ્રીની સાંભળેલી સ્તુતિ યાદ આવતી અને કહેતા કે 'ધન્ય હિમાલય, જેનું નામ સંભારતાં પણ આનંદ વર્તાય છે!' ભાવનાની મઝામાં એઓ માનતા.

જયકૃષ્ણભાઇ સાચા અર્થમાં 'વનેચર' (Naturalist) હતા. એમના જીવનનો પૂર્વાર્ધ વનસ્પતિશાસ્ત્રના અભ્યાસમાં અને ઉત્તરાર્ધ કર્તવ્યપરાયણતા તથા ઇશ્વરભક્તિમાં વીત્યા. ૩૯ વર્ષની ઉમરે તેમનું લગ્ન થએલું એમનાં પત્ની સુશીલ, વિનોદી અને મળતાવડાં હતાં. પુત્રી સુંદરબેન ઉપરાંત એમને બે પુત્રો હતા, પણ તે બાળવયે જ મૃત્યુ પામ્યા હતા. શારીરિક કે માનસિક દુઃખસુખ સહી લેવાની એમની શક્તિ અજબ હતી. એઓ સતત પોતાના કાર્યમાં મગ્ન રહેતા અને પ્રભુપરાયણ જીવન ગાળતા. ભક્તિની ધૂનમાં આનંદાવેશમાં આવી એઓ ઘણીવાર ભાન પણ ભૂલી જતા. આખર અવસ્થામાં તેઓ ભજનમંડળી અને પ્રભુસ્મરણમાં જ વિશેષ રસ લેતા અને ચાતુર્માસમાં અનુષ્ઠાન કરી તેમાં આનંદ માનતા. એઓ વૈષ્ણવ સંપ્રદાયના હતા છતાં ય સર્વધર્મસમભાવી હતા. જૈન યતિઓ સાથે એમને નિકટનો ગાઢ સંબંધ હતો. ખજૂરનું પાણી અને દૂધ એમના મનગમતા ખોરાક હતા અને કાસુંદ્રાની નીમો કૉફી જેને તેઓ 'સુદામામૃત' કહેતા એ એમનું પ્રિય પેય હતું. સુગંધી પુષ્પોવાળાં ઝાડોનો ફેલાવો કરવો એ એમનો અંગત શોખ હતો. કમળફૂલ એમનું પ્રિય પુષ્પ હતું અને દર દીવાળીએ સરસ્વતી તથા લક્ષ્મીના પ્રતીક સમા એ કમળફૂલની એઓ પૂજા કરતા. સિત્તેર વર્ષની ઉમર સુધી એમની તબિયત બરાબર સચવાઈ રહી હતી, પણ પછી વૃદ્ધત્વની અસર તળે તે લથડતી ગઇ. છતાં એવી નરમ તબિયતે પણ એ કદી નરમ પથારીમાં સૂતા નહિ એ પ્રમાણે એકદા એઓ હીંચકા પર શેતરંજી નાખી તે પર સૂતા હતા ત્યારે, ૧૯૮૫ના ચૈત્ર સુદ ૮ની રાત્રે ૧ વાગે, ત્યાંથી પડી ગયા. તેમાં એમના જમણા પગનું હાડકું ભાંગી ગયું અને અંતિમ માંદગી ચાલુ થઈ. એ બીમારીમાં એઓ ખાસ વાતો કરતા નહિ, પણ ગીતાપાઠ, કથાવાર્તા, શ્રવણ અને ઇશ્વર-

સ્તવનમાં જ સમય વીતાવતા. 'કચ્છની ભૂમિમાં બંધાએલા દેહ છો કચ્છની ભૂમિમાં પાછો અર્પાય' એમ એઓ ઘણીવાર કહેતા. આ દરમ્યાન એમનાં પુત્રી સુંદરબેનની સુવાવડ આવી, જેમાં તેનું અવસાન થયું. આ આઘાત ન સહેવાયાથી એમની પણ બીમારી વધી, અને સં. ૧૯૮૬ના માગશર સુદ ૨ તા. ૩ ડિસેમ્બર ૧૯૨૯ના રોજ ભુજમાં ૮૧ વર્ષની ઉંમરે એઓ પંચત્વ પામ્યા.

કચ્છનાં જંગલોમાં ફરતાં આ લખનારને એ મહાનુભાવે પાડેલી કેડીએ પહોંચવાનો જ્યારેજ્યારે મોકો મળે છે ત્યારેત્યારે એ વનસ્પતિવિદ્દની જીવનસૌરભ, એમણે શરૂ કરેલાં કાર્યો પૂરાં કરવા પ્રેરતી, આજે પણ મહેકી રહે છે.



એક કલામય પ્રાર્થનાપીઠ

યૌવનકાળે વ્યાયામની એકનિષ્ઠ ઉપાસનાથી ને તરુણ વર્ગની પ્રોત્સાહનમૂર્તિ બનીને કાઠિયાવાડમાં 'વીર માંકડ'નું બિરુદ પામનાર, અને પછી પોરબંદર રાજ્યના વિદ્યાધિકારીપદેથી માનવજીવનનું સર્વાંગી ઘડતર કરતા સંસ્કારસંચિત શિક્ષણના અવિશ્રાંત વિતરક તરીકે સૌરાષ્ટ્રના આદરણીય શિક્ષણશાસ્ત્રી તરીકે માન પામીને અકાળે પોતાની જીવનલીલા સંકેલી જનાર સ્વ. છોટાલાલ હરગોવિંદ(?) માંકડનું નામ આજે પણ સર્વ પરિચિતોનાં હૃદયમાં એ જ માનભર્યું સ્થાન ધરાવે છે; તો પોરબંદરની જનતા તો એમને કેમ વિસરે? એમનું ભાવભર્યું સ્મરણ ચિરસ્થાયી કરવા માટે પોરબંદરની શાળાના ચોગાનમાં એક સાદી પણ કલામય 'પ્રાર્થનાપીઠ' ચિત્રકૃતિ સાથે બંધાવેલી છે તેનું ચિત્ર આ ઉપર આપ્યું છે. આજથી એકાદ વરસ પર શ્રી નાનાભાઈ ભટ્ટે એ ચોગાનમાં સ્વ. માંકડના સ્મરણને પુષ્પાંજલિ અર્પી, તેનું નામ 'માંકડ-ચોક' પાડીને ત્યાં પ્રાર્થનાપીઠ સ્થાપવા સૂચવેલું. તે અનુસાર તા. ૧૫મી ઑગસ્ટ ૧૯૪૮ના રોજ સૌરાષ્ટ્રના વડાપ્રધાન શ્રી ઢેબરે આ પીઠનું ઉદ્ઘાટન કરેલું. બૌદ્ધ પ્રણાલિની આકૃતિએ રચેલા એના શિખરની નીચેની તકતીમાં હમેશાં એક નવું ઉત્તમ ચિત્ર મૂકવામાં આવે છે, જેથી વિદ્યાર્થીઓમાં અનાયાસે સૌન્દર્યદૃષ્ટિ કેળવાય. આમ પ્રાર્થનાપીઠ સાથે ચિત્રકૃતિ યોજીને તેમાં ધર્મ અને કલાના સંબંધની આપણી પ્રાચીન પરંપરા જાળવવામાં આવી છે. એ ચિત્રની ફ્રેમની નીચેની તકતીમાં રવીન્દ્રનાથનું આ વાક્ય કોરેલું છે: 'હું મારા દેશને ચાહું છું: પણ પૂજા તો એ સત્યની જ કરીશ કે જે એ સર્વ કરતાં ઊંચે આસને વિરાજમાન છે.' પગથિયાંની બંને બાજુની તકતીઓમાં અનુક્રમે આ પ્રમાણે લેખ છે: (૧) સ્મૃતિ અર્ઘ્ય: પોરબંદરના પરમ માનનીય વિદ્યાગુરુ છોટુભાઈ માંકડની યાદમાં સમર્પણ: ૧૫મી ઑગસ્ટ ૧૯૪૮; (૨) અર્પણ કરનાર: શ્રી પુરુષોત્તમ કાનજીભાઈ બદિયાણી: વિદ્યાર્થીમંડળની ઈચ્છાથી: બીજે સ્વાતંત્ર્યદિન.

◘ છલોછલ સૌંદર્યથી ભરેલા મનોરમ જગતમાંથી પણ જે બીચારાઓ આનંદ લઈ નહિ શક્યા હોય એમણે જ કદાચ સ્વર્ગની કલ્પના કરીને મનનું સમાધાન કર્યું હશે. (પુ. સં.)



# મધુકરી

વીતી છે સ્વપ્નની રાત પ્રભાની પર્વણી હવે,
પૂર્વની કેડીએ પંખી પૃથ્વીનું પળશે હવે.
હૈયાના ક્ષીણ સૌ ભાવો ધ્રૈયંતા રજનુએ હસી,
ઊભે પ્રાચીમુખે આજે ભારતી ભૂપટે હસી.
પ્રભાની પર્વણી આજે પગલી સૌ પ્રભાભરી,
(કેડી) પૃથ્વીની પાંખને સ્પર્શે જ્યોતિ કો દિવ્યઅંબરી. —સુન્દરમ્

## પ્રકૃતિતત્ત્વવિદ્ શ્રી હરિનારાયણ આચાર્ય—'વનેચર'

'કુમાર'ના વાચકોને તો એમનું નામ અપરિચિત નથી જ. છેક ઇ.સ ૧૯૨૬માં (૨૫મા અંકમાં) એમણે સ્વ. પ્રો૦ રામમૂર્તિનું ચરિત્ર લખ્યું ત્યારથી આજ ચોવીસ વર્ષથી, જીવનચરિત્રો, પ્રોત્સાહક લેખો, વ્યાયામવિષયક લખાણો, પક્ષી-પ્રાણીને લગતી વાર્તાઓ, પર્યટનલેખો તથા નાનીમોટી અસંખ્ય નોંધો વડે, કદાચ કોઈ પણ લેખકની કલમથી નહિ એટલાં, એમની કલમથી 'કુમાર'નાં પાનાં સમૃદ્ધ થયાં છે. વ્યાયામ વડે દેહને કેળવનારાઓના પ્રેરણાત્મક પરિચયો આપતી શરીરસૌષ્ઠવ વિષેની એમની સચિત્ર લેખમાળા 'સ્વાસ્થ્ય શક્તિ-સૌન્દર્ય'; વ્યાયામ આરોગ્ય અને તેને અનુષંગી શરીરવિજ્ઞાનને લગતા વાચકોના પ્રશ્નો ચર્ચીને માર્ગદર્શક ઉત્તરો આપતો લોકપ્રિય વિભાગ 'અખાડો'; કાયાને કસ અને મનને જ્ઞાન વડે પુષ્ટ કરવાના બહુમૂલ્ય સાધન રૂપ પર્યટનનો આનંદ આપતો વિભાગ 'ખભે ખડિયો'; અને જેનાથી એ સૌથી વધુ લોકપ્રિય થયા તે, ગુજરાતી સાહિત્યમાં એક નવો જ પ્રદેશ ઉઘાડતી, ઊંડા અભ્યાસ ને અવલોકનોથી સભર, પક્ષી-પ્રાણીઓનો પરિચય આપતી, 'વનેચર'ની સહીથી લખાએલી પેલી રસપ્રચુર, જ્ઞાનપ્રચુર, ચિત્રપ્રચુર લેખમાળા 'વનવગડાનાં વાસી'ના લેખક તરીકે 'કુમાર'ના વાચકો એમને ઓળખે છે. ઈ. ૧૯૩૮માં 'ગુજરાત પ્રકૃતિમંડળ' સ્થપાયા પછી તેના ત્રૈમાસિક મુખપત્ર 'પ્રકૃતિ'ના તંત્રી તરીકે પ્રકૃતિવિજ્ઞાન ઉપર એમણે જે અભ્યાસપ્રચુર અને વિદ્વદ્‌ગમ્ય લેખો, નોંધો તથા



સંપાદન વડે ગુજરાતના ગૌરવને હિંદભરમાં ઊજળું કર્યું, તે અગાઉ એમના જ્ઞાનનો મબલખ ને મોંઘેરો લાભ ને લ્હાવ મેળવવા 'કુમાર'ના જ વાચકો સૌથી વધુ ભાગ્યશાળી થયા છે, એ 'કુમાર'ને મન સદા અભિમાનનો વિષય રહ્યો છે; ને તેથી, ગુજરાત સાહિત્ય સભા તરફથી, પ્રાંતની સર્વોચ્ચ ગૌરવ-પૂજાના પ્રતીકરૂપ અપાતો રણજીતરામ સુવર્ણચન્દ્રક પ્રકૃતિવિજ્ઞાનમાં ગુણ-વિશેષતા માટે ૧૯૪૭ના વર્ષ માટે તેમને હમણાં અપાયાના આ પ્રસંગે અમે એમનું સબહુ માન તથા ઊમળકા સાથે અભિવાદન કરીએ છીએ, ને ઘણા સમયથી વાચકોને જેની અપેક્ષા હતી તે એમનો કંઈક નિકટવર્તી પરિચય અન્યત્ર આપીએ છીએ.

### માસ-માસનાં પંખી : ૪૫ ઇગ્રેટ બગલાં



જળાશયો આગળ નજરે પડતાં આવા એકસરખા લાગતા ધોળાંધબ પંખીઓને આપણો પ્રાકૃત જનસમાજ તો 'બગલાં'ના જ નામથી ઓળખે છે; પણ પ્રાણીશાસ્ત્રની દૃષ્ટિએ એમાં બે તદ્દન ભિન્ન પ્રકારો હોય છે. છેલ્લા ત્રણ માસથી જે પંખીઓનો પરિચય આપણે કરીએ છીએ એ ઢોંકડાં, કાંકરોળી, ફાટીચાંચ વગેરે જાતિ તે Stork-બગલાંની જાતિ એનાથી જુદી જ છે.

સ્વભાવે અપ્રગ, અસંસ્કૃત ગણાતા આ ગરીબડા, પંખીનો દૂધ જેવો વાન એની આ ગર્ભાધાનની ઋતુમાં ઊગતાં નવાં ને સોહામણાં પીછાં વડે સવિશેષ દીપ્તિમાન બને છે.

એ બગલાંના પણ બે પ્રકાર છેઃ એકલાં ફરનારાં તે Herons અને સમૂહમાં ફરનારાં તે Igrets. ઇગ્રેટની યે ચાર જાતો થાય છેઃ લાર્જ, રૅમોલર, લિટલ અને કૅટલ-ઈગ્રેટ. આ ઉપર જેનું ચિત્ર છે તે 'લિટલ ઇગ્રેટ' જાતની વિશિષ્ટતા એ કે તેની ચાંચનો રંગ સદાકાળ કાળો જ રહે છે; બીજી એની ચાંચનો રંગ ઉનાળે પીળો થઈ જાય છે, અને કૅટલ ઇગ્રેટ (એટલે ઢોરની પાછળ પાછળ ફરીને તેના ચાલવાથી ઊડતાં જીવડાં પકડી ખાનાર)ની ચાંચ સદા પીળી રહે છે. મોટામાં મોટું ઇગ્રેટ દોઢ ગજનું ને નાનામાં નાનું કાગડા જેવડું.

આ ઉપર આપેલા લિટલ ઇગ્રેટના દેહનું કદ તો સામાન્ય મુરઘી જેવડું જ હોય છે. એ મોટું લાગે છે તેની પાતળી લાંબી ગરદન અને એવા જ લાંબા પગથી. એની બીજી વિશિષ્ટતા તે આ ગર્ભાધાનકાળમાં માથા પર ઊગતાં કલગી જેવાં બે સુંદર પીછાં. વિવિધ બક જાતિના શરીરે (પીઠ, છાતી, પૂંછડી વગેરે પર) આ ઋતુમાં ઊગી નીકળતાં એ સુંદર પીછાંનો શણગારમાં ઉપયોગ કરવા માટે પશ્ચિમની પ્રજા એ ગરીબ પંખીનો શિકાર કરે છે.

## ઉત્તમ ખોરાક

પ્રજાના આરોગ્ય તથા શક્તિસંચય માટે ઉત્તમ ખોરાક કયો એ વિચારવાની ઘણી જરૂર છે. પશ્ચિમના વિદ્વાનોએ ખોરાક વિષે ઘણી-ઘણી છણાવટ કરીને છેવટે જે પ્રકાર પસંદ કર્યો છે તે એ કે દરેક અનાજના આખા દાણા, વધારે વખત ગરમીમાં રાખ્યા વગરના હોય તો વિટામીનયુક્ત રહે, એટલું જ નહિ પણ તેના શરીરને ગુણકારી તત્ત્વો તેની અંદર જ રહે.

ઘઉં, બાજરી કે જુવારને વીજળી-ચક્કીમાં પીસવાથી તેનું હીર બળી જાય છે અને લોટ હાથ દાઝે એટલો ગરમ થાય છે. ત્યાર બાદ વળી તેમાંથી થુલું ચાળી કાઢી નાખવામાં આવે છે તેમાં પણ શરીરને પોષક તત્ત્વો તેમજ આંતરડાંને સાફ કરનાર વસ્તુ નીકળી જાય છે. આવા નિઃસત્ત્વ લોટની ભાખરી કે રોટલી ખાવાથી પુરું પોષણ ન જ મળે. તેમજ ચોખાને હજમ કરનાર ડાયસ્ટેઝ તત્ત્વ જેમાં રહેલું છે તે કોતરી છડીને કાઢી નાખવામાં આવે તો ચોખાનો પૂરતો લાભ ન મળે. આ જ પ્રમાણે બીજાં અનાજોનું પણ સમજવું. Whole wheat bread (થૂલું કાઢ્યા વગરના લોટની રોટી) બનાવવાની ભલામણો ને જાહેરાતો વિલાયતની અખબારોમાં હવે આવવા માંડી છે; પણ એથીયે ચઢિયાતો ખોરાક આપણા કહેવાતા જૂની ઢબના લોકો ખાતા. Puffed wheat, puffed rice, corn flakes વગેરે નામો નીચે હવે મમરા ને પૌંઆ વેચાવા માંડયા છે. પણ એ જ ધાણી, ચણા, દાળિયા, સાથવો આપણે ત્યાં જૂના જમાનાથી નાનાં મોટાં સૌ માટે વપરાતા. પણ દુનિયાનો ગોળો ફરે તેમ ફૅશન પણ ફરે છે અને તેથી નવાનવા પ્રકારના ખોરાકો આપણે અપનાવ્યા. હવે છેવટે આપણે આપણા અસલ ઉત્તમોત્તમ ખોરાક પર આવી જઈએ તો તંદુરસ્તી સાચવતા થઈ જવાય. ધાણી, ચણા, મમરા કે પૌંઆ આખા દાણાના ખોરાક છે ને ગરમીના ઓછામા ઓછા સંસર્ગમાં આવે છે. વળી તે અગાઉથી પચીને તૈયાર થયેલા હોઈ પાચનક્રિયા પર બોજો પડતો નથી. સંયુક્ત પ્રાંતોમાં બહારગામ જતી વખતે સાથવો જ બાંધી દેવાય છે. સાથે જરા મીઠું અને ગોળ લઈ લો એટલે પોતાને અનુકૂળ સ્વાદ મળી રહે ! આવો ઉત્તમ ખોરાક દરેક નિશાળમાં દાખલ કરવો જોઈએ. વિટામિનયુક્ત અને સંપૂર્ણ તત્ત્વોવાળો તેમજ સહેલાઈથી પચે તેવો અને કબજિયાત ન કરનારો—બલ્કે કબજિયાત મટાડનારો આ ખોરાક છે.

આજે પડીકાંમાં વેચાતા ખોરાકો આદેનાં 'Pre-digested' 'Dextrinized' વગેરે મોટાં વિશેષણો આપણા ભાઈબહેનોને આવડતાં નથી, તેથી બીચારા બચાવ રહ્યા છે. નહિ તો માલની કિંમતથી બમણી કિંમતના ફૅન્સી પૂઠાંના બૉક્સ અને પૅકીંગના કાગળ પાછળ ખર્ચ કરીને ચારગણી કિંમતે વેપારીને વેચત, અને વેપારી વળી તે પર પચીસ ટકા પોતાનો નફો ચઢાવત તે જુદો.

આરોગ્યની આકાંક્ષા રાખનાર સૌ ભાઈ-બહેનો અને શાળામાં જતાં બાળકોનાં આરોગ્યની સંભાળ રાખવાની તકેદારી જેમને રાખવાની છે તેઓ આ ખોરાક તરફ લક્ષ આપે અને જાહેરખબરિયા ખોરાકો તરફ લાલચભરી દૃષ્ટિ ન રાખે.

(ગુજરાત સમાચાર) મોહનલાલ મા. ઝવેરી

## મણિપુરી નર્તન સાથેનાં વાદ્યો

ઠેઠ આજ સુધી પોતાના પૂર્ણ રૂપમાં જ સચવાઈ રહેલા મણિપુરી નર્તનથી તો હવે આપણે અજાણ્યા નથી જ. એમાં સંગીતનું સ્થાન જોકે બહુ મહત્ત્વનું છે, પરંતુ આ સાથે દર્શાવેલાં વાદ્યો પણ તેની મધુરતામાં ઓછો વધારો નથી કરતાં. આપણી બંસી જેવી જ સાદી



મણિપુરી નૃત્યોમાં વપરાતાં વાદ્યો

બંસી, ઝાંઝ જેવાં એ બાઝકબ અને મેલપુંગ, રાવણહથ્થાને મળતું પેના, મંજીરાં, ડફ, ઢોલક કે મૃદંગ, બધાં જ સાદાં વાદ્યો લાગે છે, પણ મણિપુરી સિદ્ધહસ્ત કસબીઓ જ્યારે તેને વગાડે છે ત્યારે તો એમ જ લાગે કે વાદ્યો પણ સ્વરમાધુર્યની સાથે દૃશ્યમાધુર્ય પણ દર્શાવી શકે છે. એમાંના તંતુવાદ્યો અને સુષિરવાદ્યો તો સંગીતના અનુસરણ પૂરતાં જ છે; અને તાલની મધુરતા માટે મંજીરાં-ઝાંઝ-મંજીરા જેવા રણકારક વાદ્યો પણ વપરાવાનાં જ. પરંતુ સારાયે નૃત્યની જમાવટ કરવા માટે તો અવનદ્ધ વાદ્યો જ જોઈએ. અને તેમાંયે મૃદંગ એ તો તેનું પ્રધાન અને અનિવાર્ય અંગ જ ગણાય. અનેકની સંખ્યામાં જ્યારે એ પ્રવાહી તાલો રેલાવે છે ત્યારે તો મજેતો મેઘ જ જાણે ગાજી રહ્યો હોય એમ લાગે ! અને એટલે જ તો કદાચ તેઓ આ પ્રધાન વાદ્ય નહિ શણગારતા હોય ?

માત્ર ગુજરાતીમાં જ નહિ, હિન્દભરની ભાષાઓમાં મણિપુરી નૃત્યનો પ્રથમ પરિચય કરાવતું જે ગુજરાતી પુસ્તક હમણાં 'મણિપુરી નર્તન' નામથી બહાર પડ્યું છે, (લેખક ગોવર્ધન પંચાલ, નાલંદા પબ્લિકેશન્સ, ધનજી સ્ટ્રીટ, સર પી. એમ. રોડ, કોટ, મુંબઈ-૧, સાત રૂપિયા) તેમાંથી આ વાદ્યોનાં આલેખનો અહીં પુનર્મુદ્રિત કર્યા છે

## ટિકિટ—શુમારી

દુનિયામાં જે અનેક શોખ પ્રચલિત છે તે પૈકી અમેરિકાના યુનાઈટેડ સ્ટેટ્સમાં 'ટિકિટ-સંગ્રહ' લોકપ્રિયતામાં મોખરે છે, એમ, અમેરિકાની 'હૉબી ફેડરેશન' (શોખ-સંઘે) જાહેર કર્યું છે. ૨૨,૦૦૦ ઉપરાંત એવા વિવિધ શોખના પ્રતિનિધિ શોખીનોની શુમારી (મોજણી, ગણતરી) કર્યા બાદ તેણે જણાવ્યું છે કે લોકપ્રિયતાની દૃષ્ટિએ મૂકવતાં અત્યારના પ્રચલિત નાનાવિધ શોખોનો ક્રમ આ મુજબ આવે છે: સૌ પહેલો ટિકિટ-સંગ્રહ, તે પછી અમેરિકન કાચનાં વાસણોનો સંગ્રહ આવે, તે પછી લાકડકામ, ફોટોગ્રાફી-મેકિંગ, પુરાણી ઘડિયાળો, હસ્તાક્ષરો, સિક્કાઓ, મૌલિક ચિત્રસર્જનો,

ભરતકામ, મીનીએચર (લઘુનેમ) કલાકૃતિઓનો સંગ્રહ. છેલ્લાં દસ વરસમાં સૌથી વધારે પ્રગતિ 'હાથ બનાવટના અમેરિકન હાથ સામાન-સંગ્રહ'ના શૉખે કરી છે. પહેલાં તેનો ક્રમ પંદરમો-સોળમો હતો, તે આજે બીજે આવીને ઊભો છે અને એ શૉખ ધરાવનારાં લગભગ અઢી લાખ સ્ત્રી-પુરુષો ત્યાં આજે છે. વિવિધ શૉખ ધરાવનારા એ દેશના કુલ એક કરોડ નેવું લાખ શૉખીનો પૈકી એક કરોડ પુરુષો છે, સિત્તેર લાખ છે સ્ત્રીઓ, ને વીસ લાખ છે બાળકો (યુસિસ)





## દુનિયાની લાંબામાં લાંબી સીધી લીટી!

ઑસ્ટ્રેલિયાના નલ્લાર્બરના અફાટ વેરાન સોંસરી જતી રેલવેના ૩૦૦ માઇલના પાટા એવી તો અદલ સીધી લીટીમાં છે કે જરા સરખો પણ વળાંક લેતા નથી. આથી દુનિયાની તે લાંબામાં લાંબી સીધી લીટી કહેવાય છે. આ ઉપર તેનું ચિત્ર, તથા એની નીચેની પટ્ટીમાં એ પ્રદેશનો નકશો દર્શાવ્યાં છે. દક્ષિણ ઑસ્ટ્રેલિયાના પૉર્ટ ઑગસ્ટા બંદરેથી શરૂ થઈને પશ્ચિમમાં હિંદીમહાસાગર કાંઠે પર્થ બંદર સુધી દોઢેક હજાર માઇલનો પંથ કાપતી એ રેલવેની સફર એટલી કપરી હોય છે કે મુસાફરોની આસાયેશ માટે એમાં વિશાળ સૂવાના ડબા, સુંદર ભોજન, ફુવારાવાળા સ્નાનાગાર અને ધૂળને ખાળી રાખનારી તરકીબોવાળાં બારીબારણાંની ખાસ સોઈ રચવામાં આવે છે. શરૂનો ૩૦૦ માઈલનો પ્રદેશ તો એવો ફળદ્રુપ છે કે જ્યાંથી વરસે દહાડે દસેક લાખ ઘેટાંની પેદાશ ઊતરે છે; પણ પછી ૮૦૦ માઇલનો એવો સૂકો ભંડ વેરાન શરૂ થાય છે કે જ્યાં ઝાડનું ઠૂંઠું સરખું પણ ન મળે. આથી જ તેનું નામ નલ્લાર્બર (લાટિનમાં નલ્લા=નહિ+આર્બર=ઝાડ) પડ્યું છે. એ મેદાનની વચ્ચે જ્યાં ૩૦૦ માઈલ સુધી રેલવે તદ્દન સીધી લીટીએ જાય છે તેટલા ભાગની રેખા, ઉપલા ચિત્ર નીચેના નકશામાં પાડી કરીને બતાવી છે. એકાદ લાખ ચોરસ માઈલ વિસ્તા-

જાય છે ત્યારે અજબરીતે કોઈક વનસ્પતિ ફૂટી નીકળે છે. એ સિવ ધૂળ સિવાય ત્યાં કશી સમૃદ્ધિ નથી.

## તારીખ પરથી તિથિ જાણવાની રીત

તારીખ ઉપરથી તિથિ જાણવાની એક ઘણી સરળ પદ્ધતિ છે પ્રથમ ઈ. સ. ની વર્ષ-સંખ્યાને ૧૯ વડે ભાગો. ભાગતાં જે શેષ વધે તેને ૧૧ વડે ગુણો. આવેલા ગુણાકારને ૩૦ વડે ભાગતાં જે શેષ બચે, તેમાં હવે આપેલી તારીખ તથા મહિનાની ધ્રુવસંખ્યા ઉમેરો. (મહિનાની એ ધ્રુવસંખ્યા નીચેના કોષ્ટકમાં આપી છે.)

હવે બધી રકમનો કુલ સરવાળો કરતાં જે સંખ્યા આવે તે ઈ તિથિ છે. સંખ્યા ૩૦ થી વધે તો એમાંથી ૩૦ બાદ કરવા. સંખ્યા ૧ કરતાં નાની હોય તો તિથિ સુદી સમજવી ને વધુ હોય તો, ૧૫ જેટલી વધુ હોય તેટલી વદી સમજવી.

ધ્રુવસંખ્યાનું કોષ્ટક

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| જાન્યુ. | ૦ | એપ્રિલ | ૧ | જુલાઈ | ૪ | ઑક્ટો. | ૮ |
| ફેબ્રુ. | ૧ | મે | ૨ | ઑગસ્ટ | ૫ | નવે. | ૮ |
| માર્ચ | ૦ | જૂન | ૨ | સપ્ટે. | ૭ | ડિસે. | ૯ |

એક ઉદાહરણ લઈએ: ઈ. ૧૯૪૯ની ૧૧મી સપ્ટેમ્બરે કઈ તિથિ

ગણતરી: ૧૯૪૯÷૧૯=૧૦૨ ૧૧/૧૯; એટલે શેષ ૧૧ છે. એ ૧૧×૧૧ =૧૨૧; અને ૧૨૧÷૩૦=૪+૧/૩૦ એટલે શેષ ૧ આવી. હવે તારીખ ૧૧મી સપ્ટેમ્બર છે, એટલે ૧+૧૧+૭=૧૯=વદી ચોથ તિથિ.

આ જ પ્રમાણે બીજાં ઉદાહરણ ગણી શકાય. વર્ષસંખ્યાને ૧૯ વડે ભાગતાં શેષ ૦ વધે તો એને ૧૯ જ ગણીને ૧૧ વડે ગુણવા.

(આકાશગંગા) —કાન્તિલાલ ઝવેરી

## ભટકતા ધ્રુવ

પૃથ્વી એક મોટો લોહચુંબક છે, જેનો ઉત્તર ધ્રુવ દક્ષિણ દિશામાં અને દક્ષિણ ધ્રુવ ઉત્તર દિશામાં છે એ ઘણાને ખબર હશે. આને લીધે જ જ્યારે લોહચુંબકીય સોયને અદ્ધર મૂકી દેવામાં આવે છે ત્યારે તે ઉત્તર-દક્ષિણ દિશામાં જ રહે છે, કારણ એ અસમાન ધ્રુવ વચ્ચે આકર્ષણ થાય છે. પૃથ્વીના આ લોહચુંબકીય ધ્રુવો ફક્ત એક જ બિંદુના બનેલા નથી, પણ ઘણા બિંદુઓના બનેલા છે. આવા બિંદુઓનું બનેલું આખું ક્ષેત્ર ધ્રુવ તરીકે ઓળખાય છે. જો એ ધ્રુવ ઉપર જઈને આપણે લોહચુંબકીય સોયને લટકાવીએ તો તે ઉત્તર-દક્ષિણ ન રહેતાં પૃથ્વીને બરાબર કાટખૂણે (૯૦°ને ખૂણે) રહેશે!

એ બંને લોહચુંબકીય ધ્રુવો સ્થિર નથી, પણ પોતાની જગ્યાએથી સતત ખસી રહ્યા છે. દક્ષિણ ધ્રુવ છેલ્લાં ૬ વર્ષમાં ૭૦ માઈલ પશ્ચિમ તરફ ખસ્યો છે એમ જણાયું છે. આ ધ્રુવ લિટલ અમેરિકાથી ૧૦૦૦ માઇલ ઉત્તરે આવેલો હોવો જોઈએ એમ ધારવામાં આવે છે. આ ધ્રુવો શાથી ખસી રહ્યા છે એ હજુ જણાયું નથી. લિટલ અમેરિકામાં તથા આ ધ્રુવની આસપાસ પહોંચેલી વૈજ્ઞાનિકોની ટુકડીએ જે સંશોધન કર્યું છે તે ઉપરથી આ માહિતી મળી છે.

## ભારતીય આંકડા

હિંદી પાર્લામેન્ટમાં રાષ્ટ્રીય ભાષા વિષેના વિવાદાસ્પદ પ્રશ્ન પછી, સંખ્યાના આંકડાઓ વિષે પણ પાર્લામેન્ટના સભ્યોમાં તીવ્ર મતભેદ હતો. મુન્શી-આયંગર સમિતિએ જગતભરમાં પ્રચલિત આંતરરાષ્ટ્રીય આંકડાની ભલામણ કરી હતી, જ્યારે વિરોધ પક્ષ ભારતીય આકારના આંકડા માટે આગ્રહી હતો. પણ આખી દુનિયા આજે જે આંકડાનો ઉપયોગ કરી રહી છે તેનો મૂળ ખ્યાલ ને સ્વરૂપ બંને ભારતીય જ છે, આપણી હસ્તકલાએ કરી બતાવેલો એ શોધ દિગ્વિજય છે. લોકો યુરોપિયનો એ આંકડાને અરબી આંકડા કહે છે

હિંદમાં લિપિઓની પેઠે આંકડાઓનો વિકાસ પણ છાપવાની કળા આવી તે પહેલાંના કાળમાં હસ્તપ્રતો દ્વારા થએલો છે છાપવાની યાંત્રિક કળા અહીં આવી ને પૂર બહારમાં પ્રસરી ગઇ તે પછી જ, લખાતા પ્રતીકોને આકાર આપવાનું, તેમનું ધોરણ બાંધવાનું ને સરળીકરણ કરવાનું કાર્ય લોકોએ શરૂ કર્યું હિંદની ઘણીખરી બારાખડીઓનું આજનું સ્વરૂપ સિદ્ધ કરવામાં અંગ્રેજ પાદરીઓની શક્તિ અને શ્રમે સારો ફાળો આપેલો છે હિંદમાં ખ્રિસ્તી ધર્મના પ્રચાર અર્થે તેમણે બાઇબલ તેમજ કેટલુક બીજુ સાહિત્ય દેશી ભાષાઓમાં છપાવ્યું હતું દુનિયાભરમાં આજે જે આંકડા પ્રચલિત છે, તેમનું આજનું સ્વરૂપ પણ છાપવાની કળા આવ્યા પછી તેમાં સતત થતા રહેલા સુધારાને પ્રતાપે સિદ્ધ થએલું છે પશ્ચિમના દેશોમાં એ આંકડા આજે અરબી આંકડાને નામે ઓળખાય છે, પણ મૂળ તો એ હિંદી જ આંકડા છે

પૂર્વ અને પશ્ચિમના દેશો વચ્ચે વેપારીઓની અવરજવર થતી ને તેને લઈને લેખન પ્રતીકોની સાથેસાથે દશાંગ પદ્ધતિ પણ અહીંથી પશ્ચિમના કેટલાક દેશોમાં ગઈ આંકડાઓનો વધારેમાં વધારે ને સૌથી પહેલો ઉપયોગ કરનાર જો કોઇ દેશ હોય તો તે હિંદ છે ૧, ૪ ને ૬ એ ત્રણ આંકડા તો અશોકના શિલાલેખોમાં મળે છે ૨,૪,૬,૭ અને ૯ નો ઉપયોગ નાનાઘાટના શિલાલેખોમાં થયો છે ૨,૩,૪,૫, ૭ ને ૯ નાસિકની ગુફાઓમાંના કોતરકામમાંથી મળી આવે છે ઈસુની આઠમી સદીમાં ભારતીય ખગોળના ગ્રંથોનું અરબી ભાષાન્તર બગદાદ ખાતે થયું અને અરબી વિદ્વાનોમાં હિંદી આંકડાઓ જાણીતા થયા ઈ સ ૮૨૫માં અબુ જાફર મહંમદ બિન મૂસા નામના વિદ્વાને આ વિષય પર એક નાની ચોપડી લખી, જેનું લૅટિન ભાષાન્તર ૧૧૨૦માં ઍડલાર્ડ નામના લેખકે કર્યું

વિદ્વાનોના આવા સંશોધનો પછી શંકાને કોઇ સ્થાન રહેતું નથી જગતભરમાં વપરાતા આ આંકડાઓ જેની મદદ વડે દુનિયાનું ચિરંતન ગણિતસાહિત્ય સર્જાયું છે તે આંકડા આપણા જ છે

# આ માસ (ઑક્ટોબર) ઈતિહાસમાં

તા. ૨ જગદ્વંદ્ય વિભૂતિ મહાત્મા ગાંધીજીનો જન્મ, ૧૮૬૯
તા. ૫ કોલંબસે કૅરેબિયન ટાપુ શોધ્યો, ૧૫૦૨
તા. ૬ વિખ્યાત અંગ્રેજ રાજકવિ ટેનીસનનું અવસાન, ૧૮૯૨
તા. ૧૧ અમેરિકન વનસ્પતિવિદ્ લ્યૂથર બુરબૅંકનું અવસાન, ૧૯૨૬
તા.૧૩ પ્રતિભાશાળી ફ્રેંચ લેખક આનાતોલ ફ્રાન્સનું અવસાન ૧૯૨૪
તા.૧૬ સૌંદર્યમૂર્તિ ફ્રેંચ રાણી મેરી આન્તવાનેતનો વધ, ૧૭૯૩
તા. ૨૧ અમદાવાદના સૂબા શેખ સુફી સાથે અંગ્રેજ કૅપ્ટન બેસ્ટે ગુજરાતમાં અંગ્રેજોના વેપારને લગતા કોલકરાર કર્યા, ૧૬૧૨
તા.૨૩ સિંધમાં સક્કર બરાજનો પાયો નખાયો, ૧૯૨૩
તા.૨૬ નૉર્વે સ્વીડનથી છૂટો પડી સ્વતંત્ર દેશ બન્યો, ૧૯૦૫
તા. ૨૯ વાસ્કો દ ગામાએ બીજી વારની હિંદની સફરવખતે કાલિકટ
ખાતે ૮૦૦ સ્ત્રી, પુરુષ અને બાળકોની કતલ કરી, ૧૫૦૪
તા. ૩૦ હિંદ ઇંગ્લંડ વચ્ચે બિનતારી વ્યવહાર શરૂ થયો, ૧૯૨૭

## આ માસની વ્યક્તિવિશેષ : શ્યામજી કૃષ્ણ વર્મા



મેધાવી વિદ્વાન, સંસ્કૃતના પ્રખર પંડિત અને હિંદી વિપ્લવવાદના આદિ કાળમાં તેના પુરસ્કર્તા આ પહેલા ગુજરાતી ક્રાંતિવાદીનો જન્મ ૧૮૫૭ની ૪થી ઑક્ટોબરે કચ્છ માંડવીમાં એક ગરીબ કુટુંબમાં થએલો પ્રખર બુદ્ધિમત્તા દાખવી, મુંબઇ અભ્યાસાર્થે જઈ, ૧૮ વર્ષની નાની વયે જ સંસ્કૃત અને અંગ્રેજીમાં ભારે નૈપુણ્ય મેળવ્યું દરમ્યાન સ્વામી દયાનંદના સંસર્ગમાં આવી દેશભક્તિ અને આર્યસમાજના રંગે રંગાયા ૧૮૭૯માં ઇંગ્લંડ જઈ, અનેક મુસીબતો વેઠી, ૧૮૮૩માં ઑક્સફર્ડમાંથી ગ્રૅજ્યુએટ થયા સાથે રૉયલ એશિયાટિક સોસાયટીના સભ્ય થયા, અને બર્લિનમાં ભરાએલી પૌરસ્ત્ય પરિષદમાં હિંદના પ્રતિનિધિ તરીકે વિદ્વત્તાભર્યો નિબંધ વાંચ્યો, અને આમ, ૨૬ વર્ષની ઊગતી વયે તો, ઑક્સફર્ડના પ્રથમ હિંદી ગ્રૅજ્યુએટ જ નહિ પણ સંસ્કૃતના પ્રખર પંડિત લેખે જગતભરમાં નામના મેળવી

૧૮૮૫માં હિંદ આવી રતલામ, ઉદેપુર ને જૂનાગઢ રાજ્યોની દીવાનગીરી કરી વચ્ચે અજમેરમાં વકીલાત તથા રૂના જીનનો ઉદ્યોગ કરી સારું કમાયા પણ ખરા પરંતુ દેશી રાજ્યોની ખટપટો અને અંગ્રેજ અમલની કુટિલતાનો જે પરચો મળ્યો તે પરથી તેમણે હિંદમાં રહી અંગ્રેજોના દમનનો ભોગ બનવા કરતાં વિલાયતમાં એમને ઘરઆંગણે જ મોરચો માંડવાનો નવો માર્ગ શોધી, જીવનભરનો વિદેશવાસ સ્વીકાર્યો ત્યાં ઇંડિયન હોમરૂલ સોસાએટી સ્થાપી, ઉછરતા હિંદી વિદ્યાર્થીઓ માટે 'ઇંડિયા હાઉસ' કાઢ્યું અને દેશની વકીલાત માટે 'ઇંડિયન સોશ્યૉલૉજિસ્ટ' નામનું પત્ર કાઢી બ્રિટિશ અમલનો એવો તો જબરો પ્રતિકાર ગજાવ્યો કે સાત જ માસના ગાળામાં હિંદી રાજકારણના વિશાળ ક્ષેત્રમાં જ નહિ પણ છેક અમેરિકા સુધી એમનો પ્રભાવ પડ્યો આખરે આ 'અનિચ્છનીય પરદેશી'-ને હદપાર કરવા બ્રિટિશ પાર્લમેન્ટમાં માગણી થઇ. પણ એવો સ્વમાન ગુમાવવાનો વખત આવતા પહેલા જાતે જ પારીસ ચાલ્યા જઇ ત્યાંથી વધુ જલદ પ્રહારો કરવા માંડ્યા પરિણામે બ્રિટિશ સરકારે હિંદમાં તેમના પત્ર પર પ્રતિબંધ મૂક્યો

બીજી બાજુ, શબ્દોને બદલે કાર્યની માગ વધી લંડનમાં સાવરકરે નેતૃત્વ લીધું મદનલાલ ધીંગરાએ હિંદી કચેરીના અગ્રણી કર્મચારીનું ખૂન કર્યું અને બ્રિટિશો ખળભળી ઊઠ્યા એ કાવતરાના યોજક તરીકે સૌનું ધ્યાન તેમના પર ગયું ઇંડિયા હાઉસની ઘડીઓ ગણાવા લાગી પણ છતાં તેમણે કંઇ પ્રતિકાર ન કર્યો ઊલટું પોતાની લંડનમાંની મિલકત પારીસ ફેરવવા માંડી આથી હિંદી ક્રાન્તિકારીઓ તેમના પર છેડાયા ઉમર વધની હતી, તબિયત વણસી ગઇ હતી, છતાં પોતાના વિચારોમાં તે દૃઢ જ રહ્યા

એવામાં ૧૯૧૪માં મહાયુદ્ધના પગરણ પરખી, આગમચેતી વાપરી તે જીનીવા જઈ વસ્યા ત્યાં સ્વિસ સરકારના દબાણથી 'ઇંડિયન સોશ્યૉલૉજિસ્ટ' પત્ર બંધ થયું વિશ્વાસપાત્ર મિત્રોએ પણ દગો દીધો એવામાં મિત્રરાજ્યોની જીત થઈ અને તેમનું દિલ ભાંગી ગયું

છ વર્ષ બાદ ૧૯૨૦માં ફરી શરૂ થએલા 'સોશ્યૉલૉજિસ્ટ'માં તેમની નિરાશા સ્પષ્ટ વર્તાતી હતી ૧૯૨૩માં તે બંધ કરી પોતાની આર્થિક બાબત હાથ ધરી, અને શેરબજારના સફળ સોદા કરવા માંડ્યા ૧૯૩૦માં તબિયત છેક લથડી અને એ જ વર્ષે ૩૧મી માર્ચની સાંજે જીનીવામાં દેહ છોડ્યો ત્યાંના સેન્ટ જ્યૉર્જના સ્મશાનમાં તેમનો અગ્નિસંસ્કાર કરી ત્યાં જ તેમની ભસ્મ દાટવામાં આવી છે

દુરજન કી કિરપા બુરી, ભલો સજન કો ત્રાસ,
જબ સૂરજ ગરમી કરે, તબ બરસનકી આસ,

ફર્નિચરને નવેસરથી પૉલિશ કરતાં પહેલાં તેના ઊઝરડાએવા ભાગ પર અખરોટનો ગર ઘસી લેજો. ઊઝરડા નહિ રહે.

કલાકણિકા:
કલાનો વૈભવ માણસે છેક ક્યાં ક્યાં સુધી પહોંચાડ્યો છે! પાત્રો, પોષાકો, ઉપરકરો, ઓજારો, હથિયારો આદિ જે કાંઈ પોતાને ઉપયોગમાં આવનારી ચીજ છે તેને માનવીએ લુખ્ખી નથી રાખી. તેનું એક વધુ દૃષ્ટાંત આ મોટું ચિત્ર પૂરું પાડે છે. એ છે મ્હૈસુર તરફનો હાથીનો એક અંકુશ!

વેપાર માટે હિંદ આવીને પગદંડો જમાવતી યુરોપીય પ્રજાઓએ પાડેલા સિક્કાઓમાં ગયા અંકે પોર્ચુગીઝોનો સિક્કો આપ્યો હતો. આ પર ડેનલોકોનો એવો 'હિંદી-ડૅનિશ' સિક્કો આપેલો છે.

અનેકાર્થી શબ્દ: ઝીલ=ઊંડા પાણીની જગ્યા; છોળ કે છાલક; એક પ્રકારની વનસ્પતિ; સામો લણવાનું વાંસનું એક ઓજાર; તંબૂરાનો તાર; લાખે લીમોટી ખરણી.

ગણિતગમ્મત

એકથી માંડીને કોઈપણ રકમ સુધીના અંકોનો ક્રમિક સરવાળો જાણવા ૩૦૮મા અંકમાં એક યુક્તિ આપી છે. તેવી આ બીજી: જે રકમ સુધીનો સરવાળો જાણવો હોય તે છેલ્લી રકમને તેનાથી અર્ધી રકમ વડે ગુણી, ગુણાકારમાં ફરી તેટલી રકમ ઉમેરવી દા. ત. ૧ થી ૧૧ સુધીનો સરવાળો મેળવવા માટે

$$\frac{૧૧}{૧}\times\frac{૧૧}{૨}=\frac{૧૨૧}{૨}+\frac{૧૧}{૨}=\frac{૧૩૨}{૨}=૬૬$$

અપારદર્શક (ફ્રૉસ્ટેડ) કાચ મેલો થાય છે તે જલદી સાફ થતો નથી. સોડા બાઇ કાર્બમાં સ્હેજ પાણી નાખી જાડી રાબ જેવો તેનો રગડો લુગડાના પોતા વડે કાચ પર લગાડી સુકાવા દો. બેએક કલાક બાદ ગરમ પાણીથી ધોવાથી સ્વચ્છ થઇ જશે.

અકબરના દરબારના એક રૈસ ખાનખાનાંના આકર્ષક સૌંદર્યથી મુગ્ધ એક રૂપવતી સ્ત્રીએ પોતાની છબિ ચીતરી તેને મોકલી પોતાની સાથે શાદી કરવા વિનતિ કરી. તેના કારણમાં જણાવ્યું કે 'પરમાત્મા મને આપના જેવો રૂપાળો પુત્ર આપે.' સત્ત્વશીલ ખાનખાનાંએ કહેવડાવ્યું, 'શાદી કરવા છતાં આપણને સંતાન ન થવાનો, અથવા દીકરી થવાનો પણ સંભવ રહેલો છે માટે તમને જો પુત્ર જ જોઇતો હોય તો હું જ તમારો પુત્ર થવા તૈયાર છું. તમારી ઉંમર આવ્યે હું તમને માતા પ્રમાણે ગણીને મારી કમાણીમાંથી ભાગ મોકલતો રહીશ.'

કહેવતોના અર્થ: 'વડું વડું ખાય ને કાણાનો શોક પાળે.' એક વાણિયાને ત્યાં કોઈ પડોશીને ત્યાંથી વડાં આવ્યાં. ઘરમાં શોક હોવાથી સારી ચીજો ન ખાવાની પ્રણાલિકા હોય છે. પણ સ્વાદ આગળ વાણિયો તે ટાળી શક્યો નહિ, અને શોકનો પ્રતિબંધ માત્ર વડાના કાણા પૂરતો જ રાખવાનું મનમાં ભણું કરી વડાં આરોગ્યા. કોઇ ચાલી આવતી પ્રણાલિ, સામાજિક રીતરિવાજ, કે સૈદ્ધાંતિક બાબતોના પ્રતિબંધો પોતાના સ્વાર્થની આડે આવતા હોય ત્યારે, તેમાંથી છટકવા ખાતર, માત્ર દેખાવ કરવા પૂરતું, તેમાંની નિરર્થક વસ્તુઓનું પાલન કરવાનો કોઇ દંભ કરે, અને ખરા સત્ત્વનો દ્રોહ કરીને પોતાનો સ્વાર્થ પાર પાડી લે, એવાઓનો છળ ઉઘાડો પાડવા માટે આ કહેવત વપરાય છે.

નૂતન ચીનની નવી સ્થપાયેલી સામ્યવાદી સરકારે તાજેતરમાં ૧૮ પ્રકારની નવી ટિકિટ કાઢી છે તે પૈકીની એક નીચે આપી છે, જેના પર એ સરકારના પ્રમુખ માઓ-ત્સે તુંગની તસ્વીરની પાછળ દાતરડા-હથોડાની સંજ્ઞાવાળો લાલ ધ્વજ છે. બીજી ટિકિટો ઉપર અન્ય નેતાઓ, વિદ્રોહનાં દશ્યો અને જનતા-યુદ્ધનાં પ્રતીકોનાં આલેખનો છે (મોરારજીભાઇ દ. પટેલ)



ટિકિટ સંગ્રહ (અનુ૦ પૃ૦ ૩૦૮થી ચાલુ) આ રીતે ટિકિટ આબાદ સલામત રહી જશે. જો તે કાંઈક ચોંટી રહેશે તો કાગળનો ભાગ ટિકિટને ચોંટી રહેશે તે ઉખેડી નાખવા માટે ફરી પીંછી કે પૂમડાથી તે ભાગને થોડો ભીંજવી ઢીલો કરીને કપડા વડે ધીમેથી ઘસીને ઉપાડી લેવો.

આ રીતે ઉખેડેલી ટિકિટ ભીની હોય છે એટલે તેને તદ્દન કોરા બ્લૉટિંગ પેપર પર મૂકી, તે પર બીજો બ્લૉટિંગ રાખી, બે ચોપડીઓ વચ્ચે કે કોઈ વજન નીચે દબાણમાં થોડો વખત રાખવી, કોરી પડી જશે.

આ પદ્ધતિ તો સામાન્ય ચાલુ છાપવાળી (સ્ટીલ ઍન્ગ્રેવિંગની પદ્ધતિથી છાપેલી) ટિકિટો માટે ચાલે, પણ હમણાં હમણાં ઇંગ્લંડ, દક્ષિણ આફ્રિકા વગેરે કેટલાક દેશોની ટિકિટો આધુનિક ફોટોગ્રેવર પદ્ધતિથી છાપેલી હોય છે (મુંબાઈનું ઈવઝ્ટ્રેટેડ વીકલી છપાય છે એ જાતની છાપપદ્ધતિથી) એવી ટિકિટોના રંગ જાણીજોઈને કાચા રાખેલા હોય છે, કેમકે ઘણા લોકો નહિ જેવી છાપવાળી ટિકિટોને સાફસુફ કરી ફરી વાપરતા હતા. અટલે આ કાચા રંગવાળી ટિકિટો પર પાણી લાગતાં તેનો રંગ રેળાઈ જાય છે.

એવી ટિકિટોને ઉખેડવા માટે તેને મૂળ કાગળ સાથે જ કવર પરથી કાપી લેવી, અને પછી તેના ઉપરના ભાગને પાણી ન અડે એવી રીતે, એક રકાબીમાં ઠંડું પાણી ભરી તેમાં તે તરતી મૂકવી.

આમ કરવું ન ફાવે તો એક બીજો રસ્તો છે. ચોખ્ખા સફેદ બ્લૉટિંગ પેપરનો (શાહીના બિલકુલ ડાઘ વગરનો તદ્દન કોરો) કટકો લઇ, તેને પાણીથી સારી પેઠે ભીંજવી, તેના પર પેલી ટિકિટો મૂકીને તેની નીચેના કાગળને ઢીલો થવા દેવો, ને પછી હળવેથી ઉખેડી લેવો.

આ થઈ ચોંટેલી ટિકિટોની વાત. પણ સંગ્રહ કરનારાઓ પાસે તો ઘણીવાર બદલામાં આલબમમાં ચોડેલી ટિકિટો પણ આવે છે. આવી ટિકિટોની પાછળ સહેજસાજ કચરો કે જૂના આલબમનો કાગળ જો ચોંટેલો હોય તો તે ઉપરની પદ્ધતિથી ઉખેડી સાફ કરી નાખવો.

ટિકિટોની બાબતમાં એક બીજી વાત યાદ રાખવાની એ કે ટિકિટો જેમ ફાટેલી કે નુકસાનવાળી ન હોવી જોઇએ, અગર 'થિનિંગ' થઇને પાતળી પડી ગએલી ન હોવી જોઇએ, તેમ તેની પાછળનો ગુંદર પણ જેમનો તેમ તેટલો અખંડ રહેવો જોઈએ. કોરી ટિકિટોમાં આ ગુંદર જેટલો અખંડ તેટલું તેનું મૂલ્ય વધારે. એટલે કચરો ઉખેડતી વેળા કે નવેસરથી પોતાના આલબમમાં ચોડતી વેળા એ ગુંદરના ભાગને જેટલું ઓછું નુકસાન પહોંચે એટલું સારું.


કવર ઉપરની ટિકિટ ઉખેડવાની રીત : ટિકિટને કદિ કાગળ પરથી ખેંચવી નહિ, પણ ટિકિટને ઊંધી નાખી તેનો એક છેડો દબાવી રાખી કવરને ખેંચી ઉખેડવું. એથી ટિકિટ નહિ ફાટે.

કેટલીક વાર ભેજના કે એવા બીજા કારણે કોરી ટિકિટો આખી ને આખી સામા કાગળ પર ચોંટી જાય છે. આને માટે એક બે નુસખા છે. એક તો ઉપર જણાવ્યા મુજબ છીછરી રકાબીમાં ઠંડા પાણી પર તેને ચત્તી મૂકવી ને કાગળ ઢીલો પડે ત્યારે ઉખેડી લેવી. એ ન ફાવે તો ભીંજવેલા બ્લૉટિંગ પર મૂકવી. અથવા તો ટેબલના એક ખાનામાં એક રકાબીમાં પાણીમાં ભીંજવેલી વાદળી તથા રકાબીને પડખે, પણ બહાર, એ ચોંટેલી ટિકિટો બંનેને મૂકી લાંબા વખત સુધી ખાનું બંધ રાખવું. એથી પણ કાગળ ઢીલો થઇ ગુંદરને અખંડ રાખી ઊખડી આવશે.

ઉખેડેલી કે બદલામાં આવેલી ટિકિટોના ખૂણાને વળીને ગેડ પડી ગઇ હોય તો ડાઘડૂઘ વગરના તદ્દન સફેદ બે કાર્ડના ટુકડા વચ્ચે તેને મૂકી તે પર સહેજસાજ (બહુ ગરમ નહિ) ઇસ્ત્રી ધીમેથી ફેરવવી. એથી ગેડ ભાંગી જશે.

ટિકિટ પર મેલના કે એવા ડાઘ પડીને તે ગંદી થઇ ગઇ હોય તો દવાવાળાને ત્યાંથી કે કોઇ દાક્તર મિત્રને ત્યાંથી થોડું હાઇડ્રોજન પેરૉક્સાઈડ લાવી, પીંછીથી હળવે હળવે લગાડવાથી મેલ નીકળી આવશે. ચિકાશવાળા ડાઘ, તેને તદ્દન ચોખ્ખા બેન્ઝોઇનમાં પલાળવાથી નીકળી જશે. આ બેન્ઝોઈન વાપરતી વખતે તેને ગરમી કે જ્વાળાથી દૂર રાખવું. (ચાલુ)



# કુમારની કોથળીઓ

અનેક રીતે ઉપયોગમાં આવતી હોવાથી લોકો એને કાળજીથી સંઘરે છે એ અમે જાણીએ છીએ અને તેમાં યે હમણાંહમણાં એના ઉપર મહિનેમહિને ઋતુઋતુનાં રંગ આલેખતાં સુશોભનો બદલાવા માંડ્યા છે ત્યારનું એ આકર્ષણ વધ્યું પણ છે પણ, પણ અમને એક વાત સમજાતી નથી. જે કોથળીને આટલી બધી કાળજીપૂર્વક સંઘરી રાખવાની આપ ચીવટ રાખો છો, એ જ કોથળી ઉપર, આપના નામ સરનામાને બરોબર મથાળે જ, આપનો 'ગ્રાહક નંબર' લખેલો હોય છે તે યાદ રાખવાની કે નોંધી લેવાની ચીવટ આપ કેમ નહિ રાખતા હો? ડાયરીમાં એક ખૂણે એ નંબર નોંધી રાખો, ને લવાજમ મોકલતી વેળા કે કોઇ પત્રવ્યવહાર કરતી વેળા અમને એ લખી જણાવો તો અમારી કેટલી મોટી જહેમત બચી જાય છે એનો આપને ખ્યાલ કદાચ નહિ હોય. આપને તો એથી કશી જ ખાસ તકલીફ નથી પડવાની, પણ અમારી તો, હજારોના સમુદાયમાંથી આપનું નામ શોધી કાઢવાની મોટી જહેમત બચી જશે. આભાર

# શિલ્પ-પરિચય



**કલાનાં રૂપ અને રહસ્યદર્શન કરાવતી પ્રવેશપોથી**

'કુમાર'ના વાંચકોને બે વર્ષ સુધી પ્રિય અને પ્રેરક થઈ પડેલી, વિખ્યાત કલાવિવેચક પ્રા. શ્રી અર્ધેન્દ્રકુમાર ગાંગુલીની લખેલી, કલામર્મે સમજાવતી લેખમાળા હવે પુસ્તકાકારે બહાર પડી છે. કલારસિકો, રસદૃષ્ટિના અભ્યાસી વિદ્યાર્થીઓ, ચિત્રશિક્ષકો, બધી માધ્યમિક શાળાઓ, પુસ્તકાલયો વગેરેને ઉપયોગી, ખીચોખીચ લખાણ સાથે લગભગ ૨૦૦ ચિત્રોથી બરચક, મૂલ્યવાન, સંગીન અને સમૃદ્ધ મીમાંસાપોથી. પાકા પૂઠામાં

કિંમત રૂ. ૩-૦-૦, રજિ. પોસ્ટેજ ૦-૮-૦. કુમાર કાર્યાલય લિમિટેડ

---

# ગુજરાતી પ્રકાશનોમાં અપૂર્વ તો એ છે જ, . . . . પણ

, મરાઠી, બંગાળી, કન્નડ, તામિલ, તેલુગુ, ઉર્દૂ કે હિંદની કોઈપણ પ્રાંત-ભાષામાં

—અરે ખુદ અંગ્રેજીમાં પણ **અજંતાના કલામંડપો**

**ઉપર આટલું સમૃદ્ધ અને છતાં આટ**
**સસ્તું એક પણ પ્રકાશન થયું નથી**

નીચે આપેલી થોડી જ વિગતોથી એની ખાત્રી થશે



ત્રિરંગી ચિત્રો . . .

બીજાં ચિત્રો તથા ફોટાની આર્ટપ્લેટો . . . ૧

સામે બાજુમાં આપેલા નમૂના મુજબનાં
પાને પાને વેરાએલાં રેખાંકનો . . . . . . ૨

શ્રી રવિશંકર રાવળ જેવા ગમંજ્ઞ કલાકારે લખેલું
કાકાસાહેબ કાલેલકરના એક ચિત્રરહસ્ય સ

આ બધું માત્ર ત્રણ રૂપિયા
(પોસ્ટેજ જુ

અને . . . આ હવે છેલ્લી આવૃત્તિ જ છે; 
એમાંની અમુક સામગ્રી હવે મેળવવી શકય નં
અને તેથી ગણત્રીની જ નકલો નીકળી શકી

કુમાર કાર્યાલય લિમિટેડ - અમદાવ

# સંકેત-લિપિઓ

લેખક
કરણસિંહ ગોવિંદસિંહ ચુડાસમા

ખાસ સંદેશાઓ મોકલવા માટેની જે વિવિધ પદ્ધતિઓ પ્રાચીન કાળમાં પ્રચલિત હતી તે પૈકી બે કરપલ્લવી ને ન્યુજ-સંદેશ આપણે આગાઉના હપતામાં જોઇ ગયા. ત્રીજી દુંદુભિ-સંદેશ, એટલે કે ઢોલ મારફતે સંદેશો મોકલવાની પદ્ધતિ સમજીએ તે પહેલાં આધુનિક કાળમાં દુનિયાભરમાં પ્રચલિત ટેલીગ્રાફ-ની-તારની લિપિનો પરિચય પણ મેળવી લઇએ. દુંદુભિ-સંદેશની સંજ્ઞાઓ લગભગ એવી હોવાથી એ સમજવી આથી સરળ પણ પડશે.

જેણે તાર ઑફિસ જોઈ હશે તેમણે ત્યાંના ટેબલ ઉપરના નાના વીજળિક યંત્રો ઉપરનો એક પિત્તળનો દાંડો દબાવીને તેમાંથી કડ-કડાટ કરતા અવાજો નીકળતા સાંભળ્યા હશે. એ કડકડાટ એ જ તાર-ટેલીગ્રાફની સંકેત લિપિ.

તેમાં દાંડાની ઠેસીને દબાવીને તરત મૂકી દેવાથી 'કડ' એવો અવાજ નીકળે; અને દબાવીને થોડી વાર રહીને પછી મૂકી દેવાથી 'કટ' અવાજ નીકળે છે. આ 'કડ' અને 'કટ' એ બે અવાજોને આડા-અવળા, ઉલટાસુલટા અને વિવિધ સંખ્યાઓમાં ગોઠવીને ABCDની રોમન લિપિના બધા અક્ષરો, અંકો વગેરેના સંકેતો યોજ્યા છે. તેને આંખેથી સમજવા માટે 'કડ' અવાજને માટે · આવું ટપકું, અને 'ક...ટ' અવાજને માટે — આવી આડી લીટી યોજવામાં આવી છે. એક 'ક ..ટ' એટલે ત્રણ 'કડ', એ રીતે તેમના અવાજના સમયનું માપ ગણેલું છે. એ આખી લિપિ નીચે મુજબ છેઃ

| | સંકેત | અવાજ |
|---|---|---|
| | · — | કડ ક..ટ |
| | — · · · | ક...ટ કડ કડ કડ |
| | — · — · | ક...ટ કડ ક...ટ કડ |
| H | — — — — | ક...ટ ક...ટ ક...ટ ક...ટ |
| | — · · | ક...ટ કડ કડ |
| | · | કડ |
| | · · — · | કડ કડ ક..ટ કડ |
| | — — · | ક...ટ ક...ટ કડ |
| | · · · · | કડ કડ કડ કડ |
| | · · | કડ કડ |
| | · — — — | કડ ક...ટ ક...ટ ક...ટ |
| | — · — | ક...ટ કડ ક...ટ |
| | · — · · | કડ ક...ટ કડ કડ |
| | — — | ક...ટ ક...ટ |
| | — · | ક...ટ કડ |
| | — — — | ક...ટ ક...ટ ક...ટ |
| | — — — · | ક...ટ ક...ટ ક...ટ કડ |
| | · — — · | કડ ક...ટ ક...ટ કડ |
| | — — · — | ક...ટ ક...ટ કડ ક...ટ |
| | · — · | કડ ક...ટ કડ |
| | · · · | કડ કડ કડ |
| | — | ક...ટ |
| | · · — | કડ કડ ક...ટ |
| | · · · — | કડ કડ કડ ક...ટ |
| | · — — | કડ ક...ટ ક...ટ |
| X | — · · — | ક..ટ કડ કડ ક...ટ |
| Y | — · — — | ક..ટ કડ ક..ટ ક..ટ |
| Z | — — · · | ક..ટ ક...ટ કડ કડ |

અંકોની સંજ્ઞા

| | સંકેત | અવાજ |
|---|---|---|
| 1 | · — — — — | કડ ક...ટ ક..ટ ક...ટ ક...ટ |
| 2 | · · — — — | કડ કડ ક...ટ ક..ટ ક..ટ |
| 3 | · · · — — · | કડ કડ કડ ક...ટ ક...ટ |
| 4 | · · · — | કડ કડ કડ કડ ક...ટ |
| 5 | · · · · · | કડ કડ કડ કડ કડ |
| 6 | — · · · · | ક...ટ કડ કડ કડ કડ |
| 7 | — — · · · | ક...ટ ક...ટ કડ કડ કડ |
| 8 | — — — · · | ક...ટ ક...ટ ક...ટ કડ કડ |
| 9 | — — — — · | ક..ટ ક...ટ ક...ટ ક...ટ કડ |
| 0 | — — — — — | ક...ટ ક...ટ ક...ટ ક...ટ ક...ટ |

વિરામ ચિહ્નો અને બીજી સંજ્ઞાઓ

| | સંકેત | અવાજ |
|---|---|---|
| . | · — · — · — | કડ ક...ટ કડ ક...ટ કડ ક...ટ |
| , | — — · · — — | ક...ટ ક...ટ કડ કડ ક...ટ ક...ટ |
| ; | — · — · — · | ક...ટ કડ ક...ટ કડ ક...ટ કડ |
| : | — — — · · · | ક ..ટ ક...ટ ક...ટ કડ કડ કડ |
| ? | · · — — · · | કડ કડ ક...ટ ક...ટ કડ કડ |
| ! | — — · · — — | ક...ટ ક...ટ કડ કડ ક...ટ ક...ટ |
| ' ' | · — — — — · | કડ ક...ટ ક ..ટ ક ..ટ ક ..ટ કડ |
| — | — · · · · — | ક...ટ કડ કડ કડ કડ ક...ટ |
| " " | · — · · — · | કડ ક...ટ કડ કડ ક...ટ કડ |
| ખોટો અક્ષર | · · · · · · · · | કડ કડ કડ કડ કડ કડ કડ કડ |
| રાહ જુઓ | · — · · · | કડ ક...ટ કડ કડ કડ |
| સંદેશ પૂરો | · · — · — | કડ કડ ક...ટ કડ ક...ટ |
| (કૌંસ) | — · — — · — | ક...ટ કડ ક ..ટ ક...ટ કડ ક...ટ |

તારની આ સંકેત લિપિનો શોધક સૅમ્યુઅલ ફિન્લે મોર્સ નામે એક અમેરિકન હતો. તેના નામ પરથી એ લિપિ 'મોર્સ-કોડ'ના નામથી જાણીતી છે. એનું વિસ્તૃત ચરિત્ર 'કુમાર'ના એક ઘણા જૂના અંકમાં આવી પણ ગયું છે. ૧૭૯૧ની ૨૭મી એપ્રિલે તે જન્મેલો. ઇંગ્લંડમાં કળાનો અભ્યાસ કરી તેણે ન્યૂ યૉર્ક જઇને તસવીર-કલાકાર તરીકે ધંધો શરૂ કર્યો. પણ નાનપણથી જ વિજ્ઞાનનો શૉખ હોવાથી વીજળીના કેટલાક અખતરાઓ કરતાં કરતાં તેને વીજળીની મદદથી સંદેશાઓ મોકલવાની શકયતા જણાઇ, એટલે મથામણ કરીને તેણે ઉપર જણાવ્યું તેવું 'કડ-ક...ટ'ના સંકેતો દ્વારા સંદેશો મોકલી શકે તેવું યંત્ર બનાવ્યું અને એ બે અવાજોમાં સંકેત-લિપિ યોજી કાઢી. તેના અખતરા તરીકે ઈ.૧૮૩૫માં તેણે ન્યૂ યૉર્ક યુનિવર્સિટીમાં અરધા માઈલનો તારવ્યવહાર ચલાવી બતાવ્યો, એટલે અમેરિકન કૉંગ્રેસે ૧૮૪૩માં તેની આ શોધ માટે નાણાં મંજૂર કર્યાં અને બીજે વર્ષે વૉશિંગ્ટનથી બાલ્ટીમોર સુધીની તાર લાઈન નંખાઇ. તેમાં ઈ.૧૮૪૪ના મેની ૨૪મી તારીખે દુનિયાનો પહેલો તાર-સંદેશ નીચેના શબ્દોમાં ઉતર્યો: 'What hath God wrought?' આજ એક સૈકામાં તો એ દુનિયાભરના દેશોમાં સર્વવ્યાપી સંકેત-લિપિ બની ગઈ છે.(ચાલુ)

## શ્રમશીલતાની પરાકાષ્ઠા સમી રમત

# મૅરથૉનની ૨૬ માઈલ દોડ

લેખક
વાસુદેવ ભટ્ટ



૩ા કલાકમાં સતત ૨૬ માઇલ દોડી પહેલા આવનાર અરવિંદભાઈ લક્ષ્મણભાઈ રાઠોડ

જરા વિચાર તો કરી જુઓ: એક-બે નહિ પણ છવ્વીસ માઈલની દોડ!

આનંદ આપતી કોઈ ફિલ્મ જોવા માટે પણ સતત બે-અઢી કલાક બેસી રહેતાં ઘણાને થાક લાગતો હશે, ત્યારે આ તો સવા ત્રણ કલાક સુધી સતત દોડયે જ રાખવાની વાત થઈ! કેટલાકને તો એ ગળે પણ નહિ ઊતરે, પણ એ 'હકીકત' છે કે આ દુનિયામાં, અને આપણા ગુજરાતમાં, એકીસાથે છવ્વીસ-છવ્વીસ માઇલ દોડનારા પડયા છે!

સમગ્ર દુનિયાનો મોટામાં મોટો ખેલકૂદ-ઉત્સવ તે વિશ્વ-ઑલિમ્પિક-ઉત્સવ. એ ઉત્સવમાં જેનો સમાવેશ કરવામાં આવેલો છે તે આ લાંબી દોડ (મૅરથૉન)નું પૂરું અંતર ૪૨,૧૯૫ મીટર એટલે કે ૨૬ માઈલ ને ૩૮૫ વાર હોય છે. એ અંતર દોડવા માટે ત્યાં તો થોકબંધ યુવાનો મેદાને પડે છે. ઑલિમ્પિક-ઉત્સવમાં એ જવાંમર્દોને દોડતા જોવા એ એક લહાવો ગણાય છે.

આ તો સમસ્ત દુનિયાના આંકની વાત થઈ; પણ ખુદ ગુજરાત અને અમદાવાદમાં પણ એ ૨૬ માઈલ દોડનારા પડયા છે એની સાબિતી તાજેતરમાં જ મળી.

ગઈ તા. ૨૯મી નવેમ્બરે પરોઢિયે છ વાગ્યે અમદાવાદના વિખ્યાત કાંકરિયા તળાવને કાંઠે કેટલાક યુવાનોનું ટોળું જમા થયું હતું. સવારના સાડા છ વાગતાં સુધીમાં તો એક ઍમ્બ્યુલન્સ કાર, એક મોટર, એક મોટર-સાઇકલ અને આઠ-દસ સાઈકલો એ જગ્યાએ હાજર થઇ ગયાં. સાદ પડયો: 'છવ્વીસ માઇલ દોડના હરીફો તૈયાર થઈ જાય!' વારાફરતી ત્રણ યુવાનો બહાર આવ્યા. તેમને ઍમ્બ્યુલન્સ કારમાં બેસાડી એક ડૉકટરે તેમની શારીરિક પરીક્ષા કરી અને એ ત્રણેને દોડવા માટે લાયક ઠરાવ્યા. પોણા સાત વાગ્યે ફરી સાદ પડયો: 'દોડનારા હરીફ ભાઇઓ પ્રસ્થાન-રેખા ઉપર આવી જાય.'

ત્રણે યુવાનો પ્રસ્થાન-રેખાએ આવી પહોંચ્યા. પ્રસ્થાનકારે (દોડ શરૂ કરાવનાર પંચે) દોડવાની સંજ્ઞા આપી, સમય નોંધનાર અધિકારીઓએ અટક-ઘડી (સ્ટૉપ-વૉચ) ચાલુ કરી અને દોડ શરૂ થઇ.

આગળ, લાલ વાવટા સાથે એક મોટર 'પાયલટ-કાર' તરીકે નીકળી. તેની પાછળ ત્રણ દોડનારા અને તેમની સાથે બબ્બે સાઇકલિસ્ટો મોસંબીની થેલીઓ સાથે રસ્તે પડયા.

કાંકરિયા તળાવનાં બે ચક્કર પૂરાં થયાં. સવારમાં ફરવા આવેલ થોડાઘણા લોકો આશ્ચર્ય સાથે આ ખેલ જોઈ રહ્યા હતા. હરીફાઈના સંચાલકોને ખાતરી હતી કે બહુ લોકો જોવા આવવાના જ નથી અને તેથી લોકો જો દોડનારા પાસે ના આવે તો દોડનારાને લોકો પાસે લઈ જવાનું નક્કી કર્યું હતું. આથી કાંકરિયાને બે ચક્કર લગાવ્યા બાદ દોડનારાનો માર્ગ મણિનગર તરફ આંકેલો. મુખ્ય માર્ગે મણિનગર સ્ટેશન પર પહોંચી બાજુના રસ્તેથી પાછા કાંકરિયે! ત્યાંથી રાયપુર દરવાજે થઈ આસ્તોડિયા માર્ગે વિક્ટોરિયા ગાર્ડન આગળથી લાલ દરવાજા અને ભદ્ર આવી, સીધા જાહેર રાજમાર્ગે ગાંધીરોડ પર. તે પૂરો કરી પાંચકૂવા દરવાજાની બહાર માધવબાગ પાસે થઈ, ગોમતીપુરના પૂલ પરથી સરસપુર ઊતરી, ત્યાંના દરવાજે હાથ દઈ, કાલુપુરનો પૂલ ઊતરીને પ્રેમદરવાજા, ઈદગા ચોકી અને ગિરધરનગરને માર્ગે શાહીબાગ. ત્યાંથી ડૅફ કૅમ્પ, માં સદરબજાર પાર કરી પાછા ભીમનાથ અને ત્યાંથી સાબરમતીના રેલવે પૂલ પાસે બૅરોનેટના બંગલા આગળ થઇ પોલીસ હેડ કવૉર્ટર્સ.

ત્યાંથી સીધા દિલ્હી દરવાજે થઈ શાહપુર દરવાજાને માર્ગે ગાંધીપૂલ વટાવી સ્વસ્તિક સોસાયટી પહોંચ્યા ત્યાં તો દિવસ ચડી ગયો હતો, પણ પેલા ત્રણ જણા હજી લેશમાત્ર થાકતા જણાતા




અમદાવાદ—મૅરથૉન શરતની દોડનો નકશો: જેની ૨૬ માઈલ દોડમાં અમદાવાદનાં બધાં જ અગત્યના સ્થળો આવરી લેવામાં આવ્યાં છે.

# પ્રાચીન નાટ્યશાસ્ત્ર — સ્ત્રી-પુરુષ-પ્રકૃતિ

તથા તેની અનુષંગી અન્ય કળાઓનો પરિચય આપતી લેખમાળા ——— લેખક ——— હપતો ૪૦મો

યોગેન્દ્ર પ્રિયદર્શી

જગતનાં પ્રાણીમાત્ર-અર્થાત્ મનુષ્ય, પશુ, પંખી વગેરે જીવો નર તથા નારી એવા બે ભાગમાં વહેંચાએલાં છે. મનુષ્ય જાતિના આ બે ભેદોને સ્ત્રી તથા પુરુષ કહે છે. એ તો આપણે જાણીએ છીએ. સ્ત્રી પુરુષ વચ્ચેનો ભેદ પ્રાચીન નાટ્યશાસ્ત્રમાં તેમના આટલા પ્રાકૃતિક ગુણો દ્વારા દર્શાવ્યો છે.

**સ્ત્રી-ગુણ :** કોમળતા, માર્દવ, સુંદરતા વગેરે સ્ત્રીઓનો ગુણ છે. વળી સહનશીલતા તથા સ્વાર્પણ (આત્મ-સમર્પણ) સ્ત્રીઓના મુખ્ય ગુણ ગણાયા છે

**પુરુષ-ગુણ :** વીરત્વ, બળ, સાહસિકતા, સ્પર્ધા, ઔદાર્ય, અહંકાર તથા ગૌરવ વગેરે પુરુષોના ગુણ કહ્યા છે. ટૂંકમાં સર્વ પ્રકારની સુકુમારતાને સ્ત્રીઓના ગુણ અને સર્વ પ્રકારની ખડતલતાને પુરુષોના ગુણ કહ્યા છે. બીજી રીતે કહેતાં તો રૂપ તથા શીલને સ્ત્રીઓનું ભૂષણ કહ્યું છે તથા વીરત્વ અને સ્પર્ધાને પુરુષોનું ભૂષણ કહ્યું છે.

જગતનાં પ્રાણીમાત્ર જેમ બે વિભાગમાં વહેંચાએલાં છે તેમ જગતની વસ્તુમાત્ર ઉત્તમ, મધ્યમ તથા અધમ એવા ત્રણ વિભાગમાં વહેંચાએલી છે. આ વિભાગીકરણ સત્ત્વ, રજસ તથા તમસ નામનાં ત્રણ તત્ત્વોને અનુષંગીને થએલું છે. આ ત્રણ તત્ત્વો સૃષ્ટિમાં સર્વત્ર પથરાએલાં છે આથી જ સૃષ્ટિ સત્ત્વ, રજસ તથા તમસ એવા ત્રણ તત્ત્વોમાંથી બનેલી કહેવાય છે.

આથી દરેક વસ્તુની જેમ મનુષ્યપ્રકૃતિના પણ સાત્ત્વિક, રાજસિક તથા તામસિક એવા ત્રણ ભેદ કરેલા છે. (૧) શાંતરસપ્રધાન કારુણ્યમય અને સ્થિરમૂર્તિને સાત્ત્વિક કે સત્ત્વગુણી જણાવ્યો છે; (૨) વીરરસપ્રધાન, અનુરાગમય ગૌરવમૂર્તિને રાજસિક કે રજોગુણી [illegible]ણાવ્યો છે; અને (૩) રૌદ્રરસપ્રધાન, કટુસ્વભાવી ચંડમૂર્તિને તામસિક કે તમોગુણી જણાવ્યો છે.

જગતના સર્જક, પાલક તથા સંહારક તરીકે ગણાતા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની ત્રિપુટી વસ્તુતઃ આ ત્રણ તત્ત્વોના આવિષ્કરણ કે પ્રતિનિધિ રૂપ છે. સામાન્ય રીતે મનુષ્યજાતિમાં બ્રાહ્મણ સાત્ત્વિક, ક્ષત્રિય રાજસીક તથા ચાંડાલને તામસિક ગણાય છે. વળી સાત્ત્વિક પુરુષ ત્યાગી, રાજસિક પુરુષ ભોગી તથા તામસિક પુરુષ ઉદ્યોગી હોય છે.

આ સાત્ત્વિક, રાજસિક તથા તામસિક પ્રકૃતિવાળાને સામાન્ય વ્યવહારમાં આપણે ઉત્તમ, મધ્યમ તથા અધમ માણસો તરીકે ઓળખીએ છીએ. અર્થાત ઉપર કહ્યું તેમ આ ઉત્તમ, મધ્યમ ને અધમના ભેદો ઉપરના આ ગુણોને આધારે જ પાડવામાં આવેલા છે. શાસ્ત્રમાં તેમનાં લક્ષણો પણ આપ્યાં છે.

**ઉત્તમ પુરુષ :** ગાંભીર્ય, ધૈર્ય, કારુણ્ય, ઔદાર્ય, દાક્ષિણ્ય, ત્યાગ વગેરે ગુણોયુક્ત જીતેન્દ્રિય પુરુષ. વળી નાના શાસ્ત્રસંપન્ન (વિવિધ શાસ્ત્રો ભણેલો), વિવિધ કલાઓ તથા ધર્માધર્મ સમજવામાં વિચક્ષણ, તેમજ સ્વભાવ તથા આચરણમાં શ્રેષ્ઠ હોય તે.

**મધ્યમ પુરુષ :** મધુર, જ્ઞાનસંપન્ન, લોકાચારને જાણનાર તથા મધ્યમ પ્રકૃતિના ગુણોવાળો.

**અધમ પુરુષ :** દુઃશીલ (ખરાબ સ્વભાવવાળો), દુરાચારી (ખરાબ આચરણવાળો), કુસત્વ (બાયલો) અલ્પબુદ્ધિ, ક્રોધી, કૃતઘ્ની, ઘાતકી, રુક્ષ-વચની, ઉદ્ધત, અભિમાની, સ્ત્રીલોલ (લંપટ), વ્યસની, કલહપ્રિય (કજિયાખોર), ચાડિયો, પાપકર્મી, અન્યનું પડાવી લેવાની દાનતવાળો વિગેરે સર્વ દુર્ગુણસંપન્ન.

એ જ રીતે સ્ત્રીની ત્રણ પ્રકૃતિ નીચે મુજબ છે:

**ઉત્તમા :** ઉત્તમ ગુણ, શીલ તથા કુળવાળી સ્ત્રી, જે મૃદુસ્વભાવી, સસ્મિતા, ચપલા (ચતુર), પરિમિતા (મર્યાદાવાળી), દક્ષા (ડાહી), સલજ્જ (લજ્જાયુક્ત), વિનયાન્વિતા (વિનયશીલ), ગંભીરા, ધૈર્યા (ધીરજવાળી) તથા રૂપમાધુર્યા હોય તે. ઉપરાંત નીચેના ગુણોવાળી સ્ત્રીને પણ ઉત્તમા કહી છે. શાંત સ્વભાવા (અપ્રિય થવા છતાં જે શાંત રહે કે રોષમાં પણ મૌન રહે – ક્રોધ પામે નહિ તેવી સ્ત્રી), કાર્ય-કાલ-વિશેષજ્ઞા (કાર્યને સમજનારી તથા સમય અનુસાર ચાલનારી), કલાશિલ્પ-વિશારદા (કલા-વિષયોમાં પ્રવીણ) તથા ઉત્તમ કુળ તેમજ ધનવાળા પણ જેની કામના કરે તેવી સ્ત્રી.

**મધ્યમા :** બહુ ઉત્કૃષ્ટ નહિ કે બહુ નિકૃષ્ટ નહિ તેવા મધ્યમ પ્રકારના સ્વભાવ તથા ગુણોવાળી સ્ત્રી વળી પુરુષની કામના કરનાર તથા પુરુષ જેની કામના કરે તેવી, કામોપચારકુશલા સ્ત્રીને પણ મધ્યમા કહી છે. તેને પ્રતિપક્ષની ઈર્ષ્યા કરનારી તેમજ ઘડીમાં કોપાયમાન તથા ઘડીમાં પ્રસન્ન થનારી (ક્ષણકોપાક્ષણપ્રસાદા) પણ જણાવી છે.

**અધમા :** રુક્ષા (વાણી વર્તન તથા દેખાવમાં કર્કશા), અસ્થાનમાં હસનારી, ઉતાવળે ચાલનારી, ઉદ્ધત, ક્રોધી, ક્રૂર સ્વભાવવાળી તથા અધમ પુરુષોનાં અન્ય સર્વ લક્ષણોયુક્ત સ્ત્રીને અધમા છે. આ ઉપરાંત તેમાં અન્ય લક્ષણો પણ કહ્યાં છે: જેમકે અતિમાનિની (અતિ માનવાળી), પરુષા (દુષ્ટ વચનો બોલનારી), દીર્ઘરોષા (લાંબો સમય રોષ રાખનારી) તથા કારણ વગર ક્રોધ કરનારી વગેરે.

આવતા હપતામાં આપણે સ્ત્રીસ્વભાવ અનુસાર સ્ત્રીઓના વિવિધ પ્રકારો જોઈશું.

---

## ઉનાળા કરતાં શિયાળામાં ટાઢ વધારે શાથી પડે છે?

ઘણા લોકો એમ માને છે કે ઉનાળા કરતાં શિયાળામાં સૂર્ય પૃથ્વીથી દૂર જવાથી શિયાળામાં ટાઢ પડે છે. પણ આ માન્યતા ખોટી છે એથી ઊલટું શિયાળામાં તો સૂર્ય ઉનાળાના કરતાં પૃથ્વીની વધુ નજીક હોય છે. આમ છતાં તેમ થવાનું કારણ એ છે કે પૃથ્વીની ધરી સીધી ન હોઈ સહેજ વાંકી હોવાથી જુદાજુદા સમયે પૃથ્વીનો જુદોજુદો ભાગ સૂર્યની તરફ ઝૂકેલો હોય છે. ઉનાળા અને શિયાળામાં ઉષ્ણતામાનમાં ફેરફ થવાનું મુખ્ય કારણ છે જ્યાં સૂર્યનાં કિરણો ત્રાંસાં પડે છે ત્યાં ગરમી ઓછી હોય છે અને જ્યાં સીધાં પડે છે ત્યાં વધારે હોય છે. પૃથ્વીની ધરી વાંકી હોવાને કારણે વરસનો અરધો ભાગ ઉત્તર ગોળાર્ધનો ભાગ સૂર્ય તરફ ઝૂકેલો હોવાથી ત્યાં સૂર્યનાં કિરણો સીધાં પડે છે જેથી ત્યાં ઉનાળો હોય છે અને તે જ વખતે દક્ષિણ ગોળાર્ધમાં કિરણો ત્રાંસાં પડતાં હોવાથી ત્યાં શિયાળો હોય છે. વરસના બીજા અરધા ભાગમાં આથી ઉલટી સ્થિતિ હોય છે. જો પૃથ્વીની ધરી સીધી અને તેની મધ્યરેખાને કાટખૂણે હોત તો આ પ્રમાણે ન થતાં, ફક્ત વિષુવવૃત્ત આગળ કાયમ ઉનાળો રહેત અને બંને ધ્રુવ આગળ કાયમ શિયાળો હોત.

# નાતાલ

[૧૩]



[ખોળામા બેઠેલા બાળક ઈશુ સાથેના 'માતૃમૂર્તિ મેરી' એ ખ્રિસ્તિ ધર્મના અનેક ચિત્રકારોનો ચિત્રવિષય બનીને ઘણી નાગી કલાકૃતિ તેના પર થયેલી છે. આ ઉપર એ જ પ્રસંગનુ છાયાચિત્ર છે. એક જર્મન કલાકારે કાળા કાગળમાથી કોતરેલી કલાકૃતિ છે. એમા ખોળામા બાળ ઈશુ સાથે માતા મેરી વૃક્ષકુંડ નીચે બેઠેલા છે, અને બન્નેના ચહેરાની આસપાસ આભામંડળ છે. પાછળ ભરવાડ ઊભેલો છે.]

હિંદુ ધર્મની જેમ ખ્રિસ્તી ધર્મમા પણ જે કેટલાક તહેવારો છે તેમા વ્યાપકતા, લોકપ્રિયતા ને ઉદાત્તતાની દૃષ્ટિએ સૌથી મહત્ત્વનો અને મોટો તહેવાર તે નાતાલ (Christmas). ક્ષમા ને દયાનો સંદેશ જગતને આપનાર પ્રેમમૂર્તિ ઈશુ ખ્રિસ્તના જન્મોત્સવ તરીકે પળાતો આ તહેવાર દરેક ખ્રિસ્તી ભાવપૂર્વક ઊજવે છે.

ઈ. સ. પૂર્વે ૪ની સાલમા કુમારી મરિયમ(Mary)ને પેટે બેથ્લેહેમ ગામની એક ગમાણમા ઈશુ ખ્રિસ્તનો જન્મ થયેલો. ઈશ્વરની વિભૂતિ સ્વરૂપ કરતા એ પુરુષે વહેલી ઉમરથી જ પોતાના જમાનાના જ્ઞાનીઓ ને સાધુપુરુષોને અનેક પ્રશ્નો પૂછી સ્વતંત્ર રીતે ધાર્મિક બાબતનુ મથન શરૂ કર્યું. એને પરિણામે જે કંઈ જીવનદૃષ્ટિ તેમને લાધી તેનો પ્રચાર તેમણે શરૂ કર્યો. પૃથ્વી પર સ્વર્ગ નિર્માણ કરવાની આરઝૂથી તેમણે શાંતિ, ક્ષમા અને પ્રેમનો સંદેશ લોકોને આપ્યો. પણ તેમની એ ઉદાત્તતા એ વખતનો રૂઢિચુસ્ત સમાજ જીરવી ન શક્યાથી ઈશુને ક્રૂસ પર ચડવુ પડ્યુ. એ કારુણ્યમૂર્તિના મૃત્યુ પછી તેમના જે ઉપદેશો સંઘરાયેલા હતા તેના નામે એક નવો ધર્મસંપ્રદાય શરૂ થયો. એ આજનો ખ્રિસ્તી ધર્મ.

આજે ખ્રિસ્તીઓ તો જોકે ૨૫મી ડિસેમ્બરે ઈશુ ખ્રિસ્તનો જન્મોત્સવ ઊજવે છે, પણ ઈશુના જન્મદિવસની ચોક્કસ તારીખ મળતી નથી એ એક આશ્ચર્ય છે. ઈશુના મૃત્યુ પછી છેક ૪થી સદીમા તેમના જન્મદિવસનો ઉત્સવ ઊજવાવો શરૂ થયો હોય એમ લાગે છે. જોકે તે વખતે પણ કઈ ચોક્કસ તારીખે તે ઊજવવો તે બાબત એકમત નહોતો. કેટલાક ૬ઠ્ઠી જાન્યુઆરીએ ઊજવતા, કેટલાક ૨૫મી ડિસેમ્બરે, તો વળી બીજા ૨૫મી માર્ચે ઊજવતા. પણ પછી ૨૫મી ડિસેમ્બર જ આ તહેવાર માટે નિશ્ચિત તારીખ ગણાવા લાગી. તેના બે કારણો હતા. તે કાળે સૌથી આગળપડતા રોમન લોકો મિથ્રેઇઝમ નામના ધર્મના ઉપાસક હતા અને તે ૨૫મી ડિસેમ્બરે સૂર્યદેવનો જન્મોત્સવ ઊજવતા. પણ પાછળથી જ્યારે મિથ્રેઇઝમ લય પામી ખ્રિસ્તી ધર્મ પ્રચલિત બન્યો ત્યારે ખ્રિસ્તીઓએ ૨૫મી ડિસેમ્બરને જ ઈશુના જન્મોત્સવ તરીકે પસંદ કરી. વળી ઇંગ્લંડમા તો ખ્રિસ્તી ધર્મના પ્રાદુર્ભાવ પહેલા પણ તેમનુ નવુ વર્ષ ૨૫મી ડિસેમ્બરે જ શરૂ થતુ હોવાથી ત્યા મોટો ઉત્સવ તો કરતા જ હતા. તેથી ત્યાના લોકોએ પણ એ જ દિવસ આ તહેવાર માટે પસંદ કર્યો. આમ, ધીમેધીમે ૨૫મી ડિસેમ્બર તેને માટે નિશ્ચિત થઈ.

પ્રારંભમા આ તહેવાર રોમની આસપાસના પ્રદેશમા ઊજવાવો શરૂ થઈ ધીમેધીમે ભૂમધ્ય સમુદ્રના કાંઠાનો પ્રદેશ એલેક્ઝાન્ડ્રિયા, જેરૂસલેમ એમ બાકીના ખ્રિસ્તી ધર્મના વિસ્તારોમા પ્રસરવા લાગ્યો. શરૂઆતમા તો આ તહેવાર ખ્રિસ્તી દેવળોમા ઊજવાતો નહોતો. ઊલટું કેટલાક ધર્માધિકારીઓએ તો ઈશુનો જન્મોત્સવ ઊજવવા વિષે વાંધો પણ ઉઠાવેલો. કે ઈશુ કોઈ રાજા મહારાજા નથી કે એમનો જન્મોત્સવ ઊજવી લોકો આનંદપ્રમોદમા ગુલતાન થઈ જાય. પણ પાછળથી એ વિરોધ દૂર થઈ એ સર્વત્ર ઊજવાવા લાગ્યો.

આ તહેવારને દિવસે ખ્રિસ્તીઓ જે વિધિ કરે છે તે કંઈક અંશે આપણી દીવાળી અને બેસતા વર્ષના તહેવારના વિધિને મળતી છે. ઘર શણગારવુ, ખ્રિસ્ત જયંતીના ગીતો ગાવા, દેવળમા પ્રાર્થના કરવા જવુ, નવા કપડા પહેરીને એકબીજાને હળવુમળવુ અને નાતાલના અભિનંદન આપવા, મિજબાની સહિત ભોજનની કરવી, નાતાલના અભિનંદન આપતા સુંદર ને નખરેબાજ પત્રો સગાસ્નેહીઓ ને મિત્રો પર મોકલવા, ભેટસોગાદો આપવી ઇત્યાદિ વિધિ તેમનામા હોય છે. પણ બાળકો માટે તો આ તહેવાર એટલે સ્વર્ગીય આનંદનો દિવસ! ઘણા ખ્રિસ્તી કુટુંબોમા નાતાલને માટે એક ફરનુ ઝાડ લાવી તેને ઘરમા રોપે છે, જે 'નાતાલનુ ઝાડ' (Christmas tree) કહેવાય છે. આ ઝાડ પર દીવાઓ તથા રંગબેરંગી ચળકતી વસ્તુઓ લગાડી તેને બને તેટલુ આકર્ષક કરીને શણગારે છે. પછી તેના પર બાળકોને જે વસ્તુઓ ભેટ આપવાની હોય છે તે ટાંગે છે અને નાતાલને દિવસે તે તેમને ભેટ આપે છે. વળી ઘણી મહેનત કરીને સુંદર ડિઝાઇનની બનાવેલી કેક (સૂકી જેવો પદાર્થ) ખાવા પણ મિત્રોને આમંત્રણ અપાય છે.

બાળકોને માટે બીજી આનંદની વસ્તુ તે સાન્તા ક્લૉઝ (Santa Claus)ની મોહભરી કલ્પના. આ કલ્પના એશિયા માઇનોરમા થઈ ગયેલા બાળકો, મુસાફરો આદિના રક્ષણકર્તા એક સંત નિકોલસ પરથી આવી છે. નાતાલના દિવસે ધોળી લાંબી દાઢી ને લાલ ઝભ્ભો પહેરેલા એ સંત નિકોલસ (સાન્તા ક્લૉઝ) આવીને બાળકોને જાતજાતની વસ્તુઓની ભેટ આપે છે એમ ખ્રિસ્તી બાળકો માને છે. એ અનુસાર પત્રે ઉત્સવે તો આવો વેશ ધારણ કરી 'સાન્તા ક્લૉઝ' પણ ઘણા બને છે.

નાતાલના દિવસે સામાન્ય ઉપર મુજબ વિધિ છે, છતા કેટલાક દેશ પરત્વે ખાસ વિધિ પણ હોય છે. (અનુ૰ સામેના પાને)

સાથે ચીની લોકરાજ્યના ચૂંટાયેલા ૭ ઉપ-પ્રમુખો પૈકી મૅડામ સુન-યાટ-સેન પણ છે; પણ એ સાચો 'ચીનવાસી' કે પછી 'સામ્યવાદી' એ તો સમય બતાવશે.

પરંતુ એટલું તો નક્કી છે કે ચીન જેમ આજ સુધી બનતું આવ્યું છે તેમ એશિયાના ભાવિ ઘડતરમાં અગત્યનો ભાગ ભજવવાનું જ.

## સ્કૉટલૅન્ડ યાર્ડ : લંડનના પોલીસ દળનું વડું મથક

છૂપી પોલીસનાં ગુનાશોધક વૈજ્ઞાનિક સાધનોનો પરિચય આપતો જે લેખ આ અંકમાં અન્યત્ર પ્રકટ થયો છે તેને અનુસંધાને લંડનના જગવિખ્યાત પોલીસના વડા મથકનો આ ટૂંકો પરિચય પણ સાથે સહાયક થઈ પડશે.

છૂપી પોલીસના વડા મથકને માટે વળી 'સ્કૉટલૅન્ડ યાર્ડ' જેવું વિચિત્ર નામ કેમ અપાયું હશે એ નવાઈ પમાડનારું છે. અમદાવાદના વડા પોલીસ મથકને માટે 'ગાયકવાડની હવેલી' શબ્દ જે રીતે પ્રચલિત થયો છે તેવી જ એની કથા છે. આજથી ૧૦૦ વર્ષ પહેલાં ઇંગ્લૅંડના રાજાઓના જૂના રાજમહેલ વ્હાઈટ હૉલનો વાડો 'સ્કૉટલૅન્ડ યાર્ડ' તરીકે ઓળખાતો હતો. ઈ. ૧૮૪૨માં જ્યારે લંડન શહેરના પોલીસ દળે પહેલવહેલું ગુપ્તચરખાતું ખોલ્યું ત્યારે તેનું મથક એ જગ્યાએ રાખવામાં આવ્યું હતું, તે પરથી પોલીસ મથકને માટે એ સ્થાનનું નામ પ્રચલિત બન્યું. પછી તો એ એવું પ્રચલિત થયું કે ઈ. ૧૮૯૦માં પોલીસ દળને તે જગ્યાએથી વેસ્ટમિન્સ્ટર પૂલ પાસેના એક વિશાળ મકાનમાં ખસેડવામાં આવ્યું ત્યારે તેઓએ તે મકાનને પણ જૂની જગ્યાનું જ નામ આપ્યું ! અને આજે તો લંડનના લોકોના મનમાં એ વિચાર એટલે સુધી રૂઢ થઈ ગયો છે કે 'પોલીસ દળ' એટલે 'સ્કૉટલૅન્ડ યાર્ડ' એવો એ પર્યાય શબ્દ બની ગયો છે.

એ 'ન્યૂ સ્કૉટલૅન્ડ યાર્ડ' હવે, ૧૮૯૦, ૧૯૦૫ અને ૧૯૪૦માં બાંધવામાં આવેલાં ત્રણ મોટા મકાનોનો બનેલો છે. તેના મધ્યવર્તી કેન્દ્ર રૂપ મુખ્ય કચેરી સંખ્યાબંધ ખાસ ખંડોની બનેલી છે, જેમાં લંડનનાં ૧૭૫ થાણાંઓ સાથે ચોવીસે કલાક સંદેશાઓની આપલે થયા જ કરે છે. ૭૦૦ ચોરસ માઇલના બનેલા એ વિરાટ લંડન શહેરમાં એવું કશું જ બનતું નથી જેની સ્કૉટલૅન્ડ યાર્ડને થોડી સેકન્ડ અથવા થોડી મિનિટોમાં ખબર ન પડે. તરત જ આ ખંડોમાંના અમલદારો તરફથી લંડનભરમાં જાળની માફક બિછાવેલી પોલીસ ફોજોને તે સંબંધમાં યોગ્ય પગલાંના હુકમો છૂટે છે.

કચેરીનો સૌથી મોટો ખંડ 'માહિતી ખંડ' તરીકે ઓળખાય છે. સંદેશાઓ ઘણુંખરું ટેલીફોન અથવા ટેલીપ્રિન્ટર દ્વારા મળ્યા કરે છે. આખા લંડન શહેરના સમસ્ત પ્રજાને બે ટેલીફોન નંબરો ખૂબ જ જાણીતા છે. એક ૯૯૯ અને બીજો વ્હાઈટ હૉલનો ૧૨૧૨. કોઈ પણ શહેરીને જલદીથી પોલીસની તાત્કાલિક મદદની જરૂર પડે કે તરત તે ૯૯૯ નંબર પર ફોન કરે છે. એ જ આંકડા પસંદ કરવાનું કારણ એ કે અંધારામાં પણ તે નંબર સહેલાઈથી ડાયલ ફેરવીને જોડી શકાય. તરત જ તેનું જોડાણ 'માહિતી-ખંડ' સાથે થઈ જાય છે.

એ માહિતી-ખંડનું બારણું ઉઘાડતાં જ મકાનોના નકશા તૈયાર કરનાર ડ્રાફ્ટ્સમેનોનાં ટેબલ જેવાં મોટાં ટેબલો પર શેતરંજના પ્યાદાંઓ ગોઠવેલા વિશાળ નકશાઓ નજરે પડે છે. આ દરેક નકશો લંડનના એકએક વિભાગનો હોય છે, અને તે પરના પ્યાદાઓ તે એ વિભાગમાંની પોલીસની મોટરો દર્શાવે છે. જેને સુનિર્દેશ પહેરેલા પોલીસો હાંકતા હોય તેવી મોટરોને નાની ગોળાકાર ચકતી દ્વારા દર્શાવેલી હોય છે, અને જે મોટરોને સાદાં કપડાંવાળી છૂપી પોલીસ હાંકતી હોય ને તેથી તે શહેરની સામાન્ય મોટર કે લારી જેવી દેખાતી હોય તેને મોટર આકારનાં ચકતાથી દર્શાવેલી હોય છે. આ ઉપરાંત ટેમ્સ નદીમાં પણ પોલીસની હોડીઓ રાખેલી હોય છે, તેને હોડીઓ જેવા આકાર દ્વારા દર્શાવેલી હોય છે. આ દરેક મોટર તથા હોડીને સ્કૉટલૅન્ડ યાર્ડમાંથી રેડિયો દ્વારા સીધા સંદેશાઓ મોકલી શકાય છે. તે ઉપરાંત ૨૩ વિભાગોના મથકોમાં ટેલીપ્રિન્ટરથી સંદેશા મોકલી શકાય છે.

આ ઉપરાંત આખાયે લંડન શહેરમાં પોલીસ દળના ઉપયોગ માટે જ ખાસ ટેલીફોન બૉક્સો રાખવામાં આવી છે ને તેને ટપાલખાતાની ટેલીફોનની લાલ કોટડીઓથી જુદી પાડવા ભૂરું રંગેલી છે. તે બૉક્સનું બારણું પણ ઉઘાડ્યા સિવાય કોઈ પણ શહેરી માત્ર રિસીવર ઉપાડે કે તરત જ તેનું મારી પાસેના પોલીસ થાણા સાથે જોડાણ થાય છે. પોલીસો પોતે પણ પોતાના વિભાગમાં ફરતાં ફરતાં કંઈ કામ હોય તો આ ટેલીફોનનો ઉપયોગ કરે છે. વળી આવી દરેક બૉક્સને મથાળે બત્તી હોય છે અને પોલીસ-થાણાને પોતાના વિસ્તારમાંના ફરજ પરના પોલીસનું કંઈ કામ હોય તો તેને ટેલીફોન પર બોલાવવા માટે તે બત્તી કરીને તેનું તે તરફ ધ્યાન ખેંચે છે. માહિતી-ખંડમાના આ ત્વરિત સાધનો તથા યુક્તિઓ વડે તેમજ જુદાજુદા વિસ્તારોમાં ફરતી પોલીસ દળની મોટરોની મદદથી ગયા વર્ષ દરમિયાન લગભગ ૯,૦૦૦ માણસોની ઘણી જ જલદીથી ધરપકડ કરી શકાઈ હતી.

ગુનેગારોના આંગળાંની છાપ લેવા માટેનું અહીંનું ખાતું રેલવેની એકાદ મોટી ટિકિટ ઑફિસ જેમ ગોઠવવામાં આવેલું છે. સ્કૉટલૅન્ડ યાર્ડ પોતાના આ વિભાગને માટે અભિમાન લઈ શકે એવા તેના ભૂષણરૂપ એ છે. ત્યાંના અગાઉના કમિશનર, સર એડવર્ડ હેન્રીએ એ છાપોનાં કુંડાળાં, કમાનો, શંકુઓ વગેરેના ચિહ્ન પ્રમાણે તેનું જે વર્ગીકરણ કર્યું છે તે પદ્ધતિનો આજે દુનિયાના દરેક દેશનાં પોલીસદળો ઉપયોગ કરી રહ્યા છે.

—વિન્ડહામ મરે

## શી અભ્યાસી વૃત્તિ !

આજથી ૨૫ વરસ પર એવેલીન ચીઝમૅન નામની કીટ-વિજ્ઞાનની અભ્યાસી એક અંગ્રેજ બાઈ દક્ષિણ પાસિફિક પ્રદેશનાં કીટકોનો સંગ્રહ કરવા ત્યાં ગયેલી. તેણે ત્યાંથી મહા મુશ્કેલીએ એકઠાં કરીકરીને લંડનના સાઉથ કેન્સિંગ્ટન મ્યૂઝિયમને મોકલેલાં વિવિધ કીટકોનો સરવાળો હમણાં ૧૦૦,૦૦૦ (એકલાખ)ની સંખ્યાએ પહોંચ્યો છે. આ પહેલાં એ બાઈએ ન્યૂ ગીની, પાપુઆ અને આફ્રિકામાં આવી કીટકશોધો કરેલી; અને હવે તે પાસિફિકમાં આવેલા ભાગ્યે જ થયા વિનાના પ્રદેશોમાં જવાની છે.

## સાપનું ઝેર

'કુમાર'ના ૩૦૯મા અંકના ૨૨૦ પાના પર 'સાપનું ઝેર' નીચે જે હકીકત લખાએલી છે, તે બરાબર છે પણ અધૂરી છે.

સાપનું ઝેર સાપના પેટમાં જાય તો એને અસર નથી થતી સાપનું ઝેર માણસના મોં વાટે પેટમાં જાય તો યે અસર નથી થતી. જેમ પેનીસીલીન અને કોરેમીન જેવા પદાર્થો પેટમાં જવાથી અસર વગરના થઈ જાય છે તેમ, પેટમાંના હાઇડ્રોક્લોરિક ઍસિડની અસર નીચે આ બધા પદાર્થો પોતાનો ગુણ ગુમાવી દે છે. સાપનું ઝેર અસરકારક થવા સીધું લોહીમાં જ જવું જોઈએ એ જરૂરી શરત છે. એટલે કોઈને સર્પ-દંશ થયો હોય તેને ચૂસીને થૂંકી નાખવાનું કામ તદ્દન સલામત છે. પણ ચૂસનારનું મોં સાફ—ચાંદી વગરનું કે આવું થએલું ન હોવું જોઈએ.

—નરાભાઇ જ. પટેલ

### બીજા વિભાગો



### માસમાસના તહેવારો



**…ુકુરી •**

### કાવ્યકણિકાઓ



### જીવનપરિચય



### ઇતિહાસ-ભૂગોળ-પુરાતત્ત્વ



### ખોરાક-આરોગ્ય-ઔષધ



### વિજ્ઞાન



### પ્રકીર્ણ લેખો



### પરચુરણ



